# બે બોલ

પુસ્તકની ક્ષતિઓ અને દોષો તેનો લેખક જેટલા પ્રમાણમાં જાણે તેટલા પ્રમાણમાં કદાચ વાચક જાણી શકતો નથી, એટલે આ ક્ષતિઓ કે દોષોને દરગુજર કરવાની વાચકોને તે વિનંતી કરે તેમાં માત્ર શિષ્ટતા જ નથી; જો કે આવી ક્ષતિઓ કે દોષો પુસ્તકમાં રહી જવા પામે તે બરાબર નથી. પરંતુ મહાસભાનો આ ઇતિહાસ લખવામાં જે જે પરિસ્થિતિમાંથી તેના લેખકને તેમજ પ્રકાશકને પસાર થવું પડ્યું છે તે પરિસ્થિતિનો વિચાર કરતાં તેઓને વાચકોની ઉદારવૃત્તિનું સાંત્વન જરૂરી તો છે જ.

ડૉ. પટ્ટાભી સીતારામૈયાએ ૧૯૩૫ ના ડીસેમ્બર સુધી મહાસભાનો સંપૂર્ણ ઇતિહાસ લખ્યો છે અને તેનું ગુજરાતીમાં ભાષાન્તર પણ થઇ ગયું છે. ડૉ. પટ્ટાભીનો ઇતિહાસ જે ક્ષેત્ર આવરે છે તથા તે જે ચર્ચા કરે છે તે વસ્તુ આ પુસ્તક કરી શકે તેમ નથી.

ડૉ. પટ્ટાભીના પુસ્તકની પુરવણી રૂપે પણ આ પુસ્તક નથી, અથવા તો ડૉ. પટ્ટાભીના ઇતિહાસનું સ્થાન લેવા માટે પણ લખાયેલું નથી. આ પુસ્તકના પ્રકાશકોએ મહાસભાના ઇતિહાસનાં બે પુસ્તકો અત્યાર સુધી પ્રસિદ્ધ કર્યાં હતાં અને એ બે પુસ્તકોના અનુસંધાનમાં જ આ પુસ્તક લખાયું છે એટલું અત્રે જણાવી લઇએ.

સામાન્ય રીતે દેશના વાર્ષિક રાજકારણનું પ્રતિબિમ્બ મહાસભાના

વાર્ષિક અધિવેશનમાં અપાતાં સ્વાગત સમિતિનાં તથા અધિવેશનના પ્રમુખોનાં ભાષણો તથા અધિવેશને પસાર કરેલા ઠરાવોમાં લગભગ સંપૂર્ણ રીતે પડે છે. આ વસ્તુને ધ્યાનમાં રાખીને જ આ પુસ્તક તૈયાર કરવામાં આવેલું છે. પરંતુ માત્ર ભાષણો કે ઠરાવો, રાજપ્રકરણી અભ્યાસ માટે જરૂરી સામગ્રી પૂરી પાડવા ઉપરાંત સામાન્ય રીતે સરળ કે સફળ વાચનની ગરજ સારી ન શકે, તેમજ પુસ્તકની સળંગતાને પણ તે અનુરૂપ નીવડી ન શકે. આમ હોવાથી આ પુસ્તકમાં ભાષણો અને ઠરાવો ઉપરાંત મહાસભાને સ્પર્શતા વાર્ષિક રાજકીય બનાવોની તદ્દન ઝાંખી રૂપરેખા આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પુસ્તકની તેમજ પુસ્તક તૈયાર કરવાનો સમયની જે મર્યાદા હતી તેમાં આ ઉપરાંત વધારે આપી શકાય તેમ ન હતું. મહાસભાનાં દસ્તાવેજી ઉપયોગનાં નિવેદનો અને યાદીઓને પુસ્તકના અંત ભાગે પરિશિષ્ટમાં આપવામાં આવેલાં છે.

મહાસભાનો પ્રથમ ઇતિહાસ લખનાર ડૉ. પટ્ટાભી સીતારામૈયાએ આ પુસ્તકને ખૂબ જ મહત્ત્વના મુદ્દા ચર્ચતી પોતાની પ્રસ્તાવના લખી આપીને જે મહત્તા આપી છે તેથી સાચે જ તેના લેખક અને પ્રકાશક તેમના ઋણી બન્યા છે.

પુસ્તકની શરૂઆત ગયા પછી દિલ્હી મુકામે ભરાયેલા ૧૯૨૩ ના ખાસ અધિવેશનથી થાય છે, અને તેનો અંત ફૈઝપુર પછીના હોદ્દા સ્વીકારના નિર્ણયથી આવે છે. અકસ્માત રીતે આ બે પ્રસંગો વચ્ચેના સમયમાં મહાસભાના રાજકારણમાં ધારાસભા પ્રવેશનો મુદ્દો ખૂબ જ અગત્યનું મહત્ત્વ મેળવી ચૂકયો હતો. ગયામાં સ્વરાજીઓએ જે બળવો જગાવ્યો હતો તે બળવાએ મહાસભાના રાજકારણમાં અસહકાર પછી પહેલી જ વાર બંધારણીય કાર્યના મહત્ત્વને દાખલ કર્યું હતું. સીધા સામનાની સવિનય ભંગની લડત દરમિયાન પાછો ખેંચી લેવામાં આવેલો ધારાસભાપ્રવેશ આ લડત બંધ પડતાં ફરી સજીવ બન્યો છે અને

અગાઉ કરતાં વધારે વ્યાપક પરિણામો સાથે તેણે મહાસભાના રાજકારણમાં પોતાનાં વર્તુલો ફેલાવ્યાં છે. મહાસભાએ પોતાના ૫૧ વર્ષના ઇતિહાસમાં પહેલી જ વાર સત્તાવાર રીતે રાજતંત્રની મર્યાદિત પણ જવાબદારી સ્વીકારી છે. આ જવાબદારી સ્વીકારાતાં મહાસભાના રાજકારણમાં નવું જ પ્રકરણ ખુલે છે. અસહકાર પછી ગયા મહાસભામાં સ્વરાજીઓએ ધારાસભા પ્રવેશનો વિચાર દાખલ કરીને મહાસભાના રાજકારણમાં જે નવું પ્રકરણ ઉમેર્યું હતું અને જે પ્રકરણનો અંત હોદ્દાસ્વીકારના નિર્ણયથી શરૂ થતા નવા પ્રકરણથી આવે છે, તે પ્રકરણને આ પુસ્તકમાં આલેખવામાં આવેલું છે. અકસ્માત રીતે પણ એક સંપૂર્ણ વિચારને આ પુસ્તકમાં સમાવવામાં આવેલો છે. તેની ટીકા કે ચર્ચા અહીં વિચાર-પૂર્વક કરવામાં આવી નથી.

મહાસભાનું અધિવેશન ખૂબ જ નજીકમાં આવતું હોવાથી પુસ્તકને ખૂબ જ ઝડપે તૈયાર કરવામાં આવ્યું છે. આથી તેમાં રહી જવા પામેલી મુદ્રણ ઉપરાંતની બીજી ઘણી ય ભૂલોને તપાસી સુધારવાનો સમય મળ્યો નથી. આ કારણે ફરીને અમે વાચકોની ઉદારતાની અપેક્ષા રાખીએ છીએ.

# પ્રસ્તાવના

મહાસભાનું અધિવેશન જે પ્રાન્તમાં મળનાર છે, તે ગુજરાત પ્રાન્ત મહાસભાનો વર્ણનાત્મક જ નહિં પણ વિવેચનાત્મક ઇતિહાસ ( છેલ્લી તારીખ સુધીનો ) પ્રસિદ્ધ કરવાની પહેલ કરે તે તદ્દન સુયોગ્ય છે. મહાસભાનો ઇતિહાસ ૧૯૩૫ ના ડીસેમ્બર સુધી લખવામાં આવ્યો તો હતો, પરંતુ આપણે એટલી બધી ઝડપે આગળ વધી રહ્યા છીએ કે દાયકાઓની પ્રગતિ અઠવાડીયાં અને મહિનાઓમાં શક્ય બનવા લાગી છે. છેલ્લા છેલ્લા મહાસભાનું યંત્ર પણ તેના કાર્યક્રમના વારંવાર થતા ફેરફારોને કારણે અનેક પરિસ્થિતિઓમાંથી પસાર થઇ ગયું છે. મહાસભાના આ યંત્રના પાટાને ઢીલી ગરગડી પરથી ઉતારી કઠણ ગરગડી પર ચઢાવવામાં આવ્યો હતો અને વળી પાછો કઠણ ગરગડી પરથી ઢીલી ગરગડી પર ચઢાવી દેવામાં આવેલો છે. રાજકારણમાં તદ્દન શિખાઉ હોય તેવાને અથવા તો અધિર આદર્શવાદીને સંપૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયની ઉંચાઇ સુધી પહોંચવા માટેની ટૂંકી પણ સીધી ઉર્ધ્વ ગતિના વિરોધમાં આ ફેરવાતા માર્ગો અને સીધા સામના તથા બંધારણીય પ્રયત્ન વચ્ચેની હેરફેર, તરંગી અથવા આંખે પાટા બાંધેલા ઘાણીના બળદની એક જ માર્ગમાં પ્રગતિ થયા વિનાની ગતિ જેવી જ લાગશે. આ ટીકાકારો ભૂલી જાય છે કે યુદ્ધની પરિસ્થિતિ એ સમાજની સાધારણ ઘટના જેવી ન હોય. અસહકાર પણ એવી પ્રવૃત્તિ છે જે સહકારના હાથ માટે ફાંફાં મારતી હોય છે અને આટલા કારણે સવિનયભંગ અને સીધો સામનો એ અતૂટ યુદ્ધની અવિરત

પ્રક્રિયાની સ્થિતિમાં રહી ન શકે. ધારાસભા પ્રવેશની સામે બોલનારા શું ભૂલી જતા લાગે છે કે ૧૯૩૨ ના ઓગસ્ટમાં પુનામાં નક્કી કરવામાં આવ્યું હતું તે પ્રમાણેના વ્યક્તિગત સવિનયભંગના મર્યાદિત ક્ષેત્ર જેવા સીધા સામનાને પણ સંતોષકારક જવાબ મળ્યો ન હતો અને પૂરતા પ્રમાણમાં સત્યાગ્રહ કરનારા માણસો બહાર પડયા ન હતા. આ કારણે જ આ લડતના પ્રણેતાને જ સવિનયભંગને ખેંચી લઇ ધારાસભા પ્રવેશની રજા આપવાની ફરજ પડી હતી–સવિનયભંગને પાછો ખેંચી લેવાનું અનિવાર્ય બન્યું હતું. સવિનયભંગ પાછો ખેંચી લેવામાં આવવાથી રાજ-કારણમાં એકાએક ખાલી જગા પડી ગઇ હતી. પરંતુ કુદરતની માફક રાજકારણને પણ ખાલી જગા ગમતી નહિ હોવાથી તેણે કરેલા અવકાશમાં હોદ્દાસ્વીકારનાં આનુષંગિક પરિણામોવાળી ધારાસભા પ્રવેશની પરિસ્થિતિ ઘુસી ગઈ. આવે સમયે જ હોદ્દાસ્વીકારના હેતુને **હિંદીધારાનો સામનો કરી તેને તોડી નાંખવાનો** જણાવવામાં આવ્યો હતો પરંતુ કાર્યક્રમ અને રોજ–બ–રોજની પરિપ્રાપ્તિની દષ્ટિએ એ જણાવવાનું વધારે પડતું નથી કે પ્રધાનમંડળો પોતાના હેતુઓને, આ ધારાનો મહાસભાની પ્રતિષ્ઠાને હાની પહોંચાડ્યા વિના ઉત્તમ રીતે ઉપયોગ કરીને જ બર લાવી શકે.

૧૯૨૦ માં આપણે અસહકાર શરૂ કર્યો, ૧૯૨૨ માં સ્વરાજ પક્ષે ધારાસભામાં પ્રવેશ કર્યો અને પોતાના આ કાર્ય માટે ૧૯૨૭ ની સાલમાં મહાસભાની બહાલી મેળવી. ૧૯૨૯ માં આપણે ધારાસભામાંથી રાજીનામું આપવાનું નક્કી કર્યું અને ૧૯૩૦ માં ફરીને સીધા સામનાને રસ્તે ચઢ્યા. આપણા પ્રયત્નોને ફત્તેહ મળતી હોય એમ આપણને એકાએક માલમ પડ્યું. લડત ચાલતી હોય તેમાં બહુ વહેલા જે શાંતિ આપવામાં આવે છે તે બુદ્ધિયુક્ત નથી હોતી અને એટલા માટે તે બીજા યુદ્ધ તરફ ઢસડી લેઇ જાય છે, આથી જ ૧૯૩૨ અને ૩૪ માં ફરીને આપણને લડાઇ લડવી પડેલી. આપણું સિપાઇદળ થાકી ગયું હતું અને આપણા વ્યૂહમાં અપવિત્રતા ઘૂસી ગઇ હતી. આ બધાને પરિણામે આપણી રાષ્ટ્રીય લડતનો

મેદાનમાં ધારાસભાપ્રવેશ કરીને દશ્યમાન થયો. અંધારણીય કાર્યની જે દૃષ્ટિએ અત્યારની ધારાસભાની પરિસ્થિતિને તપાસવામાં આવે તો એગાઉના કાર્યકર્તા ચોકકસ રીતે વધારે સફળતા મળેલી લાગશે. ધારાસભાનો કાર્યક્રમને આપણે અપનાવી માંડમાંડ ધારાસભામાં પ્રવેશી શકયા ત્યાં તો લોકો ફરીને સીધા સામનાની વાત કરવા લાગી ગયા અને બોલવા લાગ્યા કે સ્વરાજ કડકે કડકે કે છૂટક છૂટક ન મેળવી શકાય. માનવમનની તેમાં ય ખાસ કરીને રાજકારણમાં એ ખાસીયત છે કે તેને એકદમ એક જ પ્રકારના વિચારથી કંટાળો આવી જાય છે અને કાર્યક્રમના ફેર-બદલની વાત કરવા લાગી જાય છે. પરંતુ આંથી કંઇ નિરાશ થવાની જરૂર નથી. માનવમન સીધી લીટીમાં કે વર્તુલમાં ફરતું નથી, તેની ગતિ સ્ક્રૂના પેચ જેવી ગોળ પરંતુ ઉંચે લઇ જતી છે, અને આવી ઊર્ધ્વ ગતિમાં આપણે જ્યાંથી નીકળ્યા હોઇએ ત્યાં ફરીને પાછા આવવાનું બને છે. પરંતુ આ સ્ક્રૂના દરેક પેચમાં ટેકરીનું અમુક ઉંચાણ તો આપણે કાપતા હોઇએ છીએ અને એટલા કારણે જે વસ્તુ આપણે પહેલાંની સ્થિતિમાં પાછા ફર્યા જેવી લાગે છે તે તો વધારે ઉંચી સપાટી સુધી પહોંચવાના એક માર્ગ જેવી જ છે. સીધા સામનાને ફરીને આપણા કાર્યક્રમમાં સ્વીકારવામાં આવે, ધારાસભા પ્રવેશને ધાર્યા કરતાં વહેલો છોડવામાં આવે, પરંતુ હિંદનું ભાવી મેળવવાનું તો આ બે માર્ગોના વારાફરતીના ગ્રહણમાં સંજાયેલું છે. છેલ્લા ચાર વર્ષનો ઇતિહાસ અને તેના પરની ટીકા આ ચીલસણીને જ વ્યકત કરે છે.

પરંતુ છેલ્લાં ત્રણ વર્ષમાં મહાસભાને જે લડતમાં ભાગ લેવાનું થયું છે તે લડત માત્ર સીધા સામના કે બંધારણીય લડતની પસંદગીના મુદ્દામાં જ સમાઇ ગઇ નથી, પરંતુ તે એકબાજુએ મહાસભા અને રાજસ્થાનોની પસંદગીના મુદ્દા પર અને બીજી બાજુ પર ગાંધીવાદ અને સમાજવાદની પસંદગીના મુદ્દા પર લડાયેલી છે. ૧૯૩૪ ના એપ્રિલમાં અતિશય અગ-ત્યનો એવો એક ત્રીજો જ મુદ્દો આ બેની સાથે સાથે ઉભો થવા પામ્યો

હતો અને આ ત્રીજા મુદ્દાને કારણે જ મહાત્મા ગાંધીને મહાસભામાંથી છૂટા થવાની ફરજ પડી હતી. સદ્‌ભાગ્યે કાળના પ્રવાહમાં ધાર્યા કરતાં વહેલા આ મુદ્દાનું નિરાકરણ ત્રાસવાદી વિચાર ધરાવનારાઓએ અહિંસામાં પોતાનો વિશ્વાસ હૃદયપૂર્વક જાહેર કરવાથી આપમેળે આવી ગયું છે.

અહિંસા મહાસભાવાદીઓનો પ્રેમ અને શ્રદ્ધા ગુમાવતી જાય છે તેમ જાણીને મહાત્માજીને ખૂબ જ સંતાપ થયેલો. પરંતુ ત્રણ વર્ષ કરતાં પણ ઓછા સમયમાં કાકોરી કેદીઓએ પોતાના છૂટકારા પછી અને આંદામાનના કેદીઓએ હિંસામાંનો પોતાનો વિશ્વાસ ઊઠી ગયાની જાહેરાત કર્યા પછી મહાસભાની દૃષ્ટિમર્યાદામાં સંપૂર્ણ પરિવર્તન થયું છે અને છેલ્લા સત્તર વર્ષમાં જે બે સિદ્ધાન્તોના પાયા પર મહાસભાનું ચણતર બાંધવામાં આવ્યું છે તેનામાં સર્વતોમુખી વિશ્વાસ પ્રસ્થાપિત થતો ચાલ્યો છે. જૂની અને જુવાન પેઢી વચ્ચેનું આ અહિંસાના મુદ્દા પર સમાધાન થઇ ગયું છે. તેણે મહાસભાનો માર્ગ કંઇક અંશે સાફ કર્યો છે અને ઉપર જણાવ્યા તે બે મુદ્દાનો નિર્ણય કરવાનું હરિપુરા માટે બાકી રાખ્યું છે. આ બેમાં ય રાજસ્થાનીઓના મુદ્દાનું મહત્વ ગૌણ છે. મહાસભાએ રાજ-સ્થાનોને પોતાના પ્રદેશના એક અવિભાજ્ય અંગ જેવા ગણવા જોઇએ અને જે કંઇ લડત ઉપાડે તેમાં સમાનતાએ મૂકવા જોઇએ કે નહિ એ મુદ્દાનું નિરાકરણ કરવાનું બાકી છે. છેલ્લાં બે વર્ષમાં રાજસ્થાનોનો પ્રશ્ન આગળ ધસી આવ્યો છે અને મહત્ત્વના મુદ્દાનું તેણે સ્થાન લીધું છે કારણ કે સમવાય તંત્રના પ્રશ્ને હિંદની ભાવી રાજકીય વ્યવસ્થા નક્કી કરવામાં કેન્દ્રિભૂત સ્થાન લીધું છે અને આ વ્યવસ્થામાં પ્રાન્તો તથા રાજ્યોને એક બીજા સાથે જોડવામાં આવેલાં હોય ત્યારે રાજસ્થાનો મહાસભાથી જુદા રહે તે પ્રમાણે કોણ બોલી શકે. ભલેને તે તદ્દન સ્થિતિચુસ્ત ન હોય. રાજસ્થાનોને મહાસભાથી અલગ રાખવામાં આવશે તો બહુ જ ભયાવહ પરિસ્થિતિ ઉભી થશે કારણ કે પછી તો પ્રાન્તોના વિકાસથી તદ્દન અલગ અને સ્વતંત્ર રીતે આ રાજસ્થાનોને પોતાનો વિકાસ સાધવા દેવામાં આવશે નહિ. તાજેતરમાં હિંદમાં લોર્ડ લોધિયને એક નિવેદન

પ્રગટ કરતાં યોગ્ય રીતે જણાવ્યું હતું કે રાજસ્થાનોને તેમની મરજીમાં આવે ત્યારે અને યોગ્ય સમયે સમવાય તંત્રમાં આવવાની છૂટ આપીને એકલા પ્રાન્તોનું સમવાયતંત્ર રચવાનો વિચાર હિંદના ભાવીને ખૂબ જ નુકસાન પહોંચાડે તેવો છે. પ્રાન્તો જેમ હિંદના અવિભાજ્ય અંગો બની ગયાં છે તેજ પ્રમાણે રાજસ્થાનો પણ હિંદના અવિભાજ્ય અંગો બની ગયાં છે. અને જ્યારે આપણે રાજસ્થાનોની વાત કરીએ છીએ ત્યારે આપણે રાજસ્થાની પ્રજાજનો વિષે જ સાથેસાથ વાત કરીએ છીએ કારણ કે રાજસ્થાનોના રાજાઓને વહેલા મોડા કાંતો બંધારણીય રાજાઓ અથવા પ્રાન્તોના ગવર્નરો જેવા બની જવું પડશે. અને જ્યારે આપણે રાજસ્થાની પ્રજાજનો વિષે ઉલ્લેખ કરીએ છીએ ત્યારે આપણે એક જટિલ પ્રશ્ન ઉપસ્થિત કરીએ છીએ કારણ કે રાજસ્થાનીઓને સમવાય તંત્રમાં આણવામાં આવ્યા નથી અને તેમને સમવાય તંત્રમાં આણવાથી રાજાઓને સમવાય તંત્રના ધુપછાંવમાં નાખવા બરાબર છે. આ પ્રશ્નનું મહત્વ કલકત્તાની મહાસમિતિએ મ્હેસુરની પરિસ્થિતિ પર ચર્ચા ચલાવી હતી તેમાંથી મળી આવે છે અને આ કારણે મહાસમિતિના નિર્ણયને જુદા જુદા નેતાઓએ જુદી જુદી દૃષ્ટિથી નીહાળ્યો છે. એવું જણાય છે કે રાજસ્થાનોને પોતાનું ભાવી પોતાની મેળે ઘડી લેવું પડશે અને આમ કરવામાં તેમણે હમણાં જે પ્રાન્તીય સ્વતંત્રતા મેળવી છે અને મધ્યસ્થ સત્તા માટે તૈયારી કરી રહેલા છે તે પ્રાન્તોએ જે દાખલો બેસાડ્યો છે તેના કરતાં બીજો કોઇ દાખલો અનુસરવા માટે મળી શકે તેમ નથી. રાજસ્થાનોએ સીધા સામનાની કસોટીમાંથી પસાર થવું જોઇએ. આમ કરવામાં તેમણે મહાસભાના આશરા નીચે કામ કરવું જોઇએ કે આપબળ અને સાધનો પર આધાર રાખીને પોતાની મેળે ફોડી લેવું જોઇએ ?

જ્યારે જ્યારે પ્રાન્તોમાં સીધા સામનાની લડત ચાલેલી છે ત્યારે ત્યારે રાજસ્થાની પ્રજાજનોએ પોતાની હદમાં સહાનુભૂતિદર્શક એવી જ લડતો ચલાવેલી છે. આ રાજસ્થાની પ્રજાજનો પોતાના ઉદ્ધાર માટે પોતાની

જ હદમાં લડતો શરૂ કરે ત્યારે પ્રાન્તો શું કરશે ? એ એક પ્રશ્ન છે. એવું માનવવામાં આવે છે કે સીધો સામનો અને સત્યાગ્રહ રાજસ્થાની રાજકારણમાં મુખ્ય કાર્યક્રમ હોય પરંતુ રાજસ્થાની પ્રજાજનોના સંબંધમાં મહાસભા, જ્યારે તેણે પોતાના વિકાસમાં સવિનયભંગની લડતને પડતી મૂકી છે ત્યારે આ પ્રશ્નોની અંદર સંડોવાઈ ન જાય. વસ્તુસ્થિતિ પ્રમાણે જ્યારે સવિનયભંગની લડત ચાલતી હોય ત્યારે આખા ય હિંદના ઉદ્ધારની દૃષ્ટિએ રાજસ્થાનીઓ સહાનુભૂતિદર્શક લડત ચલાવે છે પરંતુ રાજસ્થાનો પોતે જ્યારે આવી લડત ચલાવશે ત્યારે પ્રાન્તો એમ જણાવશે કે પોતે તેનો સ્પર્શ નહિ કરે પરંતુ નૈતિક સહાનુભૂતિ દર્શાવશે અને મિત્ર તરીકેની દોરવણી આપશે. આ અસમાન મૈત્રી જેવું લાગે છે. પરંતુ આ પ્રશ્નની જટિલતા એટલી બધી છે કે તેમાંથી આ સિવાય બીજો કોઇ અંતીમ નીવેડો નીકળી શકે તેમ નથી. હરિપુરાએ આ પ્રશ્નનો મહાસભાવાદીઓએ પોતાના આદર્શને પહોંચવા માટે તાત્કાલિક રીતે શું કરવું જોઇએ એ દષ્ટિએ નિવેડો આણેલો પડશે. આવા પ્રશ્નોનો અંતીમ નીવેડો હોઇ શકતો નથી, કારણ કે તેની જટીલતા જ જુદા જુદા પ્રકારની છે અને વારંવાર ફેરવાતી જાય છે અને આ જટિલતા ફેરવાતાં તેના નિવેડામાં પણ ફેરફાર કરવો પડે છે.

હવે મહાસભા અને સમાજવાદનો કઠીન પ્રશ્ન બાકી રહે છે. મહાસભા રાષ્ટ્રીય પુનર્રચનાનો આદર્શ મેળવવા મથી રહી છે. આ કાર્યક્રમને સગવડ ખાતર ગાંધીવાદ તરીકે જણાવી શકાય. આમ હોવાથી, હિંદનુ ભાવી ગાંધીવાદ ઘડે કે સમાજવાદ ઘડે એ જ મુદ્દો રહેશે; આજે સમાજવાદનો જે અર્થ કરવામાં આવે છે એ અર્થમાં, રાજકારણના સામાજિક–આર્થિક વિકાસમાં સમાજવાદ એ છેવટનો નીવેડો છે એમ પણ આપણે કહી શકીએ તેમ નથી. સમાજવાદનો અર્થ પણ સ્થળેસ્થળે ફેરવાય છે. જો કે સમાજવાદનો આદર્શ તો અદ્વિતીય છે, કારણ કે તેનો હેતુ ગરીબાઇ, ભૂખમરો, નગ્નતા, વગેરે દૂર કરવાનો છે અને એટલા કારણે દરેક

નાગરિકે તેનો સ્વીકાર કરવો જોઇએ. આનાં સ્વીકારમાં તે માણુસજાતનો ઉદ્ધાર કરે છે તે જ કારણ ન હોવું જોઇએ. આ સિદ્ધાન્ત આપણી પ્રાચીન ભૂમિની પરંપરાને તદ્દન અનુરૂપ છે તે કારણે પણ તેનો સ્વીકાર થવો ઘટે. સમાજવાદે સમાજની રચના અને દરેક દેશના વિકાસના સિદ્ધાન્તોની—તેના નાગરિક કાયદાઓ અને સામાજિક સંસ્થાઓને સુસંગત રહીને પોતાનો વિકાસ સાધવો જોઇએ. આ કાયદાઓ અને સંસ્થાઓએ દસ હજાર વર્ષથી હિંદની રાષ્ટ્રીયતાની ઇમારતને અખંડ જાળવી રાખી છે. આ કાયદાએ અને સંસ્થાઓમાં નવી શક્તિ અને નવો જુસ્સો રેડવો ન જોઇએ એમ નથી પરંતુ તેમનાં મૂળભૂત સ્વભાવ અને દષ્ટિબિંદુને પશ્ચિમથી નકલ કરી આણેલા કાર્યક્રમો અને સિદ્ધાન્તોના બદલામાં વેચી મારવામાં ન આવે. પશ્ચિમમાં તેનાં રૂઢિ રિવાજો, માન્યતાઓ અને સંસ્થાઓ અચોકસ અવસ્થામાં છે. લોલક એક છેડેથી બીજે છેડે ગતિ કરી રહ્યું છે અને પશ્ચિમના સમાજવાદને તે અંતીમ સ્થિતિએ પહોંચે તે પહેલાં તેના બિંદુએ બિંદુની ગતિમાં ઉપાડી લેવામાં, ફિલ્મનું એકાદ બિંદુ એ ચિત્ર પાડી લઇ તેને જીવન દર્શાવતું સાચું અને પરિપૂર્ણ ચિત્ર માનવા બરાબર થાય છે. આ અશક્ય છે. વિચારના વિકાસની આ એક કક્ષા છે. ફિલ્મની બધી જ કક્ષાઓને સાથે મૂક્યા વિના વિચારનું સંપૂર્ણ ચિત્ર દોરી જ ન શકાય. રશિયાના વિચારોની આપણા મિત્રો જે નકલ કરી રહ્યા છે તેમાં આ વસ્તુને આપણે જોઇએ છીએ. રશિયા પોતે જ પ્રગતિની છેલ્લી કક્ષા સુધી પહોંચ્યું નથી અને એટલા માટે આપણી પોતાની પરિસ્થિતિનો તથા આપણા પોતાના વિકાસની પ્રક્રિયાનો અભ્યાસ કર્યા વિના પ્રેરણા મેળવવા માટે એકદમ રશિયા દોડી જવામાં અને ત્યાં જ જેની કસોટી થઇ રહી છે તેવી પ્રથાઓ અને અવ્યવસ્થિત સિદ્ધાન્તોની નકલ કરવામાં વસ્તુના એક ભાગને આખી વસ્તુ તરીકે માની લેવા જેવું થાય છે. આજ પહેલાંના આપણા નિર્ભેળ સમાજવાદીઓ આપણી અહીંની લડતના હિંદીકરણની જરૂર સ્વીકારતા થયા છે તે જાણીને સંતોષ થાય

છે. આવી સર્વગ્રાહી દષ્ટિની જરૂરનો જ્યારે સ્વીકાર કરવામાં આવે છે ત્યારે રાષ્ટ્રીય પુનર્રચનાના માર્ગમાં આવતી અર્ધી મુશ્કેલીઓ દૂર કરી શકાય છે.

હિંદની સામાજિક યોજનાનો હેતુ પ્રત્યેક વ્યક્તિને સંપૂર્ણ માનવતા સુધી વિકસાવવાનો તેને સંસ્કારી, નૈતિક રીતે ઉન્નત, સમૃદ્ધ, સ્વાશ્રયી, સ્વાવલંબી અને સ્વયંસંપૂર્ણ જીવનવાળી વિશાળ માનવતાના એક ભાગ બનાવવાનો છે; તેનું ધ્યેય તેને આપમેળે ચાલતા યંત્ર કે રાજ્યના યંત્રના ચક્રના આકા, દાંતા કે ઓરા જેવું બનાવવાનું નથી. પશ્ચિમના સમાજવાદમાં આ વસ્તુઓ સમાઈ જાય છે જ્યારે આપણે જે ઉપર જોયો તેવો સમાજવાદ ગાંધીવાદમાં સમાયેલો છે.

બી. પટ્ટાભી સીતારામૈયા



# અનુક્રમણિકા

# હિંદી રાષ્ટ્રીય મહાસભાનો
# ઇતિહાસ

## પ્રકરણ ૧ લું

### દિલ્હીનું ખાસ અધિવેશન

આ અધિવેશનમાં જે વિચાર ફેંકવામાં આવ્યો હતો તે વિચાર ચુસ્ત મહાસભાવાદીઓના સખ્ત વિરોધી પ્રચાર છતાં હિંદી રાજકારણમાં ઠીક ઠીક પ્રમાણમાં બળ મેળવતો જતો હતો. આ વસ્તુની ચુસ્ત નાફેરવાદીઓને તેમના વિરોધ છતાં નોંધ લેવી પડી. અને છેવટનો નિર્ણય લાવીને મહાસભાનું કામ આગળ ધપાવવાની જરૂરનો બન્ને પક્ષો સ્વીકાર કરવા લાગ્યા. વર્ષ દરમિયાન બન્ને પક્ષો વચ્ચે સમાધાન આણવા માટે ખૂબ જ પ્રયત્ન કરવામાં આવ્યો. મુંબઇ અને નાગપુરમાં મળેલી મહાસમિતિની બેઠકોમાં પણ આ પ્રશ્નની ગરમાગરમ છણવટ થવા પામી હતી. આ બેઠકો દરમિયાન એ માલુમ પડી ગયું હતું કે નવો જન્મેલો સ્વરાજપક્ષ નાફેરવાદીઓ જેટલું જ બળ મેળવતો ચાલ્યો હતો. આ બધી

પરિસ્થિતિમાં સંગઠિત કોમની દૃષ્ટિએ ધારાસભા પ્રવેશ અને નાફેરવાદી-ઓના રચનાત્મક કાર્યક્રમનો મેળ સાધવાનો વિચાર આસ્તે આસ્તે બળ મેળવતો ચાલ્યો હતો. મહાસભાની ખાસ બેઠક દ્વારા આ વસ્તુ સાધી લેવાનું આ કારણે ઠરાવવામાં આવ્યું. આ ખાસ બેઠકને પ્રમુખસ્થાને વર્ષ દરમિયાન બન્ને પક્ષો વચ્ચે સમાધાનનું કામ કરનાર, બન્નેને માન્ય થઇ શકે તેવા મૌ. અબુલ કલામ આઝાદની વરણી કરવામાં આવી. તેઓ મુસ્લીમોમાં ખૂબ જ લાગવગ ધરાવે છે તે ઉપરાંત તેઓ એક પ્રખર પંડિત પણ છે. વર્ષ દરમિયાન જે કોમી રમખાણો જાગેલાં અને જે વૈરવૃત્તિનાં બીજ દેશમાં વવાયાં હતાં તેની સામે પણ આવા પાક મુસ્લીમ રાષ્ટ્રવાદીની વરણી ચોક્કસ નૈતિક અસર પાડે તેવું માનવામાં આવતું હતું.

ખાસ બેઠકનું સ્થાન મુંબઇ નક્કી કરવામાં આવેલું પરંતુ પાછળથી આ સ્થળ બદલીને દિલ્હીમાં એ બેઠક ભરવામાં આવી. આ ખાસ બેઠકની સ્વાગત સમિતિના પ્રમુખસ્થાને ડૉ. અનસારી હતા.

દિલ્હી અને ગયા વચ્ચે દેશના રાજકારણમાં અનેક નાના મોટા બનાવો બની ગયા હતા. આમાં ખાસ ધ્યાન ખેંચે તેવાઃ—નાગપુરનો ઝંડા સત્યાગ્રહ, સત્યાગ્રહની લડતને ઢીલી કરી દેવાનો નિર્ણય, ખિલાફતનો અણધાર્યો અંત, નાફેરવાદીઓનો રચનાત્મક કાર્યક્રમ માટે ભારે પ્રચાર, કોમી રમખાણો વગેરે હતા. આ બધાનો પડઘો દિલ્હી અધિવેશને પસાર કરેલા ઠરાવોમાં પડે છે. દિલ્હી અધિવેશનની વિશેષતા એ છે કે તેણે ગયામાં પડેલા ભંગાણને સાંધી દીધું, ધારાસભા પ્રવેશ અને રચનાત્મક કાર્યક્રમ વચ્ચે સુમેળ સાધ્યો અને મહાસભાને ફરીવાર સંગઠિત રાજકીય સંસ્થા બનાવી. ગયામાં જાગેલો બળવો નાફેરવાદીઓનો કચવાટ છતાં સફળ બન્યો. નવી ચુંટણીઓમાં ભાગ લેવા માગતા મહાસભાવાદીઓ માટે માર્ગ ખુલ્લો થયો. દિલ્હીની **આ ખાસ બેઠક ૧૯૨૩ના સપ્ટેમ્બરની ૧૫, ૧૬, ૧૭, ૧૮ અને ૧૯મી** તારીખો દરમિયાન મળી હતી.

અધિવેશનમાં નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.



મૌ. અબુલ કલામ આઝાદ
૧૯૨૩ માં દીલ્હી ખાતે ભરાયલી
રાષ્ટ્રિય મહાસભાની ખાસ બેઠકના
પ્રમુખ

૪. હિંદી સરકારે નભાના મહારાજા રિપુદમનસિંહ માલવેશ્રી બહાદુરની પાસેથી જબરદસ્તીથી રાજગાદી ખાલી કરાવી તે સામે આ મહાસભા પોતાનો રોષ પ્રગટ કરે છે. આ કાર્ય અવિધિપૂર્વક અને અન્યાયથી કરવામાં આવેલું છે અને એનાથી હિંદી રાજવીઓને માટે ખરાબ પ્રણાલી શરૂ થાય છે.

મહારાજા ઉપર જે મોટી આપત્તિ પડી છે તેમાં હાર્દિક સહાનુભૂતિ પ્રગટ કરે છે.

૫. બિહાર, કાનડા અને બ્રહ્મદેશમાં રેલનો ભોગ બનનાર તરફ સહાનુભૂતિ પ્રગટ કરે છે તથા આ દેશના લોકોને પ્રાર્થના કરે છે કે રેલ સંકટમાં સપડાયેલા પ્રાન્તોના દુઃખી ભાઇઓને સહાય કરવા માટે નાણાં એકઠાં કરવામાં કારોબારીને સહકાર આપે.

૬. રાષ્ટ્રીય મહાસભાના બંધારણમાં સુધારાઓ કરવા નીચેના ગૃહસ્થોની એક સમિતિ નીમવામાં આવે.

( ૧ ) જ્યૉર્જ જોસેફ, ( ૨ ) પં. જવાહરલાલ નહેરૂ, ( ૩ ) શ્રી. સુભાષચંદ્ર બોઝ, ( ૪ ) ડૉ. પટ્ટાભી સીતારામૈયા ( ૫ ) શ્રી. ડયુહન.

૭. નિશ્ચય કરે છે રાષ્ટ્રીય એકતાનો મુસદ્દો તૈયાર કરવા માટે નીચેના સજ્જનોની એક સમિતિ બનાવવામાં આવે. આ મુસદ્દાને દેશના મોટા મોટા પ્રતિનિધિઓ અને ભિન્ન ભિન્ન સમાજના પ્રભાવશાળી વ્યક્તિઓની પાસે તેમનો મત મેળવવા માટે મોકલવામાં આવે અને જે મત આવે તેના પર વિચાર કર્યા પછી મહાસમિતિને પોતાનો હેવાલ આપે. મહાસમિતિ કોકોનાડાના અધિવેશનમાં તેનો નિર્ણય કરાવે.

( ૧ ) લાલા લજપતરાય ( અથવા માંદગીને લીધે પં. માલવિયા ), ( ૨ ) સરદાર મહતાબસિંહ, ( ૩ ) ડૉ. અનસારી.

૮. ઠરાવે છે કે કારોબારી એક જાહેર નિવેદન પ્રગટ કરે અને તેમાં હિંદી પત્રોનું ધ્યાન આ બાજુ આકર્ષે કે જે વાતોમાં કોમી સંબંધ પર અસર પડતી હોય તેના પર લખતી વખતે અને કોમી ઝગડાના સમાચાર પ્રકાશિત કરતી વખતે અથવા તેના પર ટીકા કરતી વખતે સંયમની ખૂબ જરૂર છેઃ અને તેમને પ્રાર્થના કરે કે તેઓ એવું વલણ ધારણ કરે નહિ જેથી હિંદના હિતને હાની પહોંચે અને જુદી જુદી કોમ વચ્ચેનો સંબંધ બગડે.

ઠરાવે છે કે કારોબારી દરેક પ્રાન્તમાં એક નાની સમિતિ બનાવે. જો કોઇ વર્તમાનપત્ર એવી બાબત પ્રસિદ્ધ કરે જેથી કોમી ઝઘડો ઊભો થવાનો ભય હોય તે પત્રોને આ સમિતિ એવું નહિ કરવાની પ્રાર્થના કરે અથવા તો જો પોતાની સલાહનું કોઇ પરિણામ ન આવે તો આ પત્રોનાં નામ પ્રસિદ્ધ કરી દે. આમ છતાં પણ આ પત્ર પોતાનું વલણ ન બદલે તો અંતીમ ઉપાય તરીકે મહાસભાવાદી તેનો બહિષ્કાર કરે.

૯. જિલ્લાભરમાં શાંતિ સ્થાપવા માટે અને શાંતિનો ભંગ હોવાનો સંભવ ઊભો થતો હોય તેવી ઘટના બની હોય તેમાં તેના ખરાબ પરિણામો ઓછાં કરવા માટે તથા તેનો જલદી નિકાલ આવે તે માટે અને કોઇ પણ ઉશ્કેરણીના સમયે લોકોને સંયમથી કામ લેવા, સલાહ દેવા માટે તથા આ ફરિયાદોને દૂર કરવા વગેરે માટે જિલ્લાના મુખ્ય સ્થાન પર ખિલાફત સમિતિ હિંદુ સભા, તથા બીજી જવાબદાર સ્થાનિક સંસ્થાઓના સહકારથી જિલ્લા સમિતિ સમાધાન સમિતિઓની સ્થાપના કરે.

૧૦. પંજાબ સરકારે દેખાબમાં બબ્બર અકાલીઓને દબાવવાના બહાનાથી જે દમન શરૂ કર્યું છે, અને જે એટલી હદ સુધી વધી ગયું છે કે શિરોમણી ગુરૂદ્વારા પ્રબંધક સમિતિએ મોકલેલી તપાસ સમિતિને પણ ગિરફતાર કરી દેવામાં આવી છે, તેનો અકાલીઓ જે બહાદુરીથી સામનો કરી રહ્યા છે તેને માટે તેમને અભિનંદન આપે છે અને તેમના બહાદુરી ભર્યાં યુદ્ધની સાથે પોતાની સહાનુભૂતિ પ્રગટ કરે છે.

૧૧. ( ક ) પોતાનો નિશ્ચય ફરીને પ્રગટ કરે છે કે હિંદની આર્થિક સ્થિતિ સુધારવા માટે ખાદી–એટલે હાથે કાંતેલ અને વણેલ કાપડનું વધારે ઉત્પાદન તથા વધારે પ્રચાર જરૂરી છે અને તેને માટે હિંદીવાનોને પ્રાર્થના કરે છે કે રેંટિયા તથા ખાદીનો દેશભરમાં પ્રચાર કરવા માટે તથા એ રીતે પરદેશી કાપડનો પૂર્ણ બહિષ્કાર સિદ્ધ કરવા માટે બેવડો પ્રયત્ન કરે.

( ખ ) લોકોને પ્રાર્થના કરે છે કે કેવળ હિંદુસ્તાનમાં ઉત્પન્ન થયેલ માલ ખરીદ કરે અને જ્યાંસુધી બને ત્યાંસુધી પરદેશી વસ્તુઓની ખરીદી તથા વપરાશ ઓછો કરીને સ્વદેશી ઉદ્યોગને ઉત્તેજન આપે.

( ગ ) હિંદુસ્તાન સ્વતંત્રતાની લડાઇ લડી રહ્યું છે અને ઇંગ્લેંડ તેનો

## ઠરાવો

### દિલ્હીની ખાસ મહાસભાએ પસાર કરેલા ઠરાવો

૧. અહિંસાત્મક અસહકારમાં ફરીવાર પોતાનો વિશ્વાસ જાહેર કરીને આ મહાસભા જાહેર કરે છે કે જે મહાસભાવાદીઓને ધારાસભાઓમાં જવામાં ધાર્મિક કે આધ્યાત્મિક વાંધો ન હોય તે તેને માટે ઉમેદવાર તરીકે ઉભા થઇ શકે છે. અને આને માટે આ મહાસભા ધારાસભાઓમાં પ્રવેશ વિરૂદ્ધનો બધો પ્રચાર બંધ કરે છે.

સાથે સાથે આ મહાસભા બધા મહાસભાવાદીઓને આદેશ આપે છે કે સ્વરાજ જલદી પ્રાપ્ત કરવા માટે એક બનીને ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમને પુરો કરે.

૨. આ મહાસભા હિંદવાસીઓ તરફથી જાપાનના લોકોની ભારે આપત્તિ પ્રત્યે દુઃખ પ્રગટ કરે છે અને તેમની આ પરીક્ષાના સમયે તેમના તરફ સહાનુભૂતિ પ્રગટ કરે છે.

મહાસભાને સંદેહ નથી કે જાપાનના લોકો પોતાની શક્તિથી જલદી આ દુઃખદ અવસ્થામાંથી છુટકારો મેળવશે, તેમ છતાં આ મહાસભા ભારતવર્ષના લોકોને પ્રાર્થના કરે છે કે તેઓ પોતાના એશિયાનિવાસી ભાઇઓ તરફ સહાનુભૂતિના રૂપમાં જાપાનીઓના અત્યારના દુઃખો ઓછાં કરવા માટે પોતાનો હિસ્સો ચુકવી આપે.

૩. આ મહાસભા ઠરાવે છે કે સ્વરાજ્યને જલદી મેળવવા માટે, સત્યાગ્રહ શરૂ કરવા માટે તથા જે જે પ્રાન્ત પ્રાન્તિય અથવા સ્થાનિક સત્યાગ્રહ ચલાવે તેનાં કાર્યને સમુચિત રીતથી ચલાવવા માટે નીચેના માણસોની બનેલી એક સમિતિ નીમવામાં આવે છે. સ્વરાજ્ય પ્રાપ્ત કરવાથી જ મહાત્મા ગાંધી તથા બીજા રાજદ્વારી કેદીઓ સ્વતંત્ર થઇ શકશે તથા જંજીરતુલ અરબને સ્વતંત્રતા મળશે તથા પંજાબનો સંતોષકારક નિકાલ આવશે.

સમિતિના સભ્યો : ( ૧ ) ડોક્ટર કિચલુ, ( ૨ ) મૌલાના મહમદઅલિ, ( ૩ ) દેશબંધુ દાસ, ( ૪ ) શ્રી. વલ્લભભાઇ પટેલ, ( ૫ ) સરદાર મંગલસિંહ, ( ૬ ) પં. જવાહરલાલ નહેરૂ ( ૭ ) બાબુ રાજેન્દ્રપ્રસાદ ( ૮ ) શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ. ડૉ. કિચલુ આ સમિતિના મંત્રી રહેશે.

૪. હિંદી સરકારે નભાના મહારાજા રિપુદમનસિંહ માલવેશ્રી બહાદુરની પાસેથી જબરદસ્તીથી રાજગાદી ખાલી કરાવી તે સામે આ મહાસભા પોતાનો રોષ પ્રગટ કરે છે. આ કાર્ય અવિધિપૂર્વક અને અન્યાયથી કરવામાં આવેલું છે અને એનાથી હિંદી રાજવીઓને માટે ખરાબ પ્રણાલી શરૂ થાય છે.

મહારાજા ઉપર જે મોટી આપત્તિ પડી છે તેમાં હાર્દિક સહાનુભૂતિ પ્રગટ કરે છે.

૫. બિહાર, કાનડા અને બ્રહ્મદેશમાં રેલનો ભોગ બનનાર તરફ સહાનુભૂતિ પ્રગટ કરે છે તથા આ દેશના લોકોને પ્રાર્થના કરે છે કે રેલ સંકટમાં સપડાયેલા પ્રાન્તોના દુઃખી ભાઇઓને સહાય કરવા માટે નાણાં એકઠા કરવામાં કારોબારીને સહકાર આપે.

૬. રાષ્ટ્રીય મહાસભાના બંધારણમાં સુધારાઓ કરવા નીચેના ગૃહસ્થોની એક સમિતિ નીમવામાં આવે.

( ૧ ) જ્યૉર્જ જોસેફ, ( ૨ ) પં. જવાહરલાલ નહેરૂ, ( ૩ ) શ્રી. સુભાષચંદ્ર બોઝ, ( ૪ ) ડૉ. પટ્ટાભી સીતારામૈયા ( ૫ ) શ્રી. ડયુકન.

૭. નિશ્ચય કરે છે રાષ્ટ્રીય એકતાનો મુસદ્દો તૈયાર કરવા માટે નીચેના સજ્જનોની એક સમિતિ બનાવવામાં આવે. આ મુસદ્દાને દેશના મોટા મોટા પ્રતિનિધિઓ અને ભિન્ન ભિન્ન સમાજના પ્રભાવશાળી વ્યક્તિઓની પાસે તેમનો મત મેળવવા માટે મોકલવામાં આવે અને જે મત આવે તેના પર વિચાર કર્યા પછી મહાસમિતિને પોતાનો હેવાલ આપે. મહાસમિતિ કોકોનાડાના અધિવેશનમાં તેનો નિર્ણય કરાવે.

( ૧ ) લાલા લજપતરાય ( અથવા આંદગીને લીધે પં. માલવિયા ), ( ૨ ) સરદાર મહતાબસિંહ, ( ૩ ) ડૉ. અનસારી.

૮. ઠરાવે છે કે કારોબારી એક જાહેર નિવેદન પ્રગટ કરે અને તેમાં હિંદી પત્રોનું ધ્યાન આ બાજુ આકર્ષે કે જે વાતોમાં કોમી સંબંધ પર અસર પડતી હોય તેના પર લખતી વખતે અને કોમી ઝગડાના સમાચાર પ્રકાશિત કરતી વખતે અથવા તેના પર ટીકા કરતી વખતે સંયમની ખૂબ જરૂર છે; અને તેમને પ્રાર્થના કરે કે તેઓ એવું વલણ ધારણ કરે નહિ જેથી હિંદના હિતને હાની પહોંચે અને જુદી જુદી કોમ વચ્ચેનો સંબંધ બગડે.

ઠરાવે છે કે કારોબારી દરેક પ્રાન્તમાં એક નાની સમિતિ બનાવે. જે કોઇ વર્તમાનપત્ર એવી બાબત પ્રસિદ્ધ કરે જેથી કોમી ઝઘડો ઊભો થવાનો ભય હોય તે પત્રોને આ સમિતિ એવું નહિ કરવાની પ્રાર્થના કરે અથવા તો જો પોતાની સલાહનું કોઇ પરિણામ ન આવે તો આ પત્રોનાં નામ પ્રસિદ્ધ કરી દે. આમ છતાં પણ આ પત્ર પોતાનું વલણ ન બદલે તો અંતીમ ઉપાય તરીકે મહાસભાવાદી તેનો બહિષ્કાર કરે.

૯. જિલ્લાભરમાં શાંતિ સ્થાપવા માટે અને શાંતિનો ભંગ હોવાનો સંભવ ઊભો થતો હોય તેવી ઘટના બની હોય તેમાં તેના ખરાબ પરિણામો ઓછાં કરવા માટે તથા તેનો જલદી નિકાલ આવે તે માટે અને કોઇ પણ ઉશ્કેરણીના સમયે લોકોને સંયમથી કામ લેવા, સલાહ દેવા માટે તથા આ ફરિયાદોને દૂર કરવા વગેરે માટે જિલ્લાના મુખ્ય સ્થાન પર ખિલાફત સમિતિ હિંદુ સભા, તથા બીજી જવાબદાર સ્થાનિક સંસ્થાઓના સહકારથી જિલ્લા સમિતિ સમાધાન સમિતિઓની સ્થાપના કરે.

૧૦. પંજાબ સરકારે દોઆબમાં બબ્બર અકાલીઓને દબાવવાના બહાનાથી જે દમન શરૂ કર્યું છે, અને જે એટલી હદ સુધી વધી ગયું છે કે શિરોમણી ગુરૂદ્વારા પ્રબંધક સમિતિએ મોકલેલી તપાસ સમિતિને પણ ગિરફતાર કરી દેવામાં આવી છે, તેનો અકાલીઓ જે બહાદુરીથી સામનો કરી રહ્યા છે તેને માટે તેમને અભિનંદન આપે છે અને તેમના બહાદુરી ભર્યા યુદ્ધની સાથે પોતાની સહાનુભૂતિ પ્રગટ કરે છે.

૧૧. ( क ) પોતાનો નિશ્ચય ફરીને પ્રગટ કરે છે કે હિંદની આર્થિક સ્થિતિ સુધારવા માટે ખાદી—એટલે હાથે કાંતેલ અને વણેલ કાપડનું વધારે ઉત્પાદન તથા વધારે પ્રચાર જરૂરી છે અને તેને માટે હિંદીવાનોને પ્રાર્થના કરે છે કે રેંટિયા તથા ખાદીનો દેશભરમાં પ્રચાર કરવા માટે તથા એ રીતે પરદેશી કાપડનો પૂર્ણ બહિષ્કાર સિદ્ધ કરવા માટે બેવડો પ્રયત્ન કરે.

( ख ) લોકોને પ્રાર્થના કરે છે કે કેવળ હિંદુસ્તાનમાં ઉત્પન્ન થયેલ માલ ખરીદ કરે અને જ્યાંસુધી બને ત્યાંસુધી પરદેશી વસ્તુઓની ખરીદી તથા વપરાશ ઓછો કરીને સ્વદેશી ઉદ્યોગને ઉત્તેજન આપે.

( ग ) હિંદુસ્તાન સ્વતંત્રતાની લડાઇ લડી રહ્યું છે અને ઇંગ્લેંડ તેનો

વિરોધ કરી રહ્યું છે અને તેના માર્ગમાં દરેક પ્રકારની અડચણો નાંખે છે અને હિંદીવાનોને બ્રિટિશ સંસ્થાનોમાં ગુલામોની માફક ગણવામાં આવે છે તથા અપમાનિત કરવામાં આવે છે તેને કારણે પ્રાર્થના કરે છે કે ગ્રેટબ્રિટન અને તેનાં સંસ્થાનોમાં બનેલો માલ ખાસ કરીને ખરીદે નહિ અને એવી રીતે આ વસ્તુઓનો સંપૂર્ણ બહિષ્કાર કરે. એને માટે ( ઘ ) કલમમાં સુચવવામાં આવેલી સમિતિને ભલામણ કરે.

( घ ) આ ઠરાવની ( ख ) અને ( ग ) કલમોનો સક્રિય અમલ કરવા માટે અને હિંદી ઉદ્યોગોને ઉત્તેજન આપવા તથા ખાસ કરીને બ્રિટિશ માલના બહિષ્કારનો ઉત્તમ દાખલો બેસાડવા માટે નીચેના ગૃહસ્થોની બનેલી સમિતિ બનાવે છે અને તેમને આ વિષયમાં જરૂરી વિજ્ઞપ્તિ પ્રકાશિત કરવા માટે અધિકાર આપે છે.

( ૧ ) પં. મોતીલાલ નહેરૂ, ( ૨ ) મૌ. મહમદઅલિ, ( ૩ ) શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ, ( ૪ ) શ્રી. જે. કે. મહેતા, ( ૫ ) શ્રી. સુભાષચંદ્ર બોઝ, ( ૬ ) શેઠ ઉમર સોબાની, ( ૭ ) ડૉ. કિચલુ, ( ૮ ) શ્રી. એન. સી. કેલકર ( ૯ ) શ્રી. ગોપાલ કૃષ્ણુસ્વામી.

૧૨. નાગપુર ધ્વજ સત્યાગ્રહના સંચાલકોને હાર્દિક અભિનંદન આપે છે, જેમણે પોતાના વીરોચિત ત્યાગ અને દુઃખથી લડાઇને અંત સુધી સફળતાથી લડીને દેશની પ્રતિષ્ઠા વધારી છે.

૧૩. બ્રિટિશ સરકારે કેનીયાના હિંદીજનોના દરજ્જાને માટે જે નિર્ણય કર્યો છે તે બ્રિટિશ સરકારના ભારતને ગુલામ રાખવાના નિશ્ચયને અનુકુળ છે અને તેને માટે લોકોને પ્રાર્થના કરે છે કે એમ બને તેમ જલદી ગુલામીના કલંકને દુર કરે.

કારોબારીને જણાવે છે કે તે સંસ્થાનોમાંના હિંદીઓના દરજ્જા સંબંધી દેશમાં પ્રચાર કરે અને કોઇ વ્યાવહારિક ઉપાયથી કેનિયાના હિંદીઓને સહાય પહોંચાડે.

૧૪ ટર્ક લોકો અને તેમના આગેવાન ગાઝી મુસ્તફા કમાલપાશાને સ્વતંત્રતાના યુદ્ધનો સફળતા પૂર્વક અંત આણવા માટે અભિનંદન આપે છે. અને એમ સમજે છે કે આ વિજય સૂચવે છે કે અરબસ્તાનથી વિદેશી અધિકાર ચાલ્યો જશે અને પૂર્વના સૌ દેશો સ્વતંત્ર થશે.

૧૫. અત્યંત દુઃખ પ્રગટ કરે છે કે છેલ્લા બાર મહિનામાં અનેક શહેરમાં રહેનારાઓએ ધર્મ અને માનવતાના સિદ્ધાન્તોની અવહેલના કરીને પોતાના

પાડોશીઓનાં શરીર, સંપત્તિ અને પૂજાસ્થાનો પર આક્રમણ કર્યાં છે. આ આક્રમણો નિંદાને પાત્ર છે, ઠરાવે છે કે એક સમિતિ બનાવવામાં આવે જે આ બધા સ્થાનોની સફર કરે, જ્યાં જ્યાં ઝઘડા થયા છે ત્યાં ત્યાં આ બાબતની તપાસ કરે કે તેને માટે કોણ જવાબદાર છે અને જે લોકો અપરાધી હોય તેમનાં કાર્યોને જાહેરમાં ખુલ્લા પાડે.

આ સમિતિને જણાવવામાં આવે કે તે એવા ઉપાય દર્શાવે જેનાથી ભવિષ્યમાં આવી ઘટના ન બનવા પામે, બધા સમાજના લોક એક બીજાના દિલ દુભવ્યા વિના પોતપોતાના ધર્મનું પાલન કરે અને રાષ્ટ્રીય કાર્યમાં અન્યોન્યના સહકાર અને વિશ્વાસથી એક બીજા સાથે હળીમળી કામ કરે.

સમિતિના સભ્યો : ( ૧ ) અબ્બાસ તૈયબજી, ( ૨ ) શ્રી. ટી. એ. કે. શેરવાની, ( ૩ ) બાબુ રાજેન્દ્રપ્રસાદ, ( ૪ ) શ્રી. પુરૂષોત્તમદાસ ટંડન, ( ૫ ) માસ્તર સુંદરસિંહ, ( ૬ ) શ્રી. જ્યૉર્જ જોસફ ( ૭ ) શ્રી. બી. એફ. ભરૂચા.

આ સમિતિ સહરાનપુર જિલ્લામાં પોતાનો પ્રવાસ શરૂ કરીને જાુદી જાુદી જગ્યાએ જાય અને બે મહિનાની અંદર પોતાનો અહેવાલ મહાસમિતિ પર મોકલે.

૧૬. એક સમિતિ નીમવામાં આવે જે " શુદ્ધિ " અને " શુદ્ધિવિરોધી " ચળવળો સંબંધીની ઘટનાઓની તપાસ કરે અને જ્યાં જ્યાં લોકો પર દબાણ આણવામાં આવ્યું છે અને ધર્મપરિવર્તન માટે એવા અનુચિત ઉપાયો લેવામાં આવ્યા છે જે તે ધર્મોના સિદ્ધાન્તથી વિરૂદ્ધ હોય–તેની તપાસ કરે, અને એવા ઉપાયની ભલામણ કરે કે જેનાથી આવાં કાર્યો બંધ પડે.

સમિતિના સભ્યો : ( ૧ ) પં. સીતારામ, ( ૨ ) પં. નેકીરામ શર્મા, ( ૩ ) મૌ. મહમદ શફી ( ૪ ) મૌ. ઝુલફિકાર અલીખાં.

૧૭. શાંતિ સ્થાપવા માટે અને નાગરિકોનાં બીજાં કર્તવ્યો પુરાં કરવા માટે સ્થાનિક સમિતિઓને જણાવવામાં આવે કે તે પોતાના નિરીક્ષણ તથા નિયંત્રણમાં સ્થાનિક નગરરક્ષક સંઘોની સ્થાપના કરે ( તેમાં બધી કોમના લોકોને મેળવવામાં આવે ), સ્થાનિક સમિતિઓને એ પણ આદેશ આપવામાં આવે કે તે હિંદીઓને આત્મરક્ષાને યોગ્ય બનાવવાના હેતુથી શારીરિક શક્તિ મેળવવા માટે ઉત્તેજન આપે અને તેને માટે યોગ્ય ઉપાય લે.

કારોબારીને ફરમાવે છે કે આ નગરરક્ષક સંઘોની સ્થાપના માટે તથા તેની કાર્યવાહી માટે નિયમ ઘડે.

---

# પ્રકરણ ૨ જું

## કોકોનાડાનું ૩૮મું અધિવેશન

કોકોનાડાનું ૩૮ મું અધિવેશન મૌ. મહમ્મદઅલિના પ્રમુખપણા નીચે **૧૯૨૩ ના ડીસેમ્બરની ૨૮, ૨૯, ૩૦, ૩૧ અને ૧૯૨૪ના જાન્યુઆરીની ૧લી** તારીખો દરમિયાન મળ્યું હતું. આ અધિવેશનમાં બધા મળીને ૧૬૬૧ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. આંધ્રદેશે મહાસભાના રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવવામાં અસાધારણ કામ કર્યું હતું તેની કદરદાનીમાં આ અધિવેશન ત્યાં ભરવામાં આવ્યું હોય એમ માનવામાં આવે તો કશુંજ ખોટું નથી. આન્ધ્રદેશમાં મહાસભાનું આ પ્રથમજ અધિવેશન હતું.

સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી. કોન્ડા વેન્કટપય્યાએ પ્રતિનિધિઓનું સ્વાગત કરતાં નીચે પ્રમાણે પોતાનું ભાષણ આપ્યું હતું.

### સ્વાગતાધ્યક્ષ કોંડા વેંકટપ્પય્યાનું ભાષણ

" હું આન્ધ્રદેશવાસીઓ તરફથી આપને બધાને હૃદયપૂર્વક સ્વાગત આપું છું.

ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસમાં એક વખત આન્ધ્રલોકોએ પ્રધાનસ્થાન મેળવી તેના ગૌરવને વધાર્યું છે. ઇ. સ. પૂ. લગભગ ત્રણસો વર્ષ પહેલાં કૃષ્ણા નદીને કિનારે ધાન્યકટકને રાજધાની બનાવી પૂર્વ અને પશ્ચિમ સમુદ્રની વચમાં આવેલા દેશ ઉપર શાસન કરેલું અને ઉત્તર ભારતમાં તેમના રાજ્યને વિસ્તારી મગધ દેશને પોતાના વર્તુલમાં લઇ પાટલીપુત્રમાં " આન્ધ્ર સામ્રાજ્યની " સ્થાપના કરેલી. આ સામ્રાજ્ય

ચાર સદી સુધી ચાલેલું. "તક્ષશિલા" અને "નાલન્દ" જેવી વિદ્યાપીઠો એ ધાન્યકટકમાં સ્થાપેલી. પ્રાચીનકાળમાં અહીંના શુધરતુપોની ચિત્રકલા ઘણા ઉંચા દરજ્જાની હતી. અમારા દેશે મોગલ સમયમાં વિજયનગર સામ્રાજ્ય સ્થાપીને ભારતની સંસ્કૃતિનું ચિરકાળ સુધી લાલન પાલન કર્યું છે. પરંતુ જનતાના અભ્યુદય પર ધ્યાન ન આપનારા અંગ્રેજોની હકુમત નીચે આવ્યા પછી આન્ધ્ર જનતાનું વ્યક્તિત્વ હણાઇ ગયું.

મહાસભાએ પ્રાન્તોની ભાષાવાર વહેંચણી કરી ત્યાર પછીથી આન્ધ્ર-દેશને એક સ્વતંત્ર પ્રાન્ત બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું.

આજના જલસામાં ગાંધીજીની ખોટ કોઇ રીતે પુરાતી નથી. ૧૯૨૧ માં દેશના તમામ આગેવાનોએ તેમના ઉપદેશને સ્વીકારી અસહકારના આંદોલનને ખુબ જોરથી આગળ ચલાવ્યું. પરંતુ ગાંધીજીના જવાથી આપણો કાફલો અટકી ગયો. નેતાઓમાં મતભેદ જાગ્યો. કેટલાકોએ ધારાસભામાં જઇ અંદરથી અસહકાર કરવાની વાત કરી, બીજાઓએ તે વાતનો વિરોધ કરી સત્યાગ્રહની તૈયારી કરવાનું કહ્યું. આ વાતમાંજ આપણાં બે વર્ષો વીતી ગયાં. દિલ્હીમાં આપણે ધારાસભા પ્રવેશની પરવાનગી આપી, ત્રિવિધ બહિષ્કાર તરફ વફાદારીનો ઠરાવ કર્યો, અસહકારના સિદ્ધાન્તમાં આપણો વિશ્વાસ ફરી જાહેર કર્યો, રચનાત્મક કાર્યક્રમ પૂરો કરવાનો નિર્ધાર પોકાર્યો, પરંતુ રચનાત્મક કાર્યક્રમમાં આપણે એક પણ ડગલું આગળ ચાલ્યા નથી એ ખેદની વાત છે.

ધારાસભા પ્રવેશનું કામ ખતમ થઇ ગયું છે એટલે એ વાતને છોડીને બધાએ એકમત થઇને રચનાત્મક કામમાં લાગી જવું જોઇએ. ધારાસભામાં ગયેલા લોકોએ ધારાસભાનો કાર્યક્રમ નક્કી કરવો જોઇએ, તેને મહાસભામાં લાવવો ઉચિત નથી. એમ થશે તો ફરીને મતભેદ ઊભો થશે.

આદર્શની સિદ્ધિને માટે જીવન્ત દૃષ્ટાંતરૂપ બનવા અને અસહકારની

જ્યોત સજીવન રાખવા ત્યાગીઓની જરૂર સદાય રહેશે જ. તેમણે જીવતી રાખેલી એ જ્યોતમાંથી એક દિવસ મહા પ્રલયકારી દાવાનળ પ્રગટશે.

હિંદના આગેવાનોને મારી નમ્ર અરજ છે કે આપણે આપણા મતમતાન્તરોને મુકી દઇ અસહકારને ફરી એકવાર જમાવીએ. આપણે જો દ્દઢ નિશ્ચય કરીએ તો આ આન્દોલન જરૂર ફરીવાર જનતાને વશ કરી લે. મને વિશ્વાસ છે કે ફરીવાર હજારો અને લાખો ગ્રામનિવાસીઓ હરખભેર આપણી પતાકા નીચે ઉભરાશે. ધારાસભામાં જનારાઓએ પણ રચનાત્મક કાર્યમાં વિશ્વાસ રાખી તેને ધપાવવામાં અવશ્ય સહાય કરવી જોઇએ.

ભારતને આજે સ્વરાજ્ય જોઇએ છે. સ્વરાજ શબ્દમાં એટલું સામર્થ્ય ઉભરાવું જોઇએ કે તે બુઝાતા જોશને ફરી સજીવન કરી શકે, અશ્રદ્ધાળુઓના અંતરની અશ્રદ્ધા ફેડી ફરીવાર તેમનામાં નવી શ્રદ્ધા અને નવો ઉત્સાહ પ્રગટાવે.

આજે દુનિયામાં ભારતવર્ષની બિલકુલે ઇજ્જત નથી. બીજા દેશોમાં ભારતવાસીઓના વસવાટ સામે પણ બંધનો ઉભાં છે. આપણને ડગલે ને પગલે અપમાની ઠોકરો લાગે છે. અંગ્રેજી સામ્રાજ્યમાં પણ હિંદીઓની એજ અવદશા છે. બ્રિટિશ પાર્લામેન્ટે કેનિયાનો જે ફેંસલો આપ્યો છે તેમાં હિંદીજનોના હક્કનો ઉઘાડો તિરસ્કાર કરવામાં આવ્યો છે. એ તમામ તકલીફોમાંથી ઉગરવાનો એકજ ઉપાય સ્વરાજ્ય છે.

આપણી પાસે પડેલા પ્રશ્નોમાં વધારે અગત્યનો પ્રશ્ન હિંદુ મુસ્લીમ એકતાનો છે. હિંદુ મુસ્લીમ સંબંધ ઉત્તર હિંદુસ્તાનમાં ઘણો બગડી ગયો છે. ત્યાંના ઝગડાઓના કારણો તપાસી નિષ્પક્ષપાત રીતે તેને દૂર કરવાની કોશીષ કરવાની જરૂર છે.

આપણા રચનાત્મક કાર્યક્રમમાં અગત્યની બે બાબતો છે. એક ખાદીપ્રચાર અને બીજુ અંત્યજોદ્ધાર. ખાદીનાં ઉત્પન્ન વેચાણ એ બહુ સરળ છે. તો પણ જનતા તેમાં પરોવાઇ નથી.



મૌ. મહમદઅલી
૧૯૨૩ માં કોકોનાડા ખાતે ભરાયલી
૩૮ મી રાષ્ટ્રીય મહાસભાના
પ્રમુખ

હિંદની રાષ્ટ્રીયતા ખીલવવાને એક રાષ્ટ્રભાષા સ્થાપવાની જરૂર છે. ભારતની બધી ભાષાઓમાં હિંદી એક એવી ભાષા છે કે જેમાં આપણી રાષ્ટ્રભાષા થવાની પૂરેપૂરી તાકાત છે.

મહાસભાનું કામ એક સુવ્યવસ્થીત સરકારની જેમ બરાબર નિયમસર ચાલવું જોઇએ. તેના કામનો પ્રચાર કરવા માટે ગામડાઓમાં મહાસભાની સમિતિઓ સ્થાપવી જોઇએ.

પ્રમુખસ્થાને મૌ. મહમ્મદઅલી હતા. તેમણે આપેલું ભાષણ કદાચ મહાસભાના ઇતિહાસમાં લાંબામાં લાંબું ભાષણ હશે. મૌ. મહમ્મદઅલીએ આ ભાષણમાં હિંદી રાષ્ટ્રવાદના વિકાસમાં મુસ્લીમોએ આપેલા હિસ્સાની ઠીક ઠીક અને વિગતવાર રીતે છણાવટ કરી હતી. આ ઉપરાંત મહાસભાના રાજકારણ સાથે ઓતપ્રોત થઇ ગયેલી ખિલાફતની ચળવળ વિષે પણ તેમણે ખૂબજ ચર્ચા કરી હતી. ખિલાફતના પ્રશ્નની સાથે નજીકના પૂર્વના મુસ્લિમ દેશોના રાજકારણ તથા યુરોપીય શાહીવાદી મુત્સદ્દીગીરીની ચાલબાજીને એટલો બધો સંબંધ હતો કે તેની વિગતવાર છણાવટ કર્યા વિના એ પ્રશ્નને પૂરેપૂરી રીતે સમજી ન શકાય. આ પ્રશ્નની છણાવટ કરવા માટે મૌ. મહમ્મદઅલી કરતાં વધારે બાહોશ માણસ હિંદમાં બીજો ભાગ્યેજ મળી શકે. શાયર મહમ્મદઅલીએ રાજકારણની મીમાંસા કરતાં કરતાં એમના આખાય ભાષણને લાગણીઓ તથા ઊર્મિથી સમૃદ્ધ બનાવ્યું હતું. એ ભાષણનો મહત્ત્વનો સારભાગ નીચે પ્રમાણે છે.

## પ્રમુખ મૌ. મહમ્મદઅલીનું ભાષણ

આજે આ સંસ્થાના એક સૌથી મહાન પુરૂષને આપણી આંખો આ શમીઆણાના ખૂણે ખૂણે વ્યર્થ શોધી રહી છે. આજે જ્યારે એ મહાત્માની આપણને બેહદ જરૂર છે ત્યારે એમને સ્થાને બેસીને તેના એક પામર અનુયાયીના કિસ્મતમાં તમારા કાર્યને મદદનિશ બનવાનું લખાયું

હોય તો પેલા અરબસ્તાની શાયરની માફક હું પણ માની લઇશ કે મહાપુરૂષોના અવસાનથી છોટા આદમીઓ મહાન બને છે.

૧૮૮૫ માં જ્યારે હિંદી આગેવાનોએ કેટલાક અંગ્રેજ મિત્રોની સહાયથી હિંદી રાષ્ટ્રીય મહાસભા સ્થાપી ત્યારે થોડા અપવાદ સિવાય મારી કોમના ભાઇઓ તેમાં ન જોડાયા તેના કારણોમાં એક કારણ એ છે કે પશ્ચિમના સંસ્કાર પામેલા હિંદીઓની હિલચાલમાં રસ લે તેવું અંગ્રેજી શિક્ષણ ઓછું હતું. ઉપરાંત તેઓનો રાજદ્વારી સ્વભાવ પણ ભયાનક થઇ પડે તેવો હતો, કારણ કે તેઓના હાથમાંથી જ તાજેતર હિંદનું રાજ્ય જીતી લેનારા અંગ્રેજ સમાજની સંસ્કૃતી પ્રત્યે તેઓનો ઉંડો તિરસ્કાર હતો. મુસલમાનોને મહાસભામાં ખેંચવાના પ્રયત્નોને નિષ્ફળ કરનાર સર સૈયદ અહમદખાન હતા. લખનૌ અને મિરતમાં તેમણે આપેલા બે ભાષણોએ મહાસભા પ્રત્યે મુસલમાનોમાં જે થોડીઘણી લાગણી જન્મી હતી તેને મારી નાખી. વીશ વર્ષ સુધી મારી કોમને માટે એક પણ રાજદ્વારી હિલચાલની સંસ્થા ન હતી. ૧૯૦૭ માં મુસ્લીમ રાજકારણનો નવો યુગ સ્થપાયો. મુસ્લીમ લીગની સ્થાપના થઇ. દરમિયાન મોરલી મિન્ટોના સુધારાનો સમય થઇ ગયો હતો. મિન્ટો પાસે જુદુ કોમી પ્રતિનિધિત્વ માગવા પ્રતિનિધિ મંડળ ગયું. અધુરૂં અધુરૂં એ પ્રતિનિધિત્વ મળ્યું. એ કોમી પ્રતિનિધિત્વને ધિક્કારનારાઓ દેશના ઐકયને એ યોજના હાનીરૂપ માનનારાઓએ યાદ રાખવું જોઇતું હતું કે જુદા પ્રતિનિધિત્વની માગણી હિંદુ મુસ્લીમ વચ્ચેના અંટસની ઉત્પાદક ન હોત પણ એ શરૂ થઈ ચૂકેલા અંટસના પરિણામરૂપ હતી. પરંતુ સરકારી અમલદારોને કયાંથી ખ્યાલ આવે કે ઊલટી એ યોજના એકતાને એકદમ નજીક ખેંચી લાવનાર હતી.

અત્યંત ધર્મપરાયણ છતાં ય બેસુમાર જ્ઞાતિઓ, પંથો અને સમુદાયોમાં વહેંચાઇને છિન્ન ભિન્ન પડેલા કરોડો મનુષ્યોની આ જન્મભૂમિની અંદર બધા ધર્મોનું એક વિરાટ સંગઠન રચવાનું અજબ કામ ખુદાએ

જ્યારે યુરોપમાં મહાયુદ્ધની રણભેરી વાગી ત્યારે મેં તથા મારા મિત્ર ડૉ. અનસારીએ તુર્કીના તલાટપાશાને સરકારની સૂચનાથી અને તેમની મારફત તાર કરેલો કે " યુદ્ધમાં ઉતરો તે પહેલાં શું કરવું તેનો બરાબર વિચાર કરજો ને પછી જ પગલું માંડજો. "

સરકારે મુસલમાનોને તેમના મજહબની સામે યુદ્ધમાં ઉતરવાની ફરજ પાડી. અમારા પયગમ્બર ખલીફા અને અમારી જીહાદ સામે અમારા મુસલમાન બંધુઓને શસ્ત્ર લઇ મેદાને મોકલ્યા. જમીરત–ઉલ–અરબ જ્યાં બીન મુસલમાન સત્તાને એક પળ વાર પણ સાંખી લેવામાં આવતી નથી ત્યાં બ્રિટન અને તેના મિત્રોએ આક્રમણ કર્યું ને તેનો કબજો લીધો. મિત્ર રાજ્યોએ ખલિફાના હાથમાંથી મક્કા મદિના અને જેરૂસલામની પવિત્ર મસજીદો ખુંચવી લીધી. ઇગ્લેંડ જ્યારે મુસલમાનોના ધર્મ અને ધાર્મિક સ્થળો પર સમશેર ચલાવી રહ્યું હતું ત્યારે હિંદમાં મુસ્લીમ પ્રજામતને દાબી દેવા સરકારે એક તરફથી વર્તમાન પત્રનો કાયદો, હિંદ રક્ષણનો કાયદો, ૧૮૧૮ નો કાયદો વગેરે કાયદાઓ છૂટા મૂકી દીધા. બીજી તરફથી દેશના સામાન્ય કાયદાનો દુરૂપયોગ કરી જુલ્મ અને અત્યાચારની અવધિ કરી.

તે દિવસથી મુસલમાનોને સમજાયું કે વિદેશીઓ ઉપર વિશ્વાસ રાખવો નિર્થક છે. આપણે આપણી સલામતી માટે હિંદુસ્તાનમાં જ કોમી બિરાદરી ખિલવવાની જરૂર છે. સરકારના ત્રાસ અને જુલ્માટમાંથી હિંદુ મુસ્લીમ એકતા જન્મી. વર્ષો સુધી બન્ને કોમોએ એક બીજા તરફ દુશ્મનાવટ રાખી હતી. તેમના વચ્ચે સાચી મહોબ્બત જામી. આ મહોબ્બતને વધારે ગાઢ કરવાનું વિધાતાએ જનરલ ડાયરને સોંપ્યું. ડાયરની સનસનાટી કરતી ગોળીએ હિંદુ કે મુસલમાનનો ભેદ પાડયા વિના હિંદીઓને જલિયાનવાળા બાગમાં એક બીજા સાથે સુવાડયા અને તેમના બધાના લોહીમાં એક સરિતા બધાઇ–જેણે પંજાબની ભૂમિને પવિત્રતાને રંગે રંગી. ડાયરના દારૂગોળાએ મુસલમાનોથી ય વધારે વફાદાર અને હિંદના અંગ્રેજી ઇતિ-

હાસમાં અગત્યનું સ્થાન ધરાવનાર શિખ કોમનું પણ લોહી લીધું અને રૂધિરની છોળોએ અમૃતસરનું શિખ મંદિર મીવાયું. તે દિવસથી પંજાબના હિંદુ, મુસલમાન અને શિખ શહીદોએ હિંદુસ્તાનમાં કોમી એકતા સ્થાપી, હિંદુસ્તાનમાં હિંદી પ્રજાનો જન્મ થયો અને મહાસભા સાચી હિંદી મહાસભા બની.

જલિયાંવાલા બાગના હત્યાકાંડને લોકોએ નહોતો નિમંત્ર્યો કે નહોતી એ વેદનાઓ લોકોએ આનંદપૂર્વક વધાવી લીધી. લશ્કરી કાયદાના સૃષ્ટાઓની સીતમગીરીએ પંજાબના લોકોને નિષ્પ્રાણ કરી નાંખ્યા અને ઘડીભર લાગ્યું કે લોકોની નજર સમીપથી એ યાતનાની વેદીમાંથી પ્રત્યક્ષ થતો રાષ્ટ્રનો આત્મા પાછો સરવા લાગ્યો છે. પરંતુ તે વિષાદ અને આત્મવિસ્મરણના દિવસોમાં દેશે પંજાબને એકલો પડવા ન દીધો. મહાત્માજી પંજાબની યાત્રાએ ગયા ને ત્યારથી મહાત્મા યુગ બેઠો. ગાંધીજીએ હિંદુસ્તાનનાં આત્મા અને દેહ–બન્નેની બેડીઓ તોડવા હિલચાલ આદરી.

જીસસ પછી આજ બે હજાર વર્ષે જગતના તખ્તા પર ગાંધીજી ખડા થાય છે. અને એમને ગુનેગાર ઠરાવવાનું અને શાંતિની ગાથા ગાનાર એ શાંતિ સંસ્થાપકને–શાંતિસ્વરૂપ જીસસના સિંહાસનની સૌથી વધારે સમીપ પહોંચનાર શાંતિના પયગમ્બરને–જાહેર શાંતિનો ભંગ કરવાના આરોપસર હેડમાં પુરવાનું વિધાતાએ આ 'ખ્રિસ્તી સરકાર'ને માટે ખાસ નિર્માણ કરી રાખ્યું હશે. જીસસના જન્મ વખતે જેરૂસલેમની જેવી સ્થિતિ હતી તેવી સ્થિતિ ગાંધીજીના વખતે હિંદની છે ને તેને મિટાવવા માટે જીસસે જે માર્ગ બતાવેલો તે માર્ગ આજે ગાંધીજી બતાવે છે.

ગાંધીજીને હિંદી સરકાર સાથે સીધો સબંધ હતો. તેમણે ઘણી વખત વાઇસરોયને સલાહનાં વેણ કહ્યાં છે ને વિપદ્‌ની વખતે સહાય પણ કરી છે. બોઅરયુદ્ધ અને ગયા મહાયુદ્ધ વખતે સામ્રાજ્યની કટોકટિના સમયે તેમણે આ સરકારની નિઃસ્વાર્થ સેવા કરી છે. આવા વફાદાર પ્રજાજન અને મકકમ મિત્રને મહાયુદ્ધનાં અંત પછી હિંદની સેવાની કદર તરીકે

સરકારે ઘડેલા રોલેટ એક્ટ સામે સંગ્રામ આદરવો પડ્યો. એક તરફથી સરકાર રાજકીય સુધારા આપી હિંદીઓને તેમના દેશના વહીવટમાં વધારે હક્કો આપવાની વાતો કરતી હતી ત્યારે બીજી તરફથી આપણા સામાન્ય અધિકારોને પણ ખુંચવી લેવા તે કાયદા ઘડતી હતી. રોલેટ કાયદા સામે ગાંધીજીએ મુંબઇમાં સત્યાગ્રહની ઝુંબેશ માંડી. તે દિવસથી અસહકારના ગણેશ બેઠા. પછી તો પ્રજાએ દિલ્હી, અમૃતસર, લાહોર અને અમદાવાદમાં ગાંધીજીના સિદ્ધાન્તોને બાધક એવાં તોફાનો કર્યાં. ગાંધીજીએ પોતાની હિમાલય જેવડી ભૂલ કબૂલ કરી સત્યાગ્રહને મોકૂફ રાખ્યો. એક પલ્લામાં ઉશ્કેરાઇ ગયેલી જનતાને હાથે થયેલી હિંસાને મૂકો અને બીજામાં કાયદાથી પ્રજાની ઉપર પડતી ગુલામીને ચૂપચાપ સહી લેવાની બીકણ મૂકો. હિંસાનો પૂરેપૂરો વિરોધી હોવા છતાં હું બરાબર વિચારપૂર્વક કહું છું કે કયામતને દિવસે ખુદાના દરબારમાં હું તો એ હિંસાનો જ ગુનેગાર બનવાનું પસંદ કરૂં.

હું મુસલમાન છું અને ઇસ્લામના પયગમ્બરના અનુયાયી તરીકે માનું છું કે યુદ્ધ એ મહાપાપ છે. પણ સાથે સાથે એ પણ માનું છું કે જગતમાં યુદ્ધ કરતાં પણ વધારે ભીષણ બીજાં અનેક પાપ છે. જ્યારે યુદ્ધમાં ઉતર્યા સિવાય છુટકો જ ન હોય ત્યારે મારા છેલ્લા પયગમ્બરના અનુયાયી તરીકે પાછો પગ ન માંડું, દુશ્મનના મેદાન ઉપર જઇ તેમાં શસ્ત્રો વતી તેને હરાવું ત્યારે જ ઝંપુ.

અત્યારે મેં ગાંધીજીની નૌકામાં મારૂં સ્થાન લીધું છે અને તેમને મેં વચન આપ્યું છે કે જ્યાં સુધી હું તમારી સાથે કામ કરીશ ત્યાં સુધી આત્મરક્ષણ અર્થે પણ તાકાતનો ઉપયોગ નહિ કરૂં. હું માનું છું કે આપણે હિંસાનો માર્ગ લીધા વિના–લોહીનું એક પણ ટીપું પાડ્યા વિના વિજય મેળવી શકીશું. મને અહિંસક અસહકારના કાર્યક્રમમાં સંપૂર્ણ શ્રદ્ધા છે. અસહકાર નિષ્ફળ જાય તોય સ્વેચ્છાએ નોતરેલી અને હરખભેર ભોગવેલી યાતનાઓનું આપણું તપ નિષ્ફળ નહિ જ જાય. એ

તો ઊલટી આપણી તાકાતનો બરાબર ઉપયોગ કેમ કરવો તેની તૈયારીરૂપ છે. સ્વરાજને નામે નાનોશો આત્મભોગ આપવાથી ભડકતા મારા ભાઈ-ઓને હું પૂછું છું કે આઝાદીના સિપાઈને કેટલો ભોગ આપવાનો છે તે તમે જાણો છો ?

ચૌરીચૌરા અને મુંબઈની ગુંડાશાહી માટે જવાબદારી માથે લઈ લેનાર આપણા સરદારની સહૃદયતા સાથે આ સરકારની હૃદયહીનતા સર-ખાવીએ એટલે આપણી સમક્ષ અસહકાર અને તેના વિપક્ષીઓની નીતિ-શિલતાનું, તેમના જાતિબળનું, તેમની લાયકાતનું માપ નીકળશે.

પંજાબની કતલ પછી પણ ગાંધીજીનો સરકારમાંનો વિશ્વાસ બહુ ડગ્યો નહિ. અમૃતસરની મહાસભામાં સૌના વિરોધ છતાં મૉન્ટેગ્યુ–ચેલ્મ્સ-ફર્ડ સુધારા સ્વીકારવાની તેમણે વાત કરી. પરંતુ એજ ગાંધીજીએ ૧૯૨૦ માં સાવ એકલા ઊભી અસહકારનું રણશિંગુ ફૂંક્યું. વિદેશી સરકાર આપણા જીવનના ઝરા સુકવી નાંખે છે તે આપણી સહાયથી, તે આપણી શક્તિઓનો સંહાર કરે છે તે આપણા સાથથી. આપણે આપણી એ સહાય, એ સહકાર, એ સાથ આપતાં અટકીએ તે ઘડીએ જ આ સરકાર સજ્જડ અને સ્તબ્ધ બની જાય. આ સરકારને થંભાવવી જરાય મુશ્કેલ નથી.

મારે મારા મુસ્લિમ બંધુઓને કહેવું છે કે કાં તો મારી સાથે મજલ કરો અથવા કાં તો નવો માર્ગ બતાવો. આપણી આઝાદીની લડત મોકુફ ન રહેવી જોઈએ એજ મારી માગણી છે.

લોસેનના કરારથી ખિલાફતનો ફેંસલો થઈ ગયો કે નહિ તે તમે જાણો. જ્યાં સુધી જમીરત–ઉલ–અરબમાં મુસલમાનના ખલિફાની આણ ન વર્તે ત્યાં સુધી ખિલાફતનો ફેંસલો થયો જ નથી.

આપણે ગ્રેટબ્રિટનની સાથે સહકાર ન કરી શકીએ પણ તે સિવાયના આપણા દિન મુસ્લીમ બંધુઓ સાથેનો આપણો સહકાર છોડીએ એ કોઈ રીતે યોગ્ય નથી. બે વર્ષ પહેલાં હિંદુ મુસલમાન સંબંધ જેવા સુદૃઢ

હતો તેવો આજે નથી, પણ એ બિરાદરીના બંધ ઢીલા કરવામાં કોઇ એક કોમનો દોષ નથી. આ કોમી વિખવાદને દફનાવવાનો, એ ઝેરી વાતાવરણને દેશભરમાં પ્રસરતો અટકાવવાનો એક જ માર્ગ છે: આપણે ભૂતકાળના દુઃખ પ્રસંગોને ભૂલી જઇએ અને સ્વરાજની સાધનામાં લાગી જઇએ. આપણી એકતાને ડોલાવનારાં જે કારણો છે તે મામુલી છે—જ્યારે હું જોઉં છું કે આવી નમાલી અને મામુલી વાત પર આપણે અંદર અંદર લડી મરીએ છીએ ત્યારે મારૂં માથું શરમથી નીચું ઢળી પડે છે. આ સ્થિતિ જોઇ આપણને આપણા દુશ્મનો કહે છે કે તમે સ્વરાજને લાયક નથી. એક પછી એક બની રહેલા દુઃખદ બનાવો બનતા અટકાવવા હોય તો આપણે અથડામણનાં કારણો દૂર કરવાં જોઇએ, અને જ્યારે એમ કરતાં આપણા શુદ્ધ પ્રયત્નો નિષ્ફળ જાય ત્યારે સહિષ્ણુતાનો માર્ગ સ્વીકારવો જોઇએ.

દિલ્હી મહાસભા વખતે હિંદુ મુસ્લીમ એકતા પંચે બન્ને કોમના આગેવાનોની સંમતિથી કેટલાક ઠરાવો કરી અમલ માટે મહાસભા પાસે મૂકેલા, પરંતુ કારોબારી સમયના અભાવે એ ઠરાવોનો અમલ નથી કરી શકી.

કેટલાક કહે છે કે અફગાનીસ્તાનનો અમીર હિંદુસ્તાનના મુસલમાનોની સહાય લઈ હિંદ પર આક્રમણ કરશે અને આપણો આ દેશ પચાવી પાડશે. આ બીકણ સ્વભાવે ઊભું કરેલું ભૂત છે.

હિંદુસ્તાનના મુસલમાનોના માથા પર બેવડી ફરજ છે. તેમને માથે હિંદીઓ તરીકે હિંદની આઝાદી હાંસલ કરવાની ફરજ છે અને મુસલમાન તરીકે સ્વદેશ અર્થે સ્વરાજ સ્થાપવાની ફરજ છે.

આજે હિંદના નેતાઓ પૂર્વની પ્રજાઓનો સંઘ સ્થાપવાની અને એશિયાઇ ઐકય સાધવાની વિચારણામાં પડયા છે એ શુભસુચક ચિહ્ન છે.

દિલ્હીની મહાસભાએ ધારાસભાના પ્રવેશ સામેનો વિરોધ ઉઠાવી લીધો અને જેમને અંતઃકરણનો વાંધો ન હોય તેમને તેમાં જવાની છૂટ

આપી. હવે ચુંટણીઓ થઇ ગઇ અને એ પ્રશ્નપર ફરી ચર્ચા કરવાનો કંઇ અર્થ નથી.

શાહી પરિષદમાં થયેલી ચર્ચાઓએ કેટલાય પ્રમાણિક દેશસેવકોની ભ્રમણા ભાંગી નાંખી છે. આવી પરિષદો તેમના નિયમ પ્રમાણે આવ્યા જ કરશે અને હિંદી પરાધીનતાની સંપૂર્ણતા વધારે ને વધારે વિસ્તારમાં ગાયા જ કરશે. વિનીતમાં વિનીત અને વફાદારમાં પણ વફાદાર પણ ન સાંખી શકે એટલી મંદતાથી એ પરિષદ હિંદના પ્રશ્નોમાં પ્રગતિ કરે છે.

ગાંધીજી પકડાયા ત્યારે સામુદાયિક સવિનય ભંગ કરવાનો સમય હતો, ત્યારે દેશભરમાં અહિંસાનું વાતાવરણ હતું અને ગાંધીજીએ એવા વ્યાપક સત્યાગ્રહ માટે જે જે શરતો રાખી હતી તે તે બધીનું બરાબર પાલન થવાનો સંભવ હતો. તે વખતે જો હું બહાર હોત તો મારા સરકારની આજ્ઞાને ઉથાપીને પણ મેં સત્યાગ્રહમાં ઝુકાવ્યું હોત, અને જો એમ થયું હોત તો આ સ્વરાજપક્ષ સ્થપાયો એ સ્થિતિ પણ કદાચ આવી ન હોત.

આ ચુંટણી દરમિયાન સ્વરાજપક્ષના માર્ગમાં અનેક વિઘ્નો આવેલ છતાં તેમને અણધારી ફત્તેહ મળી છે. એ સાચું છે કે આપણે તેમના કાર્યક્રમથી બહુ કલ્યાણ થવાની આશા રાખતા નથી, પણ જ્યારે લોકોના મનમાં એવો વિચાર વસી ગયો છે કે રચનાત્મક કાર્યક્રમ નહિ પણ ધારાસભા દ્વારા જ આપણને સ્વરાજ મળવાનું છે, ત્યારે આપણે સ્વરાજવાદીઓને તેમની મુરાદ પાર પાડવા પૂરેપૂરી તક આપવી જોઇએ અને સાથે સાથે અંતઃકરણપૂર્વક ખુદાને બંદગી કરવી જોઇએ કે ધારાસભામાં ગયેલા આપણા બંધુઓને ધારાસભાદ્વારા સ્વરાજ મેળવવાની ઉમેદ પાર પડે.

બારડોલીના કાર્યક્રમ કરતાં વધારે સારો ને વ્યાપક કાર્યક્રમ આપણે તૈયાર નહિ કરી શકીએ. ગાંધીજીનો આ કાર્યક્રમ તો સામાન્યમાં સામાન્ય માણસ આચરણમાં મૂકી શકે તેવો સહેલો, સાદો અને સાધારણ છે.

ખાદી પછી રાષ્ટ્રીય શિક્ષણને ખિલવવાની જરૂર છે. તેને માટે એક મહાશિક્ષણ પંચ સ્થાપી, તેની નીચે પ્રાન્તિક શિક્ષણ પંચો સ્થાપવાની અને એ રીતે રાષ્ટ્રીય શિક્ષણની બરાબર નિરીક્ષા કરવાની જરૂર છે.

આપણી બધી પ્રવૃત્તિઓ માટે નાણાંની જરૂર પડશે. આપણી પ્રવૃત્તિમાં વ્યવસ્થા મૂકવી હશે તો એકલા બિન પગારદાર માણસોથીજ નહિ ચાલે. મહાસભાની બધી પ્રવૃત્તિઓ બરાબર વ્યવસ્થાપૂર્વક ધપાવવા દિલ્હી કે કોઇ મધ્યસ્થ શહેરમાં મહાસભાની કાયમની કચેરી રાખવી પડશે અને તેની નીચે પ્રાન્તિક કચેરીઓ સ્થાપવી પડશે. હિંદનું રાજતંત્ર અત્યારે જેમ મધ્યસ્થ સરકાર અને પ્રાન્તિક સરકારોથી ચલાવાય છે તેમ મહાસભાનું તંત્ર ચલાવવાને પણ આપણે મધ્યસ્થ સરકાર અને બીજી પ્રાન્તિક સરકારો સ્થાપવી પડશે.

આપણા શિખ ભાઇઓનાં અહિંસક શૌર્ય આજે આપણે જોઇ રહ્યા છીએ. નભા નરેશને સરકારે પદભ્રષ્ટ કરેલ છે. અને હિંદી સરકારના હાકેમે એ રાજાને એમના રાજ્યમાંથી દૂર કરવાનો પોતાનો નિશ્ચય જે શબ્દોમાં જાહેર કર્યો છે તે શબ્દોમાં છુપો તિરસ્કારજ રહેલો છે. એમને એમની કસુરો માટે નહિ પરંતુ સદ્‌ગુણો માટેજ સજા મળેલ છે. આપણી દિલસોજી કેવળ શબ્દોની ન રહે માટે આપણે શિખભાઇઓની પડખે ઉભવાનો નિશ્ચય જણાવી ચૂકયો છે.

આઝાદીને મંદિરે પહોંચવાનો કોઇ રાજમાર્ગ નથી. એક વરસની સાચી મહેનતને અંતે જો સરકાર પોતાનાં ભૂતકાળનાં કૃત્યોની તોબાહ પોકારીને આપણા પૂજનીય નેતાને ન છોડી મૂકે અને છોડીને આપણા ભાવી સ્વરાજનો ખરીતો એમના હાથમાં ન મૂકે તો પછી પલવાર પણ થોભ્યા વિના અલ્લાહના પવિત્ર નામે આપણે હિંદના પ્રજાસત્તાકની હિંદના સ્વતંત્ર ધર્મસંઘની પતાકા આસ્માનમાં ચડાવી ફરકતી મૂકીશું. ખુદા હિંમત દેશે અને આપણે એને બેવફા નહિ બનીએ તો એ આપણને

આઝાદી અપાવશે. પછી તો કોઇવાર લાચાર પ્રાર્થના રૂપે નહિ પણ વિજય-પ્રાપ્તિની ઘોષણા રૂપે આપણે પોકારી ઊઠશું કે **મહાત્મા ગાંધીની જય !"**

* * *

કોકોનાડાની બેઠક સુધીમાં સામાન્ય ચુંટણીઓ ખલાસ થઇ ગઇ હતી અને તેમાં સ્વરાજ પક્ષને ધાર્યા કરતાં વધારે સારો વિજય મળ્યો હતો. આમ હોવાથી નાફેરવાદીઓના દિલ્હીના નિર્ણયને ફેરવી વાળવાની ઘણીય ઇચ્છા હોવા છતાં કશું જ વળી શકે તેમ ન હતું. નાફેરવાદીઓએ દિલ્હીના નિર્ણય વિરૂદ્ધ કોકોનાડામાં ઠીક ઠીક ઝુંબેશ ઉઠાવી પણ જોઇ પરંતુ તે કંઇ બહુ કારગત ન નીવડી. બન્ને પક્ષોની ખેંચતાણનું એક શુભ પરિણામ એ આવ્યું કે બન્નેના માન્ય આગેવાનોએ ભેગા મળીને બન્નેને માન્ય થાય તેવી વસ્તુઓવાળો એક ઠરાવ ઘડી પસાર કરાવ્યો. સ્વરાજપક્ષ હવે મહાસભાનો સાવકો પક્ષ ન રહેતાં મહાસભાનો એક અગત્યનો વિભાગ બની ગયો. આ ઉપરાંત મહાસભાએ ખાદીના કાર્યને વધારે સંયોજિત કરવા માટે એક સ્વતંત્ર ખાદીસંઘની સ્થાપના કરી.

વર્ષ દરમિયાન પંજાબમાં શિખોએ ત્યાંના અધિકારીઓના પ્રત્યાઘાતી વલણ સામે જે વીરતાભર્યો સત્યાગ્રહ જંગ ચલાવ્યો હતો તેની આ મહાસભાએ યોગ્ય નોંધ લીધી હતી.

મહાસભાએ નીચે પ્રમાણે ઠરાવો પસાર કર્યા હતા:

## ઠરાવો

### કોકોનાડા મહાસભામાં પસાર કરેલા ઠરાવો

૧. મહાસભાના બંધારણમાં નીચે પ્રમાણે સુધારા કરવામાં આવે;

કલમ ૨ ( ક ) " મોટા તહેવારોની રજામાં " એ શબ્દોને બદલે " ડીસેમ્બરના છેલ્લાં અઠવાડિયામાં " લખવામા આવે.

( ખ ) " બહુમતી પ્રાન્તિક સમિતિઓના કહેવાથી અથવા પોતાના જ ઠરાવ દ્વારા મહાસમિતિ મહાસભાનું ખાસ અધિવેશન ભરે, પરંતુ એ જરૂરી છે

કે આ ઠરાવની સૂચના નિયમ પ્રમાણે પહેલાંથી આપવામાં આવે અને તેને હાજર રહેલામાંથી બેતૃતીઆંશ સભ્યોનો ટેકો હોવો જોઇએ. આવા અધિવેશનના સ્થાનનો નિર્ણય કારોબારી કરે અને દરેક આવા અધિવેશનને માટે આ નિયમાવલિના નિયમો કારોબારીને ઠીક લાગે તેવા ફેરફાર સાથે લાગુ પાડવામાં આવે.

કલમ ( ૩ ) આ પ્રમાણે મહાસભાના બંધારણમાં નીચેની સંસ્થાઓ ગણવામાં આવશે

( अ ) અખિલ હિંદી રાષ્ટ્રીય મહાસભા,
( ब ) મહાસમિતિ,
( क ) પ્રાન્તિક સમિતિઓ,
( ड ) જિલ્લા સમિતિઓ,
( इ ) તાલુકા, તહસીલ, ફિરકા વગેરે સમિતિઓ,
( फ ) હિંદની બહારની સંસ્થાઓને મહાસભા સ્વીકારે તે,
( ग ) મહાસભાની સ્વાગત સમિતિ,

સૂચના—લોકશિક્ષણ અને પ્રચારની દૃષ્ટિએ પ્રાન્તિક, જિલ્લા, તાલુકા, ગ્રામ અથવા બીજી પરિષદોને ઉપરની સમિતિઓ દ્વારા સ્વીકારવામાં આવે.

કલમ ( ૫ ) પંજાબ અને વાયવ્ય સરહદ પ્રાન્તને એક બનાવવામાં આવે પ્રાન્તોની ક્રમ સંખ્યા પણ એ પ્રમાણે બદલવામાં આવે. છેલ્લો ફકરો " વર્તમાન પ્રાન્તિક સમિતિઓ " એ શબ્દોથી શરૂ થાય છે તેને કાઢી નાંખવામાં આવે.

કલમ ( ૬ ) ( ग ) આ પ્રમાણે-દરેક પ્રાન્તિક સમિતિમાં પ્રાન્તની સમિતિઓ દ્વારા દરેક વર્ષે સભ્યો બનશે. તેનું નિયમન પ્રાન્તિક સમિતિએ ઘડેલા નિયમોથી થશે.

( घ ) દરેક પ્રાન્તિક સમિતિ પોતાના પ્રાન્તનાં મહાસભાના કાર્યનો અહેવાલ ૩૦ નવેમ્બર પહેલાં મહાસમિતિ પર મોકલી આપશે.

( ई ) જે વ્યકિતએ પ્રાન્તિક સમિતિએ ઘડેલા નિયમ પ્રમાણે મુકરર તારીખ પહેલાં પોતાનું લવાજમ આપ્યું ન હોય તે કોઇ પણ મહાસભાની સમિતિમાં ભાગ લઇ નહિ શકે.

કલમ ( ૭ ) આટલું જોડી દેવામાં આવે. " ચાર આના આપનારનું સભ્ય પદ ૧લી જાન્યુઆરીથી ૩૧ મી ડીસેમ્બર સુધી રહેશે. "

૩. હિંદી રાષ્ટ્રીય સમાધાનીનો મુસદ્દો વાચવામાં આવ્યો. ઠરાવે છે કે

દિલ્હીમાં જે સમિતિ નીમવામાં આવી હતી તે આ મુસદ્દા પર લોકોનો અભિપ્રાય માંગે અને તેના પર ટીકાઓ નોંતરે અને પોતાનો આગલો હેવાલ ૩૧ મી માર્ચ ૧૯૨૪ સુધીમાં મહાસમિતિ પર વિચારણા માટે મોકલી દે. આ સમિતિના એક સભ્ય શ્રી. મહતાબસિંહ જેલમાં હોવાથી તેમને સ્થાને સરદાર અમરસિંહને નીમવામાં આવે છે.

૪. પોતાનો મત જાહેર કરે છે કે હિંદીજનોને શિક્ષણ આપવા માટે અને મહાસભાદ્વારા નિશ્ચિત્ માર્ગે રાષ્ટ્રીય કાર્ય કરવાના હેતુથી હિંદીજનોને જાગૃત કરવા માટે શિક્ષિત અને સંયમી કાર્યકર્તાઓનો એક સમુદાય જરૂરી છે. આને માટે એક અખિલ હિંદ સ્વયંસેવક દળ ઊભું કરવા માટેના આંદોલન જરૂરી સમજે છે અને કારોબારીને આદેશ આપે છે કે ઉપરના આંદોલનના સંચાલકોના સહકારથી શિક્ષિત સ્વયંસેવકોની એક સંસ્થા ઊભી કરવા માટે જરૂરી કાર્યવાહી સૂચવે અને તેનું નિયંત્રણ કરી તેનું નિરીક્ષણ રાખે. પરંતુ તેને આંતરિક વહીવટ માટે સ્વતંત્રતા બક્ષે.

૫. બંધારણની કલમ ( ૭ ) માંના " કોઇ પણ સંસ્થા " એ શબ્દોની જગ્યાએ " કોઇ પણ પ્રારંભિક સંસ્થા " સ્વીકારવામાં આવે.

કલમ ૮ ના બીજા ફકરાની જગ્યાએ આ રજુ કરવામાં આવે-" કોઇ પણ એવી વ્યક્તિને સ્વીકારવામાં ન આવે જે મહાસભાની કોઇ પણ સમિતિનો સભ્ય ન હોય. "

ત્રીજા ફકરાના " છેલ્લી વસ્તી ગણત્રી " ને સ્થાને " ૧૯૨૧ ની વસ્તી ગણત્રી " સ્વીકારવામાં આવે.

૯ હો ફકરો જે " દરેક પ્રાન્તિક સમિતિ દ્વારા ઘડેલા નિયમ " થી શરૂ થાય છે તેને રદ કરવામાં આવે. અને તેના સ્થાને આગલા ફકરાના છેવટના શબ્દોમાં ઉમેરવામાં આવેઃ " પ્રાન્તિક સમિતિએ બનાવેલા નિયમોમાં જે જે ફેરફાર થશે તે બધાની સુચના મહાસભાના મંત્રીઓને મોકલવામાં આવશે. "

" દરેક પ્રાન્તિક સમિતિ " થી શરૂ થતા આઠમા ફકરામાંના " તારીખ ૧૫ મી ડીસેમ્બર સુધી અથવા ખાસ બેઠકના પ્રસગે ૧૦ દિવસ પહેલાં " એની જગ્યાએ " અધિવેશન ભરવા માટે, મુકરર તારીખના દસ દિવસ પહેલાં " ઉમેરવામાં આવે. ફકરાને અંતે ઉમેરવામાં આવેઃ " મહાસભા ભરવાના દસ દિવસની અંદર કોઇ પણ ફેરફાર કરવામાં આવે નહિ. "

૭. કારોબારીને ફરમાવે છે કે રચનાત્મક કાર્ય સફળતાપૂર્વક અને વિઘ્ન વિના અમલ કરવા માટે મહાસભાના ભિન્ન ભિન્ન વિભાગ બનાવવા માટે એક યોજના તૈયાર કરીને જ્યાં સુધી શકય હોય ત્યાં સુધી મહાસમિતિની વિચારણા માટે દરેક કામ તેના નિયંત્રણ અને નિરીક્ષણ અંદર રહે તે માટે પેશ કરે.

કારોબારી મહાસભાના જુદા જુદા કામ કરવાવાળા પગારદાર કાર્યકર્તાઓના સંબંધી યોજના તૈયાર કરે. આ યોજનામાં મધ્યસ્થ અને પ્રાન્તિક કાર્યાલયોમાં કામ કરનાર અને સ્થાનિક કાર્યકર્તાઓના સંબંધે જરૂરી સુચના કરે.

મહાસમિતિ ફરમાવે છે કે તે આ યોજનાને જરૂરી લાગે તેવા ફેરફાર સાથે સ્વીકારે અને શકય હોય ત્યાં તેને સક્રિય રૂપ આપે.

૮. ૧૮ મી કલમમાં નીચે પ્રમાણે સુધારો સ્વીકારવામાં આવે:

" ( ख ) મહાસમિતિનો હિસાબ દરેક વર્ષે વાર્ષિક અધિવેશન દ્વારા નિયુક્ત ઓડીટર દ્વારા તપાસવામાં આવે, આ ઓડીટરને પ્રાન્તિક સમિતિના હિસાબ માંગવાનો અને તેની તપાસ કરવાનો અધિકાર રહેશે. "

" ( ग ) મહાસમિતિ પ્રાન્તિક સમિતિના હિસાબ બરાબર તપાસાય તેવી વ્યવસ્થા કરે. "

૧૯ મી કલમનો ૪ થો ફકરો નીચે પ્રમાણે બને. પરિશિષ્ટ ( ખ ) અનુસાર ભાષાવાર બનાવેલા પ્રાન્તોની જન સંખ્યા પ્રમાણે સભ્યોની વહેંચણી કરવામાં આવે.

સાતમો ફકરો કાઢી નાંખી તેને સ્થાને " કોઇ સભ્ય છોડી દે, મૃત્યુ પામે, હિંદમાં ન હોય વગેરે કારણ હોય તો તેનું સ્થાન પ્રાન્તિક સમિતિ દ્વારા પુરવામાં આવે, " એમ મુકવામાં આવે.

૮ મા ફકરામાં ઉમેરવામાં આવે " આવી બેઠક એક વાર બોલાવવા છતાં તેમાં બીજા વિષયો વિચારાર્થે રજુ કરવામાં આવશે પરંતુ તેને માટેની શરત એ છે કે આ વિષયોની નિયમ પ્રમાણે સભ્યોને સૂચના આપવામાં આવેલી હોવી જોઇએ.

૯. કલકત્તા, નાગપુર, અમદાવાદ, ગયા અને દિલ્હીમાં સ્વીકારેલા અસહકારના ઠરાવોને ફરીવાર ટેકો આપે છે.

ધારાસભા પ્રવેશના ઠરાવનો દિલ્હીમાં સ્વીકાર કરવામાં આવેલો હોવાથી

શંકા કરવામાં આવે છે કે ત્રિવિધ બહિષ્કાર સંબંધની મહાસભાની નીતિમાં ફેરફાર કરવામાં આવેલો છે કે નહિ, આ કારણે સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે આ બહિષ્કારના સિદ્ધાન્ત કે તેની નીતિમાં કોઇ પણ ફેરફાર કરવામાં આવ્યો નથી.

વધુમાં જાહેર કરે છે કે ઉપરોક્ત સિદ્ધાન્ત અને નીતિ રચનાત્મક કાર્યક્રમનો આધાર છે અને દેશને પ્રાર્થના કરે છે કે બારડોલીમાં નિશ્ચિત રચનાત્મક કાર્યક્રમને પુરો કરીને સત્યાગ્રહ માટેની તૈયારી કરે. દરેક પ્રાન્તિક સમિતિને ફરમાવે છે કે પોતાનું ધ્યેય જલદી પ્રાપ્ત કરવા માટે તેની દિશામાં જલદી કાર્ય શરૂ કરે.

૧૦. કેનિયા–પ્રવાસી હિંદીઓને અભિનંદન આપે છે અને તેમની સાથે સહાનુભૂતિ પ્રગટ કરે છે. પોતાનો એ વિશ્વાસ છે કે જ્યાં સુધી હિંદને સ્વરાજ્ય નહિ મળે ત્યાં સુધી પરદેશ વસતા હિંદીઓનાં દુઃખ અને ફરિયાદો યોગ્ય રીતે દૂર નહિ થાય. તેમ છતાં શ્રી. સરોજીની નાયડુ તથા શ્રી. જ્યૉર્જ જોસફને સત્તા આપે છે, કે કેનિયાની પ્રજા આગામી મહાસભામાં હાજર રહે, ત્યાંની પરિસ્થિતિનો અભ્યાસ કરે તથા તેમનું જે અપમાન કરવામાં આવે છે, અને તેમની સાથે જે અન્યાયી વર્તાવ ચલાવવામાં આવે છે તેની સામે કેવી રીતે લડત ચલાવવી તેની સલાહ આપે.

૧૧. સિલોનમાંના દક્ષિણ હિંદના મજૂરોને કેવા પ્રકારનું જીવન ગુજારવું પડે છે તેની તપાસ કરી કારોબારીને હેવાલ રજુ કરવા નીચેના સભ્યોની એક સમિતિ નીમવામાં આવે છેઃ ( ૧ ) શ્રી. એમ. એ. આરૂલાનદમ, ( ૨ ) શ્રી. એ. બી. ડાયસ, ( ૩ ) પેરિયા સુંદરમ, ( ૪ ) શ્રી. એલ. મુથુકૃષ્ણ.

૧૨. દિલ્હીએ નીમેલી સત્યાગ્રહ સમિતિનું કાર્ય પુરૂં કરવાની મહાસમિતિને સત્તા આપે છે ને વધુમાં ઠરાવે છે કે સત્યાગ્રહ સમિતિ એક જુદી સમિતિના રૂપમાં નહિ રહે.

૧૩. જાહેર કરે છે કે સરકારે શિરોમણિ ગુરૂદ્વારા પ્રબંધક સમિતિ અકાલી દલ પર જે આક્રમણ કર્યું છે તે સમસ્ત હિંદીવાનોનાં અહિંસાત્મક કાર્યોને માટે સ્વતંત્રતા પૂર્વકના મિલન માટે અવસર આપે છે અને મહાસભાને વિશ્વાસ છે કે સ્વતંત્રતાનાં બધાં જ આંદોલનો એના આક્રમણનાં લક્ષ્ય છે, આથી શિખોને સાથ આપવાનો ઠરાવ કરે છે અને હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી તથા હિંદના બીજા રહેવાસીઓને પ્રાર્થના કરે છે કે આ લડતમાં ધન

અને માણસોથી શિખોને મદદ આપે. મહાસમિતિને આ વિષયમાં જરૂરી બધી કાર્યવાહી કરવાની સત્તા આપે છે.

૧૪. એક ખાદી સંઘ સ્થાપવાનો ઠરાવ કરે છે. તેમાં નીચેના સભ્યો રહેશે : શ્રી. જમનાલાલ બજાજ ( પ્રમુખ ), શ્રી. વલ્લભભાઇ પટેલ, મગનલાલ ગાંધી, રેવાશંકર જ. ઝવેરી, વાલજી નપ્પુ, બેલગામવાલા, મૌ. શૌકતઅલિ અને શંકરલાલ બેંકર ( મંત્રી ). આ સંઘ મહાસમિતિની દેખરેખ નીચે ખાદીના કામને સંગઠિત કરશે, તેને મહાસભાના સામાન્ય ફંડમાંથી પૈસા આપવામાં આવશે તથા નાણાં એકઠા કરવાનો તથા કરજ કરવાનો અધિકાર આપવામાં આવે છે. સંઘ ત્રણ વર્ષ સુધી પોતાના પદ પર રહેશે. દરમિયાન જો કોઇ જગ્યા ખાલી પડશે તો તે પોતાની મેળે પુરી લેશે. તે પોતાનો હેવાલ તથા હિસાબ મહાસમિતિને રજુ કરશે. આ સંઘ ખાદીના કામમાં મહાસમિતિ તરફથી મધ્યસ્થ અધિકારી હશે અને પ્રાન્તિક સમિતિના સહકારથી કામ કરશે.

આ સંઘ પ્રાન્તિક સમિતિઓ દ્વારા સ્થપાયેલાં ખાદી સંઘોનું નિરીક્ષણ કરશે અને તેના પર નિયંત્રણ રાખી જ્યાં ખાદી સંઘ નહિ હોય ત્યાં પ્રાન્તિક સમિતિઓના સહકારથી તેની સ્થાપના કરશે

૧૫. મહાસભાના બંધારણની ૨૪ મી કલમ રદ કરી તેને સ્થાને મૂકવામાં આવે:

મહાસમિતિ મહાસભાનું વાર્ષિક અધિવેશન ખતમ થઇ ગયા પછી પોતાની પહેલી બેઠકમાં ૯ સભ્યો ચુંટશે. મહાસભાના પ્રમુખ, મંત્રીઓ અને કોષાધ્યક્ષો વગેરે મળીને ૯ સભ્યો કારોબારીના સભ્ય હશે. આ સમિતિ મહાસભાની કાર્યવાહક સમિતિ હશે અને પોતાનાં બધાં કામોને માટે મહાસમિતિને જવાબદાર રહેશે.

કારોબારીની બધી કાર્યવાહી મહાસમિતિની અલગ બેઠકમાં રજુ કરવામાં આવે.

કલમ ૯ ના છેડે ઉમેરવામાં આવે. મહાસભાની દરેક બેઠકમાં નીચે પ્રમાણેના ક્રમ પ્રમાણે કામ થાય.

( क ) વિષય વિચારિણી સમિતિએ ભલામણ કરેલા ઠરાવો રજુ કરવામાં આવે.

( ख ) કોઇ એ સ્વતંત્ર ઠરાવ એવો હોય કે જેનો સમાવેશ પેટા કલમ कમાં ન કરવામાં આવેલો હોય અને સાથે સાથે કલમ ૨૯ મી પ્રમાણે ન આવેલો હોય અને જેને માટે મહાસભાના ૨૫ પ્રતિનિધિઓએ બેઠકની શરૂઆત પહેલાં લેખિત રીતે પ્રમુખને ઠરાવ બેઠકમાં રજુ કરવા માટે વિનંતિ કરી હોય, પરંતુ કોઇ પણ એવો

ઠરાવ વિચારણા માટે રજુ કરવામાં નહિ આવે જેના પર વિષય વિચારિણી સભામાં ચર્ચા કરવામાં આવેલી ન હોય અને જેના પર હાજર રહેલા સભ્યોની બે તૃતીયાંશ બહુમતીએ ચર્ચા કરેલી ન હોય.

કલમ ૩૧ ના સ્થાન પર; મહાસમિતિ દરેક વર્ષે પોતાની પહેલી બેઠકમાં દરેક પ્રકારના બંધારણીય ઝઘડાની તપાસ કરવા તથા અંતીમ ફેંસલો આપવા માટે ૧૨ સભ્યોની એક પંચાયત મુકરર કરવામાં આવે. વાદી અને પ્રતિવાદી પોત પોતાના પક્ષના પ્રતિનિધિત્વને માટે આ પંચાયતમાંથી એક એક સભ્ય ચુંટી લેશે અને બીજાની ચુંટણી પ્રમુખ કરશે.

કલમ ૩૮. મહાસભાની કાર્યવાહી શકય હોય ત્યાં સુધી હિંદુસ્તાનીમાં ચલાવવામાં આવશે, અંગ્રેજી અથવા પ્રાન્તિક ભાષાનો પણ ઉપયોગ કરવામાં આવશે.

આ સુધારાઓને કારણે મહાસભાના બંધારણમાં બીજી કલમો અને પરિશિષ્ટોમાં જ્યાં કાંઇ ફેરફાર કરવા જેવું લાગે ત્યાં ફેરફાર કરવામાં આવે.

૧૬. બ્રિટિશ સામ્રાજ્યના અનેક ભાગોમાં હિંદીજનોની સાથે અપમાનજનક રીતે વર્તાવ રાખવામાં આવે છે. હિંદીજનોને સલાહ આપે છે કે હિંદુસ્તાનમાંથી મજુરી માટે જે પરદેશગમન કરવામાં આવે છે તેને સદંતર બંધ કરવા માટે વિચાર ચલાવવામાં આવે અને કારોબારીને ફરમાવે છે કે એક નાની સમિતિ નીમે જે આ પ્રશ્ન પર દરેક બાજુએથી વિચાર કરી પોતાનો હેવાલ મહાસમિતિને આપે.

૧૭. શ્રી. વિનાયક દામોદર સાવરકરને થયેલી દેશનિકાલની સજા તરફ ઘૃણા વ્યકત કરે છે અને ડૉ. એન. ડી. સાવરકર તથા તેમના કુટુમ્બ પ્રત્યે સહાનુભૂતિ દેખાડે છે

હોદ્દેદારો : મંત્રીઓ : પં. જવાહરલાલ નહેરૂ
ડૉ. સૈફુદીન કિચલુ
શ્રી. ગંગાધરરાવ દેશપાંડે
કોષાધ્યક્ષ : શ્રી. નેલજી નપ્પુ
શ્રી. રેવાશંકર જગજીવન
ઓડીટર : શ્રી. સી. એચ. સોપારીવાળા

—— ૬ ——

# પ્રકરણ ૩ જું

## બેલગામનું ૩૯મું અધિવેશન

મહાસભાનું ૩૯મું અધિવેશન બેલગામ મુકામે **૧૯૨૪ ના ડીસેમ્બર-ની ૨૬ તથા ૨૭ મી** તારીખે મહાત્મા ગાંધીના પ્રમુખપણા નીચે મળ્યું હતું. તેમાં બધા મળીને કુલ ૧૮૪૪ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી.

બેલગામના અધિવેશનને પ્રમુખસ્થાને આફ્રિકામાં ત્યાંના વસાહતી હિંદીઓ માટે કામ કરી આવેલાં શ્રીમતી સરોજિની નાયડુને પસંદ કરવામાં આવ્યાં હોત પરંતુ વર્ષ દરમિયાન કેટલાક અગત્યના બનાવોએ આ સ્થાન પર ગાંધીજીને બેસાડયા.

ગાંધીજી એકાએક બિમાર પડી જતાં જેલમુક્ત બન્યા હતા અને એમની હાજરીનો લાભ મહાસભાના બે હરીફ–સ્વરાજ અને નાફેરવાદી પક્ષો પોતાની તરફેણમાં લેવા મથી રહ્યા હતા.

સ્વરાજપક્ષ ધારાસભાઓમાં ઠીક ઠીક કામ કરી શકયો હતો. તેણે અનેક મહત્વના મુદ્દાઓ ( રાજદ્વારીઓની મુક્તિ, ૧૮૧૮ નો કાયદો દૂર કરવા બાબત, મીઠાવેરો વગેરે ) પર સરકારને હાર આપી હતી, એટલે આ પક્ષ મહાસભાની સંપૂર્ણ છત્રછાયા મેળવવા ઇચ્છી રહ્યો હતો; જ્યારે નાફેરપક્ષ દેખીતી રીતે વિસ્તૃત અને ચુસ્ત હોવા છતાં તેનો ત્રિવિધ અસહકારનો કાર્યક્રમ જોઇએ તેટલી સફળતાથી પાર પડી શકયો ન હતો. ના–કર જેલ સત્યાગ્રહની લડતને માટે દેશમાં તૈયારી બિલકુલે હતી જ નહિ. એટલું જ નહિ પરંતુ અસહકારના તદ્દન સાધારણ દેખાતા કાર્યક્રમમાં પણ ઢિલાશ આવી હતી. સરકારી શાળાઓ, કચેરીઓ અને

નોકરીઓનો બહિષ્કાર લગભગ નિષ્ફળ ગયો હતો. પરદેશી કાપડનો જ બહિષ્કાર હસ્તી ધરાવતો હતો. આવી પરિસ્થિતિમાં અસહકારને જીવતો રાખવો એ પણ હાસ્યાસ્પદ હતું. પરંતુ અસહકારને પાછો ખેંચી લેવાનું હિંમતભર્યું પગલું ગાંધીજી સિવાય બીજું કોઇ લઇ શકે તેમ હતું નહિ.

અસહકારના દિવસોમાં જે તંગ વાતાવરણ ઊભું થયું હતું તે ઢીલું પડતાં કોમવાદીઓએ પોતાનું કામ પાર પાડવા કંઇ ઓછું કર્યું ન હતું. ગુલબર્ગા, નાગપુર, લખનૌ, શાહજાનપુર, અલ્લાહાબાદ, જબલપુર, કોહાટ વગેરે સ્થળોએ ભયંકર કોમી હુલ્લડો ફાટી નીકળ્યાં. કોહાટમાં તો આની હદ જ વળી ગઇ. આ હુલ્લડથી ગાંધીજીને ખૂબ જ આઘાત લાગ્યો અને તેમણે દિલ્હીમાં ૨૧ દિવસના ઉપવાસ આદર્યા. પરિણામે બન્ને કોમના આગેવાનોનો કાયમી સમાધાન સાધવા માટે પરિષદ મળી અને એક કાયમી કોમી લવાદ મંડળ સ્થાપ્યું. દેશને આ દિશામાં પણ યોગ્ય દોરવણી ગાંધીજી સિવાય બીજું કોઇ આપી શકે તેમ ન હતું.

બીજી બાજુ પર સ્વરાજપક્ષે બંગાળ તથા મધ્યપ્રાન્તમાં શાહીવાદી માલિકોની યોજનાને ઉંધી વાળવા માંડી. આ બે પ્રાન્તોમાં નવા સુધારા પ્રમાણેની દ્વિમુખી રીતો તદ્દન નિષ્ફળ જતી ચાલી હતી. ત્યાંના પ્રાન્તિક કારભારમાં સ્વરાજપક્ષે જે ડખલ કરવા માંડી હતી તેના જવાબમાં સરકારે દમનનીતિની શરૂઆત કરી દીધી. બંગાળમાં આ દમનનીતિ ખૂબ જ જોશથી શરૂ થઇ ગઇ. ત્રાસવાદ અને હિંસક પ્રવૃત્તિને દાબી દેવાના બહાના નીચે ત્યાંના સ્વરાજપક્ષ સામે વ્યવસ્થિત મોરચા શરૂ થયા. આ પરિસ્થિતિમાં પણ સ્વરાજપક્ષને ગાંધીજીની સહાયની જરૂર પડે તે સ્વાભાવિક છે.

બીજી બાજુ પર નાફેરવાદીઓ પણ સહાય માગી રહ્યા હતા. સ્વરાજપક્ષ બંધારણીય કામમાં તેને મળતી ફત્તેહને કારણે રચનાત્મક કાર્ય તરફ ઉદાસ બનતો જતો હતો. ગાંધીજીના છૂટકારા પછી અનેક વાટાઘાટો પછી સ્વરાજપક્ષને તથા નાફેરવાદીઓને સાંધવામાં આવ્યા હતા.

આ સમાધાનમાં ધારાસભા પ્રવેશ સામેનો પ્રચાર બંધ કરવામાં આવ્યો હતો, જ્યારે સામા પક્ષ તરફથી રચનાત્મક કાર્યમાં સહાય માગવામાં આવી હતી. સ્વરાજ્યપક્ષ સામે ફરિયાદ હતી કે તે આ કાર્યને જોઇતી સહાય આપતો ન હતો. નાફેરવાદીઓ પાસે રચનાત્મક કાર્ય જ મુખ્ય કાર્ય હતું ને તેઓ આને સફળતાપૂર્વક ધપાવવા માગતા હતા તેથી તેઓ ગાંધીજીની સહાય માગી રહ્યા હતા. ગાંધીજી પણ ખાદી અને રેંટિયાના મહાસભાના ખૂબ જ મહત્વના માનેલા કાર્યક્રમની સફળતા માટે ઉત્સુક હતા. મહાસભા અલ્પ પણ મજબૂત સંખ્યકની સંસ્થા રહે તે તેઓ ઇચ્છી રહ્યા હતા.

આ સૌ સંજોગોને લીધે બેલગામ મુકામે ગાંધીજી પ્રમુખ બન્યા. બેલગામ મહાસભાના સ્વાગત પ્રમુખ તરીકે શ્રી. ગંગાધરરાવ દેશપાંડે હતા. અહિંસક અસહકાર વિષેની પોતાની શ્રદ્ધા તથા દેશના રાજદ્વારી મામલા વિષે ગાંધીજીએ પ્રેરક ભાષણ આપ્યું હતું તેનો સાર નીચે મુજબ છેઃ

## પ્રમુખ ગાંધીજીનું ભાષણ

"સને ૧૯૨૦ ના સપ્ટેમ્બર માસથી આ મહાસભા મુખ્યત્વે કરીને અંદરથી બળ ખિલવવાની સંસ્થા બની રહી છે, તે વખતથી એણે દેશનાં દુઃખો ફેડવા માટે સરકારને ઠરાવો મોકલવાનું બંધ કર્યું છે કારણ કે સરકારની ચાલુ રાજનીતિ હિંદને હિતકારી હોવાની શ્રદ્ધા ખૂટી ગઈ છે. હિંદી મુસલમાનોનો વિશ્વાસઘાત કરીને સરકારે લોકોની એ શ્રદ્ધાને પહેલવહેલો ઘા કર્યો. પછી રોલેટ કાયદો, ઓડવાયરની જુલ્મનીતિ અને છેવટે જલિયાંવાલા બાગની કતલ એ ત્રણેયે આ શાસનપદ્ધતિના સાચા સ્વભાવનું પ્રજાને ભાન કરાવ્યું. સાથોસાથ એ પણ સમજાયું કે આ શાસનપદ્ધતિ તો ખુદ લોકોનાજ, જાણપૂર્વકના કે અજાણ્યા, ફરજીયાત કે મરજીયાત સહકાર ઉપર નભી રહી છે. આવી શાસનપદ્ધતિને સુધારવાના કે સંહારવાના ઈરાદાથી આખરે એમ ઠર્યું કે લોકોના એ સહકારને



મહાત્મા મોહનદાસ ગાંધીજી
૧૯૨૪ માં બેલગામ ખાતે ભરાયેલી ૩૯ મા રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ

પાછો ખેંચી લેવો. ૧૯૨૦ ની કલકત્તાની ખાસ બેઠકમાં સરકારી ઇલકાબો, અદાલતો, શાળાઓ, ધારાસભાઓ અને વિદેશી વસ્ત્રો–એમ પંચવિધ બહિષ્કારને વધતે ઓછે અંશે અમલમાં મૂકયો. જેઓ સમત ન થઇ શકયા તેઓ મહાસભામાંથી ખસી ગયા.

સૌથી મહત્વનો બહિષ્કાર હિંસાનો હતો. એકવાર તો તે સંપૂર્ણ સફળ થયો હોવાનો ભાસ થયો. પરંતુ તરતજ માલુમ પડયું કે એ અહિંસા માત્ર ચામડીના પડ જેટલી જ ઊંડી ઉતરી હતી. એ તો અનાયદશાની નિષ્ક્રિય અહિંસા હતી. શકિતસંપન્ન દશાની સમજદાર અહિંસા ન હતી. અસહકાર ન કરનારાની સામે અસહિષ્ણુતા ફાટી નીકળી. આં વળી વધારે સૂક્ષ્મ પ્રકારની હિંસા હતી. આવો ગંભીર દોષ હોવા છતાં હું એટલું બોલવાની હામ તો ભીડું છું કે અહિંસાના આ આંદોલને શારીરિક હિંસાને ફાટી નીકળતી અટકાવી. અહિંસાત્મક અસહકાર ન જન્મ્યો હોત તો પેલી હિંસા જરૂર ફાટી નીકળત. આ અહિંસાત્મક અસહકારે લોકોને તેમના સાચા બળનું ભાન કરાવ્યું છે. વેદનાઓ સહીને સામા થવાની લોકોની ગુપ્ત શકિતઓને આ ચળવળે અજવાળે આણી દીધી છે. કદાચ બીજી કોઇ રીતે આવી ન શકત તેવી જાગૃતિ એણે આમ લોકોની અંદર પેદા કરી છે. રાજકીય સ્વતંત્રતા મેળવવાના ઇલાજ તરીકે આ અહિંસાત્મક અસહકાર હવે સિદ્ધ થઈ ચૂકયો છે. અને એની મર્યાદિત ફત્તેહે સ્વરાજ્યને પણ આપણી નજીક આણ્યું છે.

જે લોકો આ ચળવળની સીધી અસર નીચે આવે છે તેઓમાંના મોટા સમુદાયે વિદેશી કાપડ સિવાયના તમામ બહિષ્કાર પરથી પોતાનો વિશ્વાસ ખોયો છે. આવા સંજોગો વચ્ચે આવા બહિષ્કારને રાષ્ટ્રિય કાર્યક્રમ તરીકે અમલમાં ન જ મુકી શકાય–સિવાય કે મહાસભા આ બહિષ્કારની સીધી અસર તળે આવનારાઓના વિના ચલવી લઇ શકે. આ વર્ગોને બાતલ રાખવા એ અસહકારીઓને બાતલ રાખવા એટલું જ અવ્યવહારૂ

છે.' બન્નેએ એક બીજાના કામની દખલ કર્યાં વિના, એક બીજાની ટીકા કર્યાં વગર મહાસભામાં જ રહેવું જોઇએ. એમાંથી એક પક્ષ સામાનો સિદ્ધાન્ત સ્વીકારે તે માટે તો સમય પર જ ભરોંસો રાખવો. ઉદાર મતવાદીઓ અને બીજા જેઓ મહાસભામાંથી ખસી ગયા છે તેમને પણ ફરી જોડાવાનું આપણે સમજાવવું જોઇએ. અસહકાર મુલતવી રાખવામાં આવ્યો છે તો પછી તેમને બહાર રહેવાનું કંઈ પ્રયોજન નથી.

એક બહિષ્કાર તો રાખવામાં આવ્યો છે. આ બહિષ્કારમાં એકલા બ્રિટિશ માલનો નહિ પરંતુ સમસ્ત પરદેશી માલનો જ ઉદ્દેશ છે. એ બહિષ્કાર માત્ર હકક નથી પણ કર્તવ્ય છે. હિંદુસ્તાનની નદીઓમાં પાણીને બદલે પરદેશી પાણી લાવવામાં આવે તો તે પરદેશી પાણીનો બહિષ્કાર કરવો એ જેટલું આપણું કર્તવ્ય છે તેટલું જ આ પણ આપણું કર્તવ્ય છે.

અહિંસાત્મક કાર્યો હિંસાત્મક પ્રવૃત્તિઓ કરતાં વધુ અસરકારક દબાણ ઉપજાવી શકે છે કેમકે તે દબાણ સ્નેહ અને ભલમનસાઈમાંથી જન્મે છે. લેંકેશાયરનો હિંદ સાથેનો વેપાર એ બ્રિટનની મોટામાં મોટા સ્વાર્થની વસ્તુ છે. હિંદી ખેડુતને પાયમાલ કરવામાં અને તેની પાસે જે એક વધારાનો વ્યવસાય હતો તે છિનવી લેવામાં બીજી બધી વાત કરતાં આ લેંકેશાયરના વેપારનો મોટો હાથ છે. એટલા માટે હિંદી ખેડુતને જીવવા દેવો હોય તો વિદેશી કાપડનો બહિષ્કાર અનિવાર્ય છે. ખેડુતને વિદેશી કાપડ ન ખરીદવાનું જ માત્ર શિખવવાની એકલી આ યોજના નથી. પરંતુ તે ઉપરાંત પોતાના નવરાશના વખતમાં એ પોતે પીંજે, કાંતે, ગામના વણકર પાસે વણાવે અને તૈયાર થયેલું કાપડ પોતે પહેરે; અને એ રીતે વિદેશી અથવા તો હિંદની મિલોનું કાપડ લેવાના પૈસા તે બચાવે. એ બધું એને શિખવવું જોઇએ. આ રીતે હાથકંતામણ તથા હાથવણાટ વડે એટલે કે ખાદી વડે કરેલો વિદેશી કાપડનો બહિષ્કાર ખેડુતોનાં નાણાં બચાવશે. એટલું જ નહિ પરંતુ ઉચ્ચ પ્રકારની સાંમાજિક

સેવા કરવાની આપણને—કાર્યકર્તાઓને તક આપશે, આપણને ગામડીઆંઓની સાથે સીધા સમાગમમાં મુકશે, આપણે તેઓને સાચી રાજદ્વારી કેળવણી આપી શકીશું અને તેઓને સ્વાશ્રયી તથા સ્વયંસંતોષી બનતાં શિખવીશું. આ રીતે સહકારી મંડળીઓના કરતાં અગર તો ગ્રામ રચનાની બીજી કોઈ રીત કરતાંય ખાદીની યોજના અનેકગણી સુંદર છે. ઉપરાંત તેમાંથી એક ઉત્તમ રાજદ્વારી પરિણામ પણ જન્મશે; કારણ કે બ્રિટનના પંથમાંથી એ એક મોટામાં મોટી અનીતિમય લાલચને ખસેડી શકશે. લેંકેશાયરના વેપારને હું નીતિહીન કહું છું કેમકે હિંદના લાખો ખેડૂતોના વિનાશ ઉપર જ એ ખડો થયો છે ને હજુ નભી રહ્યો છે. અને પછી તો જેમ એક પાપ બીજા પાપમાં ઘસડી જાય છે, તેમ બ્રિટનનાં ઘણાં ખરાં જાણીતાં પાપી કૃત્યોનું મૂળ આ એક પાપી રોજગાર જ છે એમ સિદ્ધ કરી શકાય. એટલે જો આ એક જ લાલચને બ્રિટનના માર્ગમાંથી હિંદ પોતાની મરજિયાત મતી વડે ખસેડી શકે તો તે હિંદને, બ્રિટનને તેમ જ આખી માનવજાતને હિતકારી થશે કેમકે અત્યારે બ્રિટન સર્વોપરિ જગતની સર્વોપરિ સત્તા છે.

પ્રથમ માંગ ને પછી છત એ સૂત્રમાં હું માનતો નથી. ઊલટું માંગ તો કેટલાય વખત નીતિ અનીતિ ન જોનારા વેપારીઓ કૃત્રિમ રીતે ઉત્પન્ન કરી શકે છે. હરકોઇ પ્રજા તેની વ્યક્તિઓની માફક જો કોઇ ચોક્કસ નૈતિક જીવનના નિયમોનું પાલન કરવા બંધાયેલી હોય તો જે લોકોની જરૂરીઆતો પૂરી પાડવા માંગે છે તે લોકોનું કલ્યાણ તે પ્રજાએ વિચારવું જોઇએ. પોતાના હિતાહિતનો ઘટિત વિચાર કરીને પોતાની આયાતને નિયમનમાં રાખવાની જેમ હિંદની ફરજ છે, તેમ બ્રિટનની પણ ફરજ હિંદના હિત પરત્વે ઘટિત દૃષ્ટિ રાખીને જ પોતાના નિકાસનું નિયમન રાખવાની થઇ પડે છે. નૈતિક મૂલ્યની અવગણના કરનારું કે તે તરફ આંખમિંચામણા કરનારૂં સંપત્તિશાસ્ત્ર જુઠું છે. અહિંસાના સિદ્ધાંતનો સંપત્તિશાસ્ત્રના પ્રદેશ સુધી વિસ્તાર કરવામાં આવે તો તેનો

અર્થ એટલો જ કે આંતરરાષ્ટ્રીય વેપારના નિયમના સુંદર નૈતિક મૂલ્યનો વિચાર એ એક આવશ્યક તત્ત્વ છે. હિંદના પ્રયાસો વડે આખા જગતના આંતરરાષ્ટ્રીય સંબંધો નીતિના ધોરણ પર મૂકી શકાય એટલી હદ સુધીની મારી મહત્ત્વાકાંક્ષા છે મર્યાદિત પ્રમાણમાં સામુદાયિક અહિંસા કેળવવાનું કામ અશક્ય હોય એમ હું માનતો નથી.'

જે બહિષ્કારનો હું વિચાર કરું છું તે તો કેવળ હિંદના હિતની દૃષ્ટિથી જ કરું છું. બધી જ અંગ્રેજી વસ્તુઓ કંઇ આપણને નુકસાન કરતી નથી. અંગ્રેજી પુસ્તકો જેવા બ્રિટિશ માલની તો આપણને આપણા માનસિક અને આધ્યાત્મિક લાભાર્થે જરૂર છે. મેં સૂચવેલો બહિષ્કાર તો સમસ્ત વિદેશી કાપડને બાતલ કરવાનું માગી લે છે. આવી રીતે બાતલ કરવું એ કંઇ શિક્ષાની દૃષ્ટિએ જ નહિ, એ તો પ્રજાકીય હયાતીને માટે અનિવાર્ય પગલું છે.

ટીકાકારો કહેશે કે રેંટિયો લોકપ્રિય બની શકયો નથી. હકીકત એ છે કે આપણે હજુ રેંટિયાને પૂરેપૂરો અજમાવી જોયો નથી, મને કહેતાં શોક થાય છે કે આપણામાંના ઘણાએ તેના પર ગંભીરપણે વિચાર સરખોય કર્યો નથી. મહા સમિતિના ખુદ સભ્યોએ પોતે જ વારંવાર પસાર કરેલા રેંટિયા વિષેના ઠરાવોનું પાલન પણ કર્યું નથી. આપણામાંના મોટા સમુદાયે તો એને અજમાવ્યા વગર જ ખાલી અવિશ્વાસ રાખ્યા કીધો છે.

અહિંસા વિષેની મારી માન્યતાને જેમ હું પ્રજાની સમક્ષ ધરી રહ્યો છું, તે જ રીતે સંચા વિષેના મારા અભિપ્રાયોને પણ હું પ્રજા સમક્ષ ધરી રહ્યો છું. હું જે સહી શકતો નથી તે તો હિંદના આ એકના એક ગૃહઉદ્યોગનો દંશ, કે જે ગૃહ–ઉદ્યોગ આ બે હજાર માઇલ લાંબા ને દોઢ હજાર માઇલ પહોળા પ્રદેશ પર પથરાયેલાં હજારો ઘરોનાં બારણાંમાંથી ભૂખમરાના હિંસક પશુને દૂર ને દૂર રાખી રહ્યો છું.

મારે ચાલત તો તો કાંતવા તૈયાર ન હોય કે એ એક પ્રસંગે

ખાદી પહેરવા તૈયાર ન હોય તેવો એક પણ હિંદી મહાસભાના પત્રક પર ન ટકી શકત. અત્યારે તો સ્વરાજપક્ષે જેટલું કંઇ સ્વીકાર્યું છે તે બદલ હું તેમનો આભારી છું. જે છુટછાટ મુકાઇ તે તો આપણી નબળાઇને કે અશ્રદ્ધાને નભાવી લેવા ખાતર જ મુકાઈ છે, છતાં જે લોકોને રેંટિયા તથા ખાદીમાં સંપૂર્ણ વિશ્વાસ છે તેઓને તો એ એટલુંય વધુ ને વધુ મહેનત કરવાની ચાનક ચડાવનારૂં થઈ પડશે.

કાયમના સવિનયભંગનો તો હું ચુસ્ત હિમાયતી છું. પરંતુ જ્યાં સુધી આપણે પરદેશી કાપડનો બહિષ્કાર સાધવાની શકિત પ્રાપ્ત ન કરીએ ત્યાં સુધી સ્વરાજને માટે સવિનયભંગ અશકય છે. જો રેંટિયા સંબંધી મારા વિચારો તમને માન્ય ન હોય તો હું મહાસભાનો નેતા તરીકે નકામો થઇ પડવાનો. તમારા મગજમાં અને હૃદયમાં જો મારી વાત ન જ ઉતરતી હોય તો પછી મારી ફેરવણીનો અસ્વીકાર જ તમારે કરવો ઘટે.

હિંદુ મુસ્લિમ એકતા રેંટિયા કરતાં ઓછી મહત્તાની નથી. એ તો આપણો શ્વાસ અને પ્રાણ છે, ચાલુ વિખવાદ એ માત્ર ક્ષણિક આવેશનું ફળ છે એવા મૌ. શૌકતઅલિના આશાવાદને હું મળતો નથી થતો. મુસલમાનભાઇઓ સાથે હિંદુઓ સહભાગી થયા છે તેવી ખિલાફતની ચળવળ અને એ પછી આવેલ અસહકારનું આંદોલન આ બન્નેએ સુતેલી જનતાને ઢંઢોળી જગાડી છે. અસહકારના ઉદયકાળ દરમિયાન ઝંખવાઈ ગયેલા સ્વાર્થલોલુપો આજે જ્યારે એ ચળવળની નતનતાની ખૂબી ઉડી ગઇ છે ત્યારે તક મળી જાણી બન્ને કોમોની ધર્માંધતા અને સ્વાર્થ પરાયણતાનો લાભ લઈ રહ્યા છે. આનું પરિણામ ગયા બે વર્ષના ઝઘડાઓમાં અંકિત થયું છે. કોહાટનાં રમખાણોમાં પરાકાષ્ટા થઇ. સ્થાનિક સત્તાએ કોહાટની એ કમબખ્તી પર નિષ્ઠુર બેપરવાઇથી આંખમીંચામણાં કર્યાં. કજીયા જ્યારે જીવનની સામાન્ય વસ્તુ બની જાય છે ત્યારે તે ગૃહયુદ્ધ–આંતરવિગ્રહનું સ્વરૂપ પકડે છે, અને તે તેણે લડી જ લેવું રહ્યું. વર્તમાન રાજ્ય પરદેશી અર્થાત્ અક્ષરશઃ લશ્કરી રાજ્ય હોવાથી આપણે

જે કાંઈ સંપ કરીએ તેને તોડી પાડવાનાં સાધનો તે ધરાવતી હોય છે, એટલે તે ધારે તો આપણા કોમી ઝઘડાને પહોંચી વળવાની પુરતી સાધન શક્તિ તેની પાસે હોય જ. પરંતુ કોઈ પણ રાજ્ય કે સરકાર લોકપ્રિય થવાના ગમે તે બહાના નીચે પણ લડાઇનાં મંડાણ ઉપર ટકી કે નભી શકે નહિ. સ્વરાજ્ય સરકાર એટલે હિંદુ મુસલમાન અને બીજાની સહિયારી સ્વતંત્ર ઇચ્છા પર રચાયેલી સરકાર.

દિલ્હીની ઐક્ય પરિષદે ધાર્મિક મતમતાંતરેનો તોડ કાઢવાનો માર્ગ મોકળો કરી આપ્યો છે. સર્વપક્ષ પરિષદની સમિતિ પણ બીજી બાબતો ઉપરાંત હિંદુ મુસલમાન વચ્ચેના રાજકીય મતભેદો નહિ પણ સઘળી કોમો, સઘળા વર્ગ વાડા કે સમુદાયના માણસો વચ્ચેના વિખવાદો મિટાવવાનો વાજબી તથા વ્યવહારૂ માર્ગ શોધી કાઢશે એવી ઉમેદ છે. કોમી કે વિભાગીય પ્રતિનિધિત્વ વહેલામાં વહેલી ક્ષણે નાબુદ કરવાનું આપણું ધ્યેય હોવું જોઇએ. કેવળ ગુણ શક્તિના આધારે, સામાન્ય મતદારી આલમે નિષ્પક્ષપાતપણે પોતાના પ્રતિનિધિઓને ચુંટવા જોઇએ. તેજ પ્રમાણે આપણાં સઘળાં તંત્રો તથા ખાતાઓનો વહીવટ પણ દેશનાં શ્રેષ્ટ અધિકારી સ્ત્રીપુરૂષોના હાથમાં રહેવો જોઇએ. પરંતુ જ્યાં સુધી કોમી રાગદ્વેષ ભુતકાળ સાથે ભુલાઈ ન જાય, નબળા–લઘુમતી પક્ષો બહુમતી પક્ષોના હેતુઓ. અને પવિત્ર દાનત પર ભરોસો મૂકે નહિ ત્યાં સુધી તેઓને તેમનું જુદું સ્થાન મળવું જોઇએ, અને બહુમતી સબળ પક્ષોએ આપભોગથી તેનો દાખલો બેસાડવો જોઇએ.

અસ્પૃસ્યતા એ સ્વરાજમાં બીજું વિઘ્ન છે. તેનું નિવારણ હિંદુ-મુસ્લીમ એકતા જેટલું જ આવશ્યક છે. જ્યાંસુધી હિંદુઓ આ દલિત વર્ગની લુંટી લીધેલી સ્વતંત્રતા પાછી ન આપે ત્યાંસુધી હિંદુઓ સ્વરાજને માટે દાવો પણ ન કરી શકે તેમ તે મેળવી પણ ન જ શકે.

રેંટિયો, ઐક્ય અને અસ્પૃયતા એ તો માત્ર સાધનો છે, સાધ્ય શું

છે તે આપણે જાણતા નથી. અને તો સાધન બસ થશે. મારા જીવનની ફિલસુફીમાં સાધન અને સાધ્ય ઊભય પર્યાયશાયો છે.

સર્વપક્ષ સમિતિ સમક્ષ તેની વિચારણા માટે હું નીચેના મુદ્દા રજુ કરૂં છું :

૧ મતાધિકારનું ધોરણ મિલકત] કે દરજ્જા પર નહિ રચતાં મહાસભાના મતાધિકાર માટે સૂચવાયેલા શારીરિક શ્રમ જેવા શ્રમ પર રચાવું જોઇએ.

૨ સામાન્ય શાંતિના સમય દરમ્યાન જાનમાલના રક્ષણ માટે જરૂરી પ્રમાણ સિવાયનું હાનિકારક લશ્કરી ખર્ચ ઘટાડી નાંખવું.

૩ ન્યાયતંત્ર બિલકુલ સોંઘુ ને સરળ બનાવવું અને છેલ્લી અપીલ કોર્ટ લંડનથી ખસેડીને દિલ્હીમાં આણી મૂકની.

૪ કેફી પીણાં વગેરેનું મહેસુલ રદ કરવું.

૫ દેશની સામાન્ય સ્થિતિને અનુરૂપ થાય તેટલી હદ સુધી દીવાની અને લશ્કરી નોકરીના પગાર ઘટાડી નાંખવા.

૬ દરેક પ્રાન્તને તેની આંતરવ્યવસ્થા અને વિકાસ સાધવા માટે પુરતું સ્વાતંત્ર્ય આપી ભાષાવાર પ્રાન્તોની વહેંચણી કરવામાં આવે.

૭ પરદેશીઓને અપાયેલી સનદો અને ઇજારાઓની તપાસ કરવા અને તપાસ અનુસાર તેમણે મેળવેલી તમામ વાજબી હક્કોની ખોળાધરીનો નિર્ણય કરવા માટે એક પંચ નીમવામાં આવે.

૮ ફોજદારી કાયદાની રૂએ ગુનેગાર સિવાયના . સ્વરાજ ભોગવતા હિંદમાં શરણ લેનારા રાજસ્થાનીઓના હકક વગેરેની ખોળાધરી આપવામાં આવે.

૯ જોહુકી કે આપખુદીની બધી મનસ્વી સત્તાઓ રદ કરવામાં આવે.

૧૦ બીજી બધી રીતે લાયક માટે ઉંચી જગા ખુલ્લી રહે. સનંદી અને લશ્કરી પરીક્ષાઓ હિંદમાં લેવાય.

૧૧ અંદર અંદર ક્ષમા અને સહિષ્ણુતા જળવાય એટલી હદ

સુધી જુદા જુદા અધિકારવાળા લોકોનું સંપૂર્ણ ધાર્મિક સ્વાતંત્ર્ય માન્ય રાખવામાં આવે.

૧૨. પ્રાન્તિક સરકારો, ન્યાયખાતાઓ અને અન્ય અદાલતોમાં નિયત કાળ દરમિયાન પ્રાન્તની ભાષાનો અમલ ચાલુ કરવામાં આવે. અંતીમ અદાલતની ભાષા હિંદી હોય. મધ્યસ્થ સરકાર અને તેનું ધારાતંત્ર હિંદીમાં ચાલે. આંતરરાષ્ટ્રીય સંબંધ અને વ્યવહારમાં અંગ્રેજી રહે.

મહાસભામાં એક પક્ષ એવો છે જે હરકોઇ સંજોગમાં બ્રિટનથી છુટકારો ઇચ્છે છે. સમાન ભાગીદારી પણ તેમને તો ન મળે. મારો અભિપ્રાય છે કે જો બ્રિટિશરોની તેઓ કહે છે તેમ ખરેખરી મતલબ હોય અને આપણને સમાનતાની પ્રાપ્તિમાં પ્રમાણિકપણે મદદ કરે તો બ્રિટિશરો સાથેથી સદંતર છુટવા કરતાં એમની સાથે રહેવામાં આપણો વધારે વિજય ગણાય. આથી જ હું સામ્રાજ્યમાં રહીને સ્વરાજ્ય માટે ઝુઝવા ઇચ્છું છું. પરંતુ બ્રિટનના જ વાંકે તેની સાથે છેડા છુટકા કરવાનો સમય આવે ત્યારે પાછું વળી જોવા હું ન જ રોકાઉં.

મહાસભામાં સ્વરાજપક્ષની બહુમતી ન હોય તો પણ મક્કમ અને વધતી જતી લઘુમતી છે જ.

મારા મતે તેઓ બેસમજ માણસો નથી. તેઓ તેમની કાર્યનીતિ મહાસભાના નામે ચલાવવા ઇચ્છે છે. સમસ્ત મહાસભા એક સંસ્થા તરીકે જોખમદારી વહોર્યા વિના એ નીતિના દોર સાચવી શકે નહિ. અને હું એ જોખમદારી લઇ ન શકયો તેથી, તેમજ નાફેરવાદીઓ પણ ન લઇ શકે એ બીકે તેનું સ્વરૂપ ઘડવામાં હું ભાગ લઈ ન શકયો. ધારાસભાના કાર્યક્રમ બાબતમાં મહાસભાનું નામ લેવાતાં સ્વરાજપક્ષને કુલ સત્તા મળવાથી મહાસભામાં જોડાવા ઇચ્છતા બીજા પક્ષો કંઇક કફોડી સ્થિતિમાં મૂકાઇ જાય છે પણ હવે તો એ અનિવાર્ય છે. સ્વરાજપક્ષને મળતો લાભ તે પોતાને માટે ઉઠાવવા નથી જ ઇચ્છતો પણ દેશના

લાભાર્થે જ ઇચ્છે છે. હું આશા રાખું છું કે બીજાઓ મહાસભામાં જોડાઈ જશે અને દેશના રાજકારણનો ક્રમ પલટાવવા અંદર રહી કામ કરશે.

આવતું આખું વર્ષ મહાસભાએ તેની બધી શક્તિ રચનાત્મક કાર્ય— જેને હું આંતરિક વિકાસનું કાર્ય કહું છું તેની પાછળ ખર્ચવી જોઇએ.

ખાદી પછી રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ સ્થાપવાનો આપણો કાર્યક્રમ સૌથી વધારે સફળ થયો છે. ગણ્યાગાંઠયા વિદ્યાર્થીઓ રહે તો પણ આપણે રાષ્ટ્રીય શાળાઓ સંકેલી શકીએ નહિ.

દેશની માંગણીએ વકીલાત છોડી દેનારા વકીલો, સરકારી નોકરી છોડનારા શિક્ષકો અને બીજા સરકારી નોકરીમાંથી ઘણા તો કુટુમ્બ નિર્વાહ પણ મહામુશીબતે કરી શકે છે તેમને રાષ્ટ્રીય સહાય અવશ્ય મળવી જોઇએ. આપણે એવું વાતાવરણ તૈયાર કરવું જોઇએ જેમાં સ્વદેશ સેવકે સ્વદેશ સેવા કરવી અને તેના બદલામાં દરમાયો સ્વીકારશે એને માનપ્રદ સમજે.

આપણે સ્વરાજ ભોગવતાં નહિ થઇએ ત્યાં સુધી કેફી પીણાંના અનિષ્ટનો જડમૂળથી નાશ નહિ બની શકે. આપણે માટે એ ગર્વની વાત નથી કે આપણાં બાળકો આવાં અનૈતિક માર્ગોની પેદાશમાંથી ભણી રહ્યાં છે. હું તો મહાસભાવાદીઓ ધારાસભામાં જઇને કેળવણી ભૂખે મરી જાય તોય આવી પેદાશને હિંમતપૂર્વક ફેંકી દે તો તેમનો ધારાસભા પ્રવેશ લગભગ દરગુજર કરૂં. જો તેઓ એટલા પ્રમાણમાં લશ્કરી ખર્ચ ઘટાડી નાંખવાનો આગ્રહ કરે તો કેળવણી ભૂખે મરે એવી સ્થિતિ ય ન આવે.

શાસકોનું છેલ્લું કાર્ય બંગાળમાં દમનનો આરંભ છે. આ આક્રમણ બંગાળના સ્વરાજ પક્ષપર છે એ કહેતાં હું અચકાતો નથી. મારો આ અભિપ્રાય લોર્ડ લીટન અને લોર્ડ રીડીંગનાં ભાષણોથી વધારે દૃઢ બને છે. તેમણે કરેલો બચાવ હિંદુસ્તાન જેવા દેશમાં જ બની શકે. પ્રજાને સરકારનાં આધાર વિનાનાં નિવેદનોનો ઠીક અનુભવ થયો છે એટલે તે હવે તેને સાવ સાચાં તરીકે નહિ સ્વીકારી લે. આપણે ઉકળવું ન જોઇએ કે

અધીરા ન બનવું જોઇએ, દમન તો આપણને દબાવી ન શકે, જો તે આપણને આપણો હેતુ ચુકાવી ન શકે તો તે સ્વરાજને નજીકજ આણે છે.

હિંદુસ્તાનની મુક્તિ હિંસાથી થવાની છે એવું માનનારાઓને હું જણાવું છું કે "તમે હિંદની પ્રગતિને પાછી હઠાવો છો. તમારામાં ભુખે મરતા કરોડો માણસો માટે જરાય દયા કે પ્રેમભાવ હોય તો સમજો કે હિંસા તેમનું કશું કલ્યાણ નહિ કરી શકે. તમે જેમને પદભ્રષ્ટ કરવા માગો છો તેઓ તમારા કરતાં વધારે સુસજ્જિત છે, તેઓ તમારા કરતાં વધારે વ્યવસ્થિત છે. તમને તમારી જિંદગીની પરવા ન હોય પરંતુ તમારા દેશબાંધવોમાંથી જેઓને શરીરનું મૃત્યુ સ્વીકારવાની જરાય ઇચ્છા નથી, તેમને તમે અવગણી કાઢવાની છાતી ન કરી શકો. તમે જાણો છો કે આ સરકાર જલિયાનવાલા બાગ જેવી કતલોને આત્મરક્ષણનું કાયદેસર બહાનું માને છે. આપણા દેશમાં હિંસાવાદ જરાય ખીલી શકે તેવો નથી. તમે તમારી જિંદગીને અહિંસા, પ્રચારને અર્થે આપી દો તો તમે તેને વધારે સારા કાર્ય પાછળ નથી અર્પી દેતા ?

આ દમનને હું તો ચાલુ દર્દના ચાલુ ચિહ્ન જેવું ગણું છું. યુરોપનું સ્વામીત્વ અને એશિયાનું દાસત્વ એનો નિયમ છે. અકાલીઓની અદમ્ય શક્તિને દાબી દેવાનો પ્રયત્ન પણ એજ દર્દનું બાહ્ય ચિન્હ છે. તેઓ ભૂલ્યા ય હોય. ભૂલ્યા હોય તો તેના પરિણામે લોહી પણ તેમને જ દેવું પડયું છે. નાનખાના સાહેબ, ગુરૂકા બાગ અને જૈતુ તેમની હિંમત, મુંગી સહનશીલતા અને શહીદોની સાક્ષી રૂપે, ઊભાં છે. પરંતુ પંજાબના ગવર્નર તેમને કચડી નાખવાનો નિશ્ચય કર્યાનું સંભળાય છે.

મહાસભાવાદી તરીકે મહાસભાને સાબુત રાખવાની ઇચ્છાથી હું અમહકાર મુલતવી રાખવાની સલાહ આપું છું. કારણ કે હું જોઉં છું કે પ્રજા તેને માટે તૈયાર નથી પણ એક વ્યક્તિ તરીકે જ્યાં સુધી સહકાર જેમ છે તેમ જ રહે ત્યાં સુધી હું અસહકારી મટી શકતો નથી, મટીશ નહિ અને મટતો નથી. આ મારે માટે નીતિની વાત નથી. એને હું ધર્મ

સમજું છું, અસહકાર અને સવિનય ભંગ એ સત્યાગ્રહ નામના એક જ વૃક્ષની બે જુદી જુદી શાખા છે. તે મારૂં કલ્પદ્રુમ છે, મારૂં ઝમઝમ છે, કામધેનુ છે. સત્યાગ્રહ સત્યની શોધ છે. સ્વરાજ મારે માટે એ સત્યનો એક ભાગ છે. તેમાંથી બધી જાતની હિંસા અને તિરસ્કાર બહિષ્કૃત છે. અંગ્રેજને હું ધિક્કારી શકું નહિ. એમની ધુંસરી સહી શકું નહિ. બ્રિટિશ રીત અને સંસ્થાઓ હિંદ પર પરાણે લાદવાના તેમના અપુણ્ય પ્રયત્નો સામે મારે મરણાંત સુધી ઝુઝવું જોઇએ. અંગ્રેજ શાસકો સામે અહિંસામય યુદ્ધમાં ઉતરવાની હિંદની શકિતમાં મને વિશ્વાસ છે. હિંદ નજીકના ભવિષ્યમાં જ સ્વાધીન બનશે અને તે માત્ર સત્યાગ્રહ દ્વારા જ.

હું જે કાર્યક્રમ બતાવું છું તે પૂરો થઈ શકે તો અસહકાર ફરી આદરવાની જરૂર જ ન પડે. કાર્યક્રમ નિષ્ફળ જાય તો અહિંસામય અસહકાર એક અથવા બીજા સ્વરૂપમાં મહાસભા મારફત કે બહારથી શરૂ થશે. મેં ફરીફરીને કહ્યું છે કે સત્યાગ્રહ કદી નિષ્ફળ જતો નથી અને સત્ય સિદ્ધ કરવા માટે એક પૂરેપૂરો સત્યાગ્રહી બસ છે. આપણે બધા પૂરેપૂરા સત્યાગ્રહી થવાનો પ્રયત્ન કરીએ અને પ્રયત્ન માટે આપણામાંના પામરમાં પામર પણ ન મેળવી શકે એવી કોઇ લાયકાતની જરૂર નથી. સત્યાગ્રહ તો આપણા અંતરઆત્માની વિભૂતિ છે. "

* * *

બેલગામની મહાસભાએ મહાસભાના બંધારણમાં અગત્યનો ફેરફાર આણીને સભ્ય બનનાર માટે સુતરના લવાજમનો સુધારો સ્વીકાર્યો. ધારાસભા પ્રવેશ તથા રચનાત્મક કામ વિષેનો તેનો ઠરાવ પણ મહત્વનો છે. બેલગામમાં પરદેશી કાપડના બહિષ્કાર સિવાયના અસહકારને પાછો ખેંચી લેવામાં આવ્યો.

બેલગામના અધિવેશને પસાર કરેલા ઠરાવો નીચે મુજબ છે:

## ઠરાવો

### બેલગામના ૩૯ મા અધિવેશનના ઠરાવો

૧. મહાત્મા ગાંધી અને દેશબંધુ દાસ તથા પં. મોતીલાલ નહેરૂ વચ્ચે થયેલા નીચેના સમાધાનનો સ્વીકાર કરવામાં આવે છે.

હિંદુસ્તાનના બધા જ પક્ષોનું ધ્યેય સ્વરાજ્ય મેળવવાનું હોવા છતાં તે જુદા જુદા સમુદાયોમાં વહેંચાઇ ગયેલું છે અને ઉપર ઉપરથી એવું દેખાય છે કે આ સો સમુદાયો એક બીજાથી વિરૂદ્ધ દિશામાં કામ કરી રહ્યા છે અને આવા પ્રકારના વિરોધી કાર્યથી સ્વરાજ તરફની દેશની પ્રગતિમાં અંતરાય ઊભો થાય છે, અને આ વસ્તુ લાભકારક છે કે જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી મહાસભાના અંદર બધા પક્ષોને એક જ કાર્યક્ષેત્રમાં જોડવામાં આવે, અને મહાસભા પોતે જ બે વિરોધી પક્ષોમાં વિભક્ત છે. આનાથી દેશના કામમાં હાણી પહોંચે છે. અને પોતાના લાભને માટે આ બે પક્ષોને એક કરી દેવાનું ઉચિત છે. બંગાળના સરકારે ગવર્નર જનરલની પરવાનગીથી દમન નીતિની શરૂઆત કરી દીધી છે. નીચે સહી કરનાર અમારી માન્યતા પ્રમાણે આ દમન કોઇ હથિયારધારી બળવાખોર દળ સામે નહિં પરંતુ બંગાળના સ્વરાજ્યપક્ષ એટલે વિધિ પૂર્વકના અને કાયદેસરના કાર્ય સામે શરૂ કરવામાં આવ્યું છે; આને માટે અતિશય જરૂરી છે કે આ નીતિના વિરોધમાં રાષ્ટ્રની સંગઠિત શક્તિ ઉભી કરવા માટે બધા પક્ષોને આવાહન કરવામાં આવે અને તેમનો સહકાર મેળવવામાં આવે. આ સૌ કારણે અમે નીચે સહી કરનાર સૌ પક્ષો દ્વારા તથા આ પ્રસંગે બેલગામની મહાસભા દ્વારા સ્વીકાર કરાવવાના હેતુથી નીચે લખેલી વસ્તુઓની ભારપૂર્વક ભલામણ કરીએ છીએ.

" મહાસભા રાષ્ટ્રીય કાર્યક્રમના રૂપમાં અસહકારને બંધ કરી દે, અપવાદ: પોતાના આગલા નિશ્ચય અનુસાર પરદેશી માલનો બહિષ્કાર જારી રાખે "

" મહાસભાએ ઠરાવવું જોઇએ કે જ્યાં જરૂરી લાગે ત્યાં મહાસભાના જુદા જુદા પ્રકારનાં કામ મહાસભાની અંદર જ જુદા જુદા સમુદાયોની મારફતે કરવામાં આવે. ઠરાવવું જોઇએ કે હાથ કંતામણ તથા હાથ વણામણ તથા તેના સંબંધમાંનાં બીજાં કાર્યો તથા હાથે કાંતેલી તથા હાથે વણેલી ખાદીનો પ્રચાર તથા જુદા જુદા સંપ્રદાયો વચ્ચેની એકતાની વૃદ્ધિ, તેમાં ય ખાસ કરીને હિંદુ મુસલમાનની એકતા, હિંદુઓ દ્વારા તેમની અંદર રહેલી અસ્પૃશ્યતા દૂર કરવાનાં વગેરે કામો મહાસભાના બધા જ પક્ષો દ્વારા તેની અંદર જ કરવામાં આવે; વડી તથા પ્રાન્તિક ધારાસભાઓનું કામ મહાસભાની વતીથી સ્વરાજ્યપક્ષ મહાસભાના જ એક પક્ષ તરીકે કરે. આ કામને માટેના નિયમો સ્વરાજ્યપક્ષ બનાવી લે; આ કામને માટેનાં નાણાં એકઠાં કરે તથા ખર્ચે.

અનુભવથી માલુમ પડયું છે કે દેશભરમાં હાથ કંતામણનો પ્રચાર થયા

સિવાય બીજી કોઇ રીતે હિંદુસ્તાન કાપડની પોતાની જરૂરમાં સ્વાવલંબી થઇ શકે તેમ નથી, તથા આમજનતા તથા મહાસભાવાદીઓ વચ્ચે સીધો તથા ગાઢ સંબંધ સ્થાપવા માટે હાથ કંતામણનું કાર્ય સૌથી ઉત્તમ અને વાસ્તવિક ઉપાય છે. હાથ કંતામણ તથા તેના ઉત્પાદનના પ્રચાર માટે મહાસભાના બંધારણમાંની સાતમી કલમ રદ કરીને તેને સ્થાને નીચેનો સુધારો મૂકવામાં આવે;

" કોઇ પણ વ્યકિત કોઇ પણ મહાસભાની સમિતિ અથવા સંસ્થાનો સભ્ય બની શકશે નહિ જેની ૧૮ વર્ષની ઉમર ન હોય અને જે રાજદ્વારી અને મહાસભાના કામના પ્રસંગે હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદી પહેરતો ન હોય અને જે દર મહિને પોતાના જ હાથે કાંતેલા અથવા બિમારી, અનિચ્છા અથવા એવા કોઇ કારણે બીજાના કાંતેલા એકધારા સુતરના એક હજાર વાર ન આપે.

૨. મહાસભા આશા રાખે છે કે આ સમાધાન દ્વારા મહાસભાના બન્ને પક્ષોની વચ્ચે સાચી એકતા સધાશે અને એનાથી બીજી રાજકીય સંસ્થાઓના લોકો પણ મહાસભામાં સામેલ થશે.

નવા ઓર્ડીનન્સો તથા ૧૮૧૮ ના ૩ જા રેગ્યુલેશન નીચે ગિરફતાર થયેલા સ્વરાજીઓ તથા બીજા લોકોને અભિનંદન આપે છે. આવા પ્રકારની ધરપકડ હિંદ પોતાની પ્રતિષ્ઠા તથા સ્વતંત્રતાની રક્ષા કરવા લાયક નહિ થાય ત્યાંસુધી થયા કરશે. અત્યારના સંજોગોમાં આ વસ્તુની યોગ્યતા પરદેશી વસ્તુના સંપૂર્ણ ત્યાગથી પ્રાપ્ત થઇ શકે તેમ છે. આ કાર્ય સૌથી પહેલું થવું જોઇતું હતું: આને માટે આ રાષ્ટ્રીય કાર્યની પૂર્તિને માટે લોકોની ઉત્કંઠા તથા દૃઢ નિશ્ચયના રૂપમાં મહાસભાના મતાધિકારમાં હાથ કંતામણને દાખલ કરવાની વાતનો સ્વીકાર કરે છે અને દરેક વ્યકિતને અનુરોધ કરે છે કે તે આનો લાભ ઉઠાવે અને મહાસભામાં દાખલ થાય.

૩. ઉપરોક્ત વાતને ધ્યાનમાં રાખીને મહાસભા ઉમેદ રાખે છે કે દરેક હિંદી સ્ત્રીપુરૂષ પરદેશી કાપડનો ત્યાગ કરે અને બીજા પ્રકારનાં બધાં કપડાં છોડીને કેવળ હાથે કાંતેલ અને હાથે વણેલ ખાદીને અપનાવે.

આ કાર્યને વિલંબ વિના પુરૂ કરવા માટે મહાસભા ઉમેદ રાખે છે કે મહાસભાના બધા સભ્યો હાથ કંતામણ તથા તેના પુરોગામી કાર્ય તથા ખાદીની ઉત્પત્તિ અને વેચાણનાં પ્રચારમાં મદદ આપે.

૪. રાજાઓ, પૈસાદારો તથા મહાસભાની બહારની બીજી રાજદ્વારી અને

બીજા પ્રકારની સંસ્થાઓ, તેના સભ્યો, તથા મ્યુનિસિપાલીટી, લોકલબોર્ડ, પંચાયત અને એવા પ્રકારની સંસ્થાઓ વગેરેને અનુરોધ કરે છે કે ખાદીને પોતાની કાર્ય મર્યાદામાં આણીને કે બીજી કોઇ રીતે અને ખાસ કરીને અત્યાર સુધી કારીગરે બચી જવા પામ્યા છે અને જેઓ ઝીણી ખાદીનું બારીક અને નકસી કામ કરી શકે એ તેને ઉદારતાપૂર્વક મદદ પહોંચાડે તથા હાથ કંતામણને મદદ કરે.

૫. પરદેશી કાપડ તથા પરદેશી સુતરનો વેપાર કરનારને અનુરોધ કરે છે કે તેઓ દેશના હિતને સમજે અને હવે પછીથી વિદેશી કાપડ તથા સુતર મંગાવવાનું બંધ કરે અને ખાદીનો વેપાર કરીને રાષ્ટ્રીય ગૃહઉદ્યોગને મદદ પહોંચાડે.

૬. મિલમાં અને હાથે ચાલતી શાળ પર મિલના કાંતેલા સુતરથી તરેહવારનું કાપડ તૈયાર કરવામાં આવે છે તથા તેને હિંદુસ્તાનના બજારમાં ખાદી ગણીને વેચવામાં આવે છે, આથી મિલ માલેકો તથા આ કામમાં પડેલા બીજા લોકોને અનુરોધ કરે છે કે તેઓ આ અનુચિત કાર્યને બંધ કરે અને આગળ વધીને તેમને એ પણ અનુરોધ કરવામાં આવે છે કે જે પ્રાન્તમાં આજ સુધી મહાસભાનું કામ શરૂ કરવામાં નથી આવ્યું તે પ્રાન્તો સુધી પોતાનો વેપાર રાખીને હિંદુસ્તાનના પ્રાચીન ગૃહઉદ્યોગને ફરીથી ઉન્નત કરવામાં મદદ આપે, અને તેઓ વિદેશી સુતર મંગાવવું બંધ કરે.

૭. હિંદુ, મુસલમાન અને બીજા બધા ધર્મોના આચાર્યો તથા નેતાઓને અનુરોધ કરે છે કે તેઓ પોતાના અનુયાયીઓને ખાદીનો સંદેશ સંભળાવે અને તેમને વિદેશી વસ્ત્રનો ત્યાગ કરવાની સલાહ આપે.

( ઘ ) મહાસભાના બંધારણની સાતમી કલમ રદ કરીને તેને સ્થાને મૂકવામાં આવે;

( ૧ ) જે કોઇ વ્યક્તિ ૪ થી કલમ પ્રમાણે નાલાયક ન હોય, તે પ્રાન્તિક સમિતિના નિયંત્રણ હેઠળ પણ કોઇ પણ પ્રાથમિક સંસ્થાનો સભ્ય બની શકશે, પરંતુ તેને માટેની શરત એ છે કે કોઇ એવી વ્યક્તિ કોઇપણ મહાસભા સમિતિ અથવા તેના બંધારણ નીચેની કોઇ પણ સંસ્થાનો સભ્ય નહિ થઇ શકે જે રાજનૈતિક અથવા મહાસભાના કાર્યના પ્રસંગે અથવા પોતે જ મહાસભાના કોઇ કાર્યમાં લાગેલો હોય તે સમયે હાથે કાંતેલ તથા વણેલ ખાદી પહેરતો ન હોય. દરેક વર્ષે પોતાના હાથે કાંતેલ અથવા બિમારી, અનિચ્છા કે એવા કોઇ કારણસર બીજી કોઇ વ્યક્તિના હાથે કાંતેલ ૨૪ હજાર વાર એક ધારૂ સુતર આપતો ન હોય. વળી બીજી એ

પણ સરત છે કે કોઇ પણ એક વ્યક્તિ મહાસભાની બે સમાન સંસ્થાઓનો સભ્ય નહિ બની શકે.

( ૨ ) મહાસભાના સભાસદ માટેનું વર્ષ ૧ લી જાન્યુઆરી ૩૧ મી ડીસેમ્બર સુધી ગણવામાં આવશે. એ પ્રમાણે લવાજમ આપવું પડશે અથવા દરેક મહિને ૨ હજાર વાર સુતર આપવું જોઇશે. જે લોકો વર્ષની અધવચમાં સભ્ય બનશે તેમને પુરા વર્ષનું લવાજમ આપવું પડશે,

( ૩ ) જે વ્યક્તિએ સુતરનું પોતાનું લવાજમ નહિ આપ્યું હોય તથા તે સમય સુધીની ફી આપી ન હોય તે પ્રતિનિધિઓની ચુટણી વખતે અથવા મહાસભાની કોઇ સમિતિ કે પેટા સમિતિમાં મત નહિ આપી શકે અથવા ચુંટાઇ નહિ શકે તથા મહાસભા અથવા મહાસભાની કોઇ પણ સંસ્થા, સમિતિ કે પેટાસમિતિમાં રહી નહિ શકે

જે સભ્ય સુતર આપવાનું ચૂકયો હોય તે ચઢેલું સુતરનું લવાજમ તથા ચાલુ મહિના સુધીની ફી આપીને પોતાના અધિકાર ફરીથી મેળવી શકશે.

( ૪ ) દરેક પ્રાન્તિક સમિતિ દરેક મહિને મહાસમિતિના મુખ્ય મંત્રી પર મહાસભાના સભ્યો તથા આ કલમ અનુસાર સભ્યોના એકઠા થયેલા સુતરનો હિસાબ મોકલશે. પ્રાન્તિક સમિતિ સુતરના ફાળાનો ૧૦ મો ભાગ અથવા તેની કિંમત મહાસમિતિને આપશે.

( ૫ ) બંધારણની કલમ ૬ ( ग ) અને ૯ ( ख ) રદ કરવામાં આવે.

૩. બ્રહ્મદેશ નિવાસીઓની તકલીફોના સમયે તેમના તરફ સહાનુભૂતિ પ્રગટ કરે છે અને વિશ્વાસ રાખે છે કે તેમના પર જે દમન ચલાવવામાં આવ્યું છે તેનાથી તેઓ ભયભીત નહિ થાય,

જોઇને દુઃખ થાય છે કે બ્રહ્મદેશમાં વસવાટ કરી રહેલા હિંદીજનો પોતાને માટે અલગ પ્રતિનિધિત્વની માગણી કરી રહ્યા છે. સલાહ આપે છે કે તેઓ આવી રીતે પોતાનો દાવો રજુ ન કરે, કેમકે આ પ્રમાણે અલગ રહેવાનો સિદ્ધાન્ત ખરાબ છે.

૪. હિંદના અનેક કિસ્સાઓમાં જે હિંદૂ-મુસલમાન ઝઘડા તથા તોફાન થયા છે તે પર દુઃખ પ્રગટ કરે છે. કોહાટના જે તોફાનને પરિણામે અનેક જનનો નાશ થયો છે, માલમિલકત નાશ થઇ છે, મંદિર તથા ગુરદ્વાર નાશ

થયાં છે તે તરફ દુઃખ પ્રગટ કરે છે તથા મત પ્રદર્શિત કરે છે કે સ્થાનિ અધિકારીઓએ જાનમાલનું રક્ષણ કરવાનું પોતાનું પ્રાથમિક કર્તવ્યપાલન કર્યું નથી. કોહાટના હિંદુ રહીશોને નાઇલાજે કોહાટ છોડવું પડયું તે તરફ દુઃખ પ્રગટ કરે છે તથા કોહાટના મુસલમાનોને ભારપૂર્વક જણાવે છે કે તેઓ હિંદુભાઇઓને આ વાતનો વિશ્વાસ આપે કે તેમના જાનમાલનું સંપૂર્ણ રીતે રક્ષણ કરવામાં આવશે અને તેમને પોતાના સન્માનિત મિત્ર અને પડોશીની માફક પાછા ફરવાનો અનુરોધ કરે. કોહાટથી ભાગેલા લોકોને સલાહ આપે છે કે જ્યાં સુધી ત્યાં મુસલમાનો તેમને સન્માનપૂર્વક પાછા ન બોલાવે તથા હિંદુ અને મુસલમાન આગેવાનો તેમને પાછા આવવાની સલાહ ન આપે ત્યાં સુધી તેઓ પાછા ન ફરે. હિંદુ તેમજ મુસલમાન જનતાને સલાહ આપે છે કે કોહાટની દુર્ઘટના પરના હિંદી સરકાર કે કોઇ બીજાના અહેવાલનો સ્વીકાર ન કરે અને જ્યાંસુધી ઐક્ય સંમેલનદ્વારા નીમેલા બોર્ડ કે બીજી પ્રતિનિધિ સંસ્થા આ દુર્ભાગી ઘટનાની તપાસ કરી તેના પર પોતાનો નિર્ણય ન આપે ત્યાં સુધી પોતાનો નિર્ણય મુલતવી રાખે.

ગુલબર્ગાના તોફાનથી જે લોકો પર આપત્તિ આવી છે તેની સાથે હાર્દિક સહાનુભૂતિ પ્રગટ કરે છે અને તે શહેરના પ્રાર્થનાસ્થાનને અપવિત્ર કરવાના કાર્યનો તિરસ્કાર કરે છે.

૫. અસ્પૃશ્યતા દૂર કરવાની બાબતમાં હિંદુઓના વિચારોમાં જે ઉન્નતિ થઇ રહી છે તેના પર સંતોષ પ્રગટ કરે છે પરંતુ પોતાનો મત છે કે હજુ બહુ કામ બાકી છે અને તેને માટે મહાસભાની સંસ્થાઓના હિંદુ સભ્યોને અનુરોધ કરે છે કે આ કાર્યને માટે સત્તાપૂર્વકના પ્રયત્નો કરે. પ્રાન્તિક સમિતિઓના હિંદુ સભ્યોને અનુરોધ કરે છે કે તેઓ કુવા, મંદિર તથા શિક્ષણ વગેરેની જરૂરીઆતના સંબંધમાં તપાસ કરીને તથા તે જરૂરીઆતને પુરી પાડીને દલિત જાતિઓની અવસ્થા સુધારવા તરફ ધ્યાન આપે. વાઇકોમના સત્યાગ્રહીઓને-જેઓ ઉંચ વર્ણ ચાલી શકતા હોય તેવા રાજમાર્ગ પર અસ્પૃશ્યોને ચાલવાના અધિકારની રક્ષા કરી રહ્યા છે, તેમની અહિંસા, ધૈર્ય, સાહસ અને સહનશક્તિને માટે અભિનંદન આપે છે અને આશા રાખે છે કે ત્રાવણકોર રાજ્ય સત્યાગ્રહીઓના ન્યાયપૂર્ણ અધિકારોનો સ્વીકાર કરશે અને તેમની ફરિયાદ તરત દૂર કરશે.

૬. હિંદ બહાર રહેતા હિંદી જનો પર જે અયોગ્યતાઓ લાદવામાં આવી તે પર અત્યંત દુઃખ પ્રગટ કરે છે અને પોતાનો અભિપ્રાય જાહેર કરે છે કે હિંદી સરકાર અને શાહી સરકાર બન્ને હિંદીવાનોના હિતની રક્ષા કરવાનું ચૂકી છે. હિંદીઓના હિતની રક્ષા કરવાના પોતાના કર્તવ્ય વિષે બંને સરકારોને વારંવાર જાહેરાત કરી હતી. પરદેશનિવાસી હિંદીઓ તરફ તેમના દુઃખમાં સહાનુભૂતિ પ્રગટ કરતાં આ વાત પર દુઃખ જાહેર કરે છે કે સ્વરાજ્ય મેળવ્યા પહેલાં તેમને પુરી રીતે મદદ નહિ કરી શકે.

નાતાલ પ્રાંતિક ધારાસભાએ જે ઓર્ડીનન્સ જાહેર કર્યો છે, (જે દ્વારા ત્યાં રહેતા હિંદીજનોનો મ્યુનિસીપલ મતાધિકાર ખુંચવી લેવામાં આવ્યો છે, આ અધિકાર તેમને હમેશાં મળેલો હતો) અને તે ઓર્ડીનન્સને દક્ષિણ આફ્રિકાના ગવર્નર-જનરલે જે મંજુરી આપી છે તે પર પોતાનો અસંતોષ પ્રગટ કરે છે.

હિંદી જનોના મતાધિકાર છિનવી લેવાના કાર્યને કેવળ અન્યાયી કાર્ય જ સમજતી નથી પરંતુ તેથી ૧૯૧૪ માં યુનિયન સરકાર અને હિંદુસ્તાનીઓ વચ્ચે જે સમજુત થયેલી તેને તથા નાતાલ સરકારની આગલી ઘોષણાઓને તોડવામાં આવેલી સમજે છે.

કેનિયાના પ્રશ્નનો નિકાલ આણવા માટે જે વાતો જણાવવામાં આવે છે તે હિંદી જનોના સ્વાભાવિક અને યોગ્ય અધિકાર છિનવી લીધા સિવાય બીજું કશું જ કરતી નથી.

૭. અકાલી લોકો ગુરૂદ્વારોની સુધારણા માટેનું આંદોલન જે ધૈર્ય, સહનશિલતા અને સાહસની સાથે ચાલે છે તે માટે અભિનંદન આપે છે અને આશા રાખે છે કે પંજાબની સરકાર સાહસીક અકાલીઓના ઉત્સાહનો નાશ કરવા માટે જે અયોગ્ય ઉપાય લઇ રહેલી છે તેનો ઉપર કહ્યા પ્રમાણે અકાલીઓ સામનો કરે અને તેમનો તે ગુણ સરકારના મરતુકોથી નાશ ન પામે.

અહેવાલ મેળવ્યા પછી શોક અને ગુસ્સો થાય છે કે નાભા જેલની અંદર સો ઉપરાંત અકાલી કેદીઓ મરણ પામ્યા છે અને નાભાના અધિકારીઓએ મહાસભા સમિતિ દ્વારા નીમેલી અકાલી દમન તપાસ સમિતિને નાભાજેલમાં જવાનો ઇન્કાર કર્યો છે તેનો વિરોધ કરે છે. પોતાનો અભિપ્રાય છે કે કેદીઓનું મૃત્યુ તેના તરફના અધિકારીઓના વર્તાવની સાબિતીરૂપ છે.

શોકાર્ત કુટુમ્બો તરફ સન્માનપૂર્વક સહાનુભૂતિ પ્રગટ કરે છે.

૮ અભિપ્રાય છે કે દેશના ભાવીની આશા તેના નવયુવકો પર જ છે અને આથી આશા રાખે છે કે બધી રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓને જીવતી રાખવા માટે પ્રાન્તિક સમિતિઓ અત્યારે જે પ્રયત્ન કરે છે તેના કરતાં વધારે જોરપૂર્વક પ્રયત્નો કરે, પરંતુ જ્યાં મહાસભાને ચાલુ રાષ્ટ્રિય શિક્ષણ સંસ્થાઓને કાયમ કરવાનું તથા તેવી બીજી નવી સંસ્થાઓ ખોલવાનું ઠીક લાગતું હોય ત્યાં મહાસભા કોઇપણ સંસ્થાને રાષ્ટ્રિય નહિ ગણે જેમાં શિક્ષણનું માધ્યમ હિંદુસ્તાનની કોઇ ભાષા ન હોય, અને જે હિંદુ-મુસ્લિમ ઐક્ય, અસ્પૃશ્યોમાં શિક્ષણ પ્રચાર અને અસ્પૃશ્યતા નિવારણને સક્રિય રીતે ઉત્તેજન ન આપતી હોય કે હાથકંતામણ, પિંજામણ અને શારીરિક વ્યાયામ તથા આત્મરક્ષાની કેળવણીને અનિવાર્ય ન સમજતી હોય અને જેમાં શિક્ષકો અને બારથી મોટી ઉંમરના વિદ્યાર્થીઓ કામના દરેક દિવસે ઓછામાં ઓછું અર્ધો કલાક કાંતતા ન હોય અને જેમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ, ખાદી પહેરતા ન હોય.

૯. બધી રીતે યોગ્ય હોય પરંતુ પોતાની સેવાના બદલામાં પુરસ્કાર લેવાની અનિચ્છાને કારણે રાષ્ટ્રીય કાર્ય માટે મળી શકતી ન હોય તેવી વ્યકિતઓ છે. આ માટે જાહેર કરે છે કે રાષ્ટ્રીય સેવાઓને માટે પુરસ્કાર લેવો એ કંઇ સ્વમાન વિરોધ નથી. સાથે સાથે આશા રાખે છે કે દેશદાઝવાળાં યુવકયુવતીઓ ઇમાનદારીથી સેવા કરીને પોતાના નિર્વાહનું ખર્ચ લેવું એ સન્માનની વાત સમજશે અને જેઓ જરૂરને કારણે નોકરી કરવા ઇચ્છે છે તેઓ બીજી નોકરીની અપેક્ષાએ રાષ્ટ્રીય સેવાને પસંદગી આપશે.

૧૦. સંતોષ છે કે માદક દ્રવ્યોના વ્યવહારનો વિરૂદ્ધ ૧૯૨૧ માં જે આંદોલન ચલાવવામાં આવ્યું હતું તેથી જે ધક્કો લાગેલો તેની પરવા કર્યા વિના દેશના અનેક ભાગોમાં મહાસભાના કાર્યકર્તાઓએ આ આન્દોલનને ઉત્સાહ અને દૃઢ નિશ્ચયથી ચાલુ રાખેલું છે. આશા રાખે છે કે જે લોકોને દારૂ પીવાનું કે અફીણ ખાવાનું વ્યસન પડી ગયું છે તેમને તેનાથી છોડવવા માટે કાર્યકર્તાઓના શાંત પ્રયત્નમાં અગાઉ કરતાં વધારે શકિત અને ઉત્સાહ આવે.

શરાબ તથા કેફી ચીજોની વપરાશ કરવાની ટેવને આવકનું સાધન બનાવવાની હિંદી સરકારની નીતિ લોકોની નૈતિક ઉન્નતિને માટે નુકશાનકારક છે અને એટલા માટે આ નીતિને દૂર કરવાની વાતને આવકારશે.

હિંદી સરકાર જે રીતે અફીણના વેપારનું સંચાલન કરે છે તે એકલા હિંદને જ નહિ પરંતુ આખી દુનિયાને નૈતિક રીતે નુકસાનકારક છે. હિંદમાં દવા તથા વૈજ્ઞાનિક જરૂર માટે જેટલા અફીણની આવશ્યકતા છે તેના કરતાં અહીં વધારે અફીણ ઉગાડવામાં આવે છે, આ પેદાશ ઘટાડીને દવા તથા વૈજ્ઞાનિક જરૂર પુરતું જ તેને પેદા કરવામાં આવે.

હોદ્દાધારીઓ : મંત્રીઓ ( ૧ ) શ્રી. શ્વેબ કુરેશી
( ૨ ) શ્રી. બી. એફ. ભરૂચા
( ૩ ) શ્રી. જવાહરલાલ નહેરૂ
કોષાધ્યક્ષ ( ૧ ) શેઠ રેવાશંકર ઝવેરી
( ૨ ) શેઠ જમનાલાલ બજાજ

---

# પ્રકરણ ૪ થું

## કાનપુરનું ૪૦ મું અધિવેશન

કાનપુરનું ૪૦ મું અધિવેશન શ્રીમતી સરોજિની નાયડુના પ્રમુખપણા નીચે **૧૯૨૫ ના ડીસેમ્બરની ૨૬, ૨૭ અને ૨૮મી** તારીખો દરમિયાન મળ્યું હતું. આ અધિવેશનના સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે શ્રી. મુરારીલાલને પસંદ કરવામાં આવ્યા હતા. કાનપુરની બેઠકમાં બધા મળીને ૨૬૮૮ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી.

વર્ષ દરમિયાન ગાંધીજીએ નાફેરવાદીઓ અને સ્વરાજપક્ષ વચ્ચે સમતુલા રાખવાનો ખૂબ જ પ્રયત્ન કર્યો હતો. ૧૯૨૫ નું વર્ષ સ્વરાજ પક્ષ માટે ઘણું જ મહત્ત્વનું ગણી શકાય. સ્વરાજ પક્ષે ધારાસભાના મોરચા પર ઘણા જ મહત્ત્વના તથા નિર્ણયાત્મક વિજયો મેળવ્યા હતા. વડી ધારાસભામાં આ પક્ષે સ્વતંત્ર પક્ષની સહાયથી સરકારને ઘણીવાર હાર આપી હતી. પરંતુ કારોબારી પાસે ખૂબ જ સત્તા હોવાને કારણે તે ધારાસભાના નિર્ણયની વિરૂદ્ધ જઇને ધાર્યું કામ કરી લેતી. આમ છતાં તેની દેશ તેમ જ નોકરશાહી પર ખૂબ જ અસર પડતી. સ્વરાજપક્ષે મહાસભાના રાજકારણનો લગભગ કબજો લઇ લીધેલો હોવાથી, ગાંધીજી મહાસભાનું સુકાન તેમના આગેવાન પં. મોતીલાલ નહેરૂને સોંપીને મહાસમિતિના પ્રમુખ તરીકે ખસી જવા માગતા હતા પરંતુ એમને આવું પગલું લેતાં લાગતાવળગતા આગેવાનોએ અટકાવ્યા હતા.

અસહકારનો લડાયક કાર્યક્રમ બંધ પડી ગયો હતો અને દેશનું ધ્યાન બંધારણ તરફ ઢળ્યું હોવાથી ધારાસભાઓ કબજે કર્યા પછી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ કબજે કરી તે મારફતે રચનાત્મક કાર્યને

આગળ ધપાવવાનો મહાસભાના આગેવાનોએ નિશ્ચય કર્યો અને આ નિશ્ચયના પરિણામે મુંબાઈ, કલકત્તા, અલાહાબાદ, અમદાવાદ જેવાં મોટા શહેરોની મ્યુનીસીપલ સંસ્થાઓ સ્થાનિક મહાસભાવાદી આગેવાનોએ કબજે કરી, પરંતુ લોકપ્રિય આંદોલનનો હમેશ વિરોધ કરનારા આ સંસ્થાઓ પર અસર અજમાવી શકતા. સ્થાનિક અમલદારોએ મ્યુનીસીપલ મહાસભા પક્ષના કેટલાય નિર્ણયો તથા ઠરાવોને નકાર્યા. આમ છતાં સ્થાનિક સંસ્થાઓમાં મહાસભા પક્ષ જવાથી શહેરી જાહેરજીવનની એક નવી જ દિશા ઉઘડી ગઈ હતી. દેશના રાજકીય વિકાસમાં આ લાભની નોંધ લીધા વિના રહી ન શકાય.

બેલગામ મુકામે સુતરનો જે મતાધિકાર સ્વીકારવામાં આવ્યો હતો તેની સામે મહાસભામાં જ ખૂબ વિરોધ ઊભો થયો હતો. બંધારણની આ કલમનો અમલ ખૂદ મહાસમિતિના સભ્યો કે આગળ પડતા નેતાઓ ચુસ્ત રીતે કરતા ન હતા. આ કારણે પટણાની મહાસમિતિની બેઠકમાં સુતરના મતાધિકારની સાથે ચાર આનાના મતાધિકારનો વિકલ્પ સ્વીકારવામાં આવ્યો. જે કલમનો ઉપયોગ તેના ભંગમાં વિશેષ કરીને થતો હતો અને મહાસભા જેવી સંસ્થામાં એક પ્રકારનો દંભ આચરાઇ રહ્યો હતો તેના પર આ રીતે અંકુશ મુકવામાં આવ્યો. સુતરનો મતાધિકાર નિષ્ફળ જવાને જ સર્જાયો હતો.

સ્વરાજપક્ષના આગેવાન દેશબંધુ ચિત્તરંજનદાસ એકાએક બિમાર પડી જતાં તેમને સ્વાસ્થ્ય સુધારવા વિલાયત જવાની સૂચના થવા લાગી. વિલાયતના પોતાના વસવાટ દરમિયાન ત્યાંની જવાબદાર વ્યક્તિઓ પાસેથી સમાધાન કરાવી શકાશે એવી કોઇ અગમ્ય આશાથી દેશબંધુ દાસે અસાધારણ પગલું લઇને સમાધાન અને સહકારના મંતવ્યોથી ભરપુર એક યાદગાર ભાષણ ફરિદપુર મુકામે કર્યું. સ્વરાજ્યપક્ષ જ્યારે સંપૂર્ણ કીર્તિના શિખરે હતો ત્યારે તેના આગેવાન તરફથી આશા ન રાખવામાં આવે; વળી નોકરશાહીએ પણ હિંદીરાષ્ટ્રવાદ સાથે સમાધાન સાધવાના

પ્રમાણિક પ્રયત્નો કર્યાં પણ નહતા. દેશબંધુ દાસે લંબાવેલો સમાધાનનો હાથ નોકરશાહીએ સ્વીકાર્યો નહિ અને તેઓ એમની અગમ્ય આશામાં મરણ પામ્યા. ગાંધીજીએ લાંબો વખત બંગાળમાં રહીને તેમનું યોગ્ય સ્મારક ઊભું કરવાનો પ્રયત્ન કર્યો.

વર્ષના આ રાજકારણની ભૂમિકા વિચારી લીધા પછી કાનપુર મહાસભાના પ્રમુખનું ભાષણ તથા તેણે પસાર કરેલા ઠરાવોને વધારે સારી રીતે સમજી લઈ શકાશે. શ્રીમતી સરોજિની નાયડુએ અત્યાર સુધીનાં પ્રમુખોનાં ભાષણોમાં અતિશય ટૂંકુ ભાષણ આપ્યું હતું. એમના ભાષણમાં મહાસભાના મંચ ઉપરથી નહિ ઉચ્ચારાયેલી લાગણીભરી વાણીનું સ્રોત વહ્યું હતું તેની નોંધ લીધા વિના ચાલી શકે તેમ નથી. શ્રી. સરોજિની દેવીએ રાજકીય સમસ્યાઓની ગુંચ ઉકેલવાનો વિદ્વત્તાભર્યો પ્રયત્ન કરવા કરતાં આપણી આત્યંતિક જરૂર પર ખૂબજ અસરકારક અને લાગણી ભર્યો ભાર મૂકયો હતો. તેમણે લેખિત ઉપરાંત મૌલિક પણ ભાષણ કર્યું હતું. તેમના ભાષણનો સાર ભાગ નીચે મુજબ છેઃ

## પ્રમુખ શ્રીમતી સરોજિની નાયડુનું ભાષણ

" આજે માનવીની વાચાના ભંડાર શોધીવળું તોય મને પૂરતા સમૃદ્ધિવંતા ને સુંદર શબ્દો હાથ લાગે તેમ નથી. જે અધિકારને ૪૦ વર્ષો સુધી મારા ભવ્ય ને પ્રાતઃસ્મરણીય પુરોગામીઓએ પોતાની જ્વલંત શક્તિથી ગૌરવવંતો બનાવ્યો છે, તે અધિકાર–પ્રમુખપદ–આજે મારા અલ્પ અનુભવી હાથમાં આવતાં, એ અપૂર્વ માનનો સ્વીકાર કરતી વેળા મારા અંતરમાં ઉંડા ઉંડા ભાવતરંગો ઉઠે છે એને કયા શબ્દોમાં મૂર્ત કરવા ? ઘર આંગણે કે પરદેશમાં માતૃભૂમિની જે કંઇ અલ્પ સેવા કરવાની અધિકારિણી હું થઇ છું, તેના માત્ર ઉદાર પારિતોષક તરીકે તમે મને આ અજબ મૂલ્યવાન નવાજેશ કરો છો, એટલુંજ નહિ પણ હિંદની સમગ્ર સ્ત્રીજનતાને તમે ઉજ્જવલ માન આપો છો. ગંભીર



શ્રી. સરોજિની નાયડુ

ઉત્પાતના સમયમાં મને તમારા ચુનંદા સેવકોની સરદારી આપવામાં તમે કંઈ નવીન ભાત પાડી નથી. તમે તો માત્ર આપણે ગુમાવેલી જૂની પરંપરા તરફ પાછા વળ્યા છો.

મારા સમગ્ર જીવનની ઊર્મિઓને ઓળંગીને હું કોઈકોઈ વિચારોની ઝાંખી કરાવવા માટે બળવતી વાણીની શોધમાં પડી છું. એ વિચારો તો જ્યારે હું તમારી વચ્ચે ઉભી હોઉં ત્યારે જ આપોઆપ વ્યક્ત થઈ જાય.

ઉત્તરભારતના આ શહેરમાં હિંદના દિગંતમાંથી એકઠા મળ્યા પછી, આપણા પરિશ્રમના કેન્દ્રહેતુને સ્પર્શતાં પહેલાં આપણે આપણા પ્રતિભાવંતા સદ્દગત નેતાઓની સ્મૃતિને તાજી કરી લઈએ.

ઘરઆંગણાં સાથે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનો આજે કોઈ એવો અકથ્ય છબરડો થયો છે કે આપણે અનિચ્છાએ અને અણજાણ રીતે કદી ન જોયેલી એવી મહાન મુશ્કેલીઓની અનન્ત ભુલભુલામણીમાં ગુંચવાઈ જઈએ છીએ. આપણી રાષ્ટ્રીય અસ્મિતા અને સ્વમાન ઉપર એના કારમા પ્રહારો ઠોકાઈ રહ્યા છે. આપણી પ્રથમ કોટિની અનિવાર્ય ફરજ એ છે કે આંખ ઉપરથી મોહના પડળ ઉંચકી લઈને આપણે ભયંકર વસ્તુ-સ્થિતિને નિરખવા માંડવી. આપણા મૂર્ખતાભર્યા કલહોથી અને શાહી ન્યાયનીતિની દયા કે મુનસફી ઉપર ટકી રહેવાની પરાધીન મનોદશાથી ઉત્પન્ન થતી આપણી નરી અસહાયતાનું કારમું, તિરસ્કારભર્યું દશ્ય જોઈ લેવું. આપણી ચોમેર વજ્રકિલ્લા રચીને ઉભેલા વિધવિધ ભય-રાક્ષસોને સંહારવા આપણે શા શા ઉપાયો શોધશું ? માનવજીવનના આપણા હક્કો વેડરી દેતાં દમનબળો સામે આપણે કેવી રીતે ઝુઝશુ ? આપણી નૈતિક ને આર્થિક મિલ્કતનાં અવશેષોને છુંદી ભૂંસી નાખતા જાલીમ ને લુટારૂ એવાં શાહીવાદી આક્રમણોને આપણે કેમ પાછાં પાડશું ? આપણી આર્થિક રાજકીય અને બૌદ્ધિક પરાધીનતાનો લાભ લઈ સ્વાર્થસાધના માટે નીચ, નીંદ્ય, અપ્રમાણિક, ગલીચ હુમલા કરતી પરદેશી કોમોની જાળ કયાં શસ્ત્રોથી ભેદી નાંખશું ?

આ બધી સમસ્યાઓના ઉકેલ મહાત્માજીએ ઉપદેશેલા "ત્યાગ"ના ભવ્ય સૂત્રમાં મૂર્ત સ્વરૂપે ઊભા છે. રાષ્ટ્રની આત્મશુદ્ધિનાં મહા રહસ્ય મહાત્માજીએ આપણને એ સૂત્રમાં સમજાવી દેવા અથાક પરિશ્રમ કર્યો છે. પણ યુગો થયાં આપણે આપણા વીર પૂર્વજોની અટળ શ્રદ્ધા પરવારી બેઠા છીએ, એટલે એ અભિજાત અને પ્રખર ધર્મની હાકલનો જવાબ માત્ર ટુંક મુદત માટે જ આપીને આપણે કમતાકાત અને નાલાયક નીવડયા છીએ.

આજે તો હિંદને એના છેલ્લામાં છેલ્લા બંધનમાંથી મુક્ત કરવા માટે અપૂર્વ અને એકધારો પ્રયત્ન થાય એવી વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરી આપણી વેરાયેલી અને હિણાયેલી ચેતનાને સમાધાન, સંગઠન અને નિયમનથી સાંકળી લે એ જાતની લોકોત્તર, ચમત્કારી અને ચિરંજીવી બુદ્ધિશક્તિ અને રાજદ્વારી દષ્ટિ આપણે જોઇએ છે, હિંદની રાજદ્વારી મુક્તિને અચૂકપણે ધપાવે એવી સ્વાભાવિક અને સફળ યોજનાઓની જરૂર છે. એમાં હિંદની વિશિષ્ટ પરિસ્થિતિને અનુસરનારા છતાં નવયુગની સંસ્કૃતિના આદર્શને સ્વીકારનારા એવા તમામ પ્રયત્નો આવી જાય કે જેના વડે હિંદની સામાજિક, આર્થિક, ઔદ્યોગિક અને બૌદ્ધિક અમુક હિસ્સો પુરાતો હોય.

દેશબંધુ દાસે જેના વિષે સ્વપ્નો સેવેલાં તે ગ્રામ પુનર્રચનાની સક્રિય યોજના ઘડવી એ અત્યારની પરમ આવશ્યકતા છે. આ ધ્યેયની સિદ્ધિ માટે પ્રબળ ઉત્સાહે સળગી ઉઠતા સેવાભાવી પ્રચારકોનું મોટામાં મોટું મંડળ એકઠું કરવું જોઇએ.

પારકા શાસ્ત્રના અનિષ્ટે આપણી કલ્પનાને અને બુદ્ધિને ગુલામ બનાવી દીધી છે, આજે આપણો દરજ્જો એક કૃત્રિમ અને માત્ર અનુકરણશિલ શિક્ષણપદ્ધતિમાં રચતાં નિર્જીવ પુતળાંનો છે. આ પદ્ધતિ આપણી પ્રતિભા શક્તિને કોઇ રીતે બંધબેસતી નથી. ઉગતી પ્રજા તરફ આપણી અનિવાર્ય ફરજ છે કે પશ્ચિમના નવચેતનવંતા વિધાયકોએ વિકસાવેલ સાહિત્ય, કલા, ફિલસુફી, વિજ્ઞાન અને સમાજ વ્યવસ્થાનાં

સુંદર તત્ત્વોની પૂર્વની મધુર અને ફલવતી પ્રજ્ઞા સાથે યોગ સાધવો અને પશ્ચિમના માત્ર ગુલામ ન બનતાં તેનું શ્રેષ્ઠ તત્ત્વ સ્વીકારીને શિક્ષણના નવીન આદર્શો સર્જવા.

રાષ્ટ્રીય શિક્ષણના અવિભક્ત અંગ તરીકે લશ્કરી તાલીમને પણ કેળવણીના કાર્ય પ્રદેશમાં યોજવી જોઇએ. જંગલી મસાઇ, અરણ્યવાસી ઝુલુ, આરબ, આફ્રિદી, ગ્રીક અને બલ્ગર—બધાને એમનાં જાતજાતનાં શસ્ત્રો લઈ ફરવાનો અને પોતાની સમુહગત જાતિનાં માનપ્રતિષ્ઠા રક્ષવાનો અબાધિત હક્ક છે પણ એ હક્ક નથી માત્ર આપણને હિંદીઓને. જગત-ની સંસ્કૃતિની જ્યોત પ્રથમ જ જગવવાની શેખી કરનાર પ્રજાને. પ્રજા તરીકે આપણે હિંદીઓ એકલા જ એ અધિકારથી વંચિત છીએ. મહા-સભાએ મરજિયાત ભરતીથી પોતાનું સૈન્ય સત્વર સ્થાપી દેવું જોઇએ. અત્યારના સ્વયંસેવક સંઘો એનું કેન્દ્ર બની જાય. એ ઉપરાંત હુમલા કે આક્રમણ સામે પ્રજાને આત્મરક્ષણનાં સાધનો પુરાં પાડવા માટે આપણે નૌકાબળનો અને હવાઇ બળનો, પ્રશ્ન પણ સૂક્ષ્મ રીતે વિચારવો જોઇએ.

આપણાં ઘરગથ્થુ કામકાજમાં રચ્યાપચ્યા રહીને આપણે પરદેશ વસતા આપણા જાતભાઇઓની વિટંબનાઓ વિસારી દીધા છે એવો આરોપ આપણા ઉપર ન જ આવવો જોઇએ એ આપણે જોવું જોઇએ. સંસ્કારી ગણાતા બંધારણના ઇતિહાસમાં કયાંય એવો કાયદો હજુ સુધી ઘડાયો નથી જે એની નિર્દયતામાં અને જનસમાજના એક વર્ગ સામે અમાનુષી અત્યાચાર આચરવામાં એન્ટી—એશિયાટિક ખરડાની બરાબરી કરી શકે.

આપણે આંગણે આવેલા એમના દુઃખવાહક પ્રતિનિધિઓને આજે આવકાર આપી, આપણે દક્ષિણ આફ્રિકાના દુઃખી ભાંડુઓને શું એવી ખાત્રી નહિ આપીએ કે ભયંકર અન્યાય અને જુલ્મકાંડનાં ઘમસાણ સામે પરંપરાથી ઉતરી આવેલા તેમના સામાજિક અને માનવી હક્કો સ્થાપિત કરવાના તેમના હિંમતવાન વિગ્રહની પીઠ આજો ભારતવર્ષ

ગ્રાબડે છે. દરિયાપારની સમસ્યાઓનું એક ખાતું ખોલવામાં હવે ક્ષણ માત્રનો વિલંબ ન જ કરવો જોઇએ.

દેશભક્તિ માટે જ દેશવટો ભોગવતા આપણા બાંધવોને આપણે કેમ ભૂલી જઇએ. એમાંના ઘણા ખરાએ ભયંકર યાતનાની કારમી ઘુમ્મરીઓમાં ગોથાં ખાઇને આત્મશુદ્ધિ કરી નાંખી છે.

આપણે સત્વર જ રાજકીય પ્રચારકાર્ય માટે વિશાળ પાયાપર વ્યવસ્થા હાથ ધરવી જોઇએ. લોકોને બધીજ બાબતોનાં, તેમના સામાજિક અને નાગરિક હિતમાં, તેમના પર ગુજરતા અન્યાયમાં, રાષ્ટ્રે મચાવેલા આઝાદીના જંગમાં, અને દેશ પર ઉંડા કાપ મેલતી જુલમી આર્થિક રાજનીતિમાં રસ લેતાં કરવા જોઇએ. જે લોકો બીજી રીતે જાહેરકાર્યમાં સક્રીય રીતે ભાગ લઇ શકે તેમ ન હોય તેઓ આ કાર્યમાં આપણી સાથે સહકાર કરી, ઉલ્લાસભેર તેમનાં જ્ઞાન અને અનુભવ પ્રજાને ચરણે ધરી દેશે.

સ્વભાષાનાં અને અંગ્રેજી ભાષાનાં પત્રો અને છાપખાનાંઓને આપણા પ્રચારકાર્યનાં વિશ્વાસુ સાધનો બનાવવાં જોઇએ.

હિંદુ–મુસ્લીમ ઐક્યના સ્થાન પર મેં મારૂં જીવન ફિદા કર્યું છે. એટલે એ સ્વપ્ન સરી પડતું જોઉં છું ત્યારે આજનાં રમખાણો પર મારી આંખમાંથી રૂધિરનાં આંસુ ટપકે છે, મારા મુસ્લિમ ભાઇઓએ જે અલગપણાની ભાવના કેળવી છે અને જે ભાવના હિંદુઓમાં ઘૃણા ઉત્પન્ન કરીને પણ શિક્ષણમાં, નોકરીમાં, રાજપ્રકરણમાં અને શહેરી-જીવનના નિરાળા કોમી હક્કો માટે સતત નક્કી માગણીઓ કરવામાં વ્યક્ત થાય છે તે ભાવનાના ભીતર માપવા હું મંથન કરી રહી છું. સંયુક્ત કે નિરનિરાળી મતદારીવાળું કોમીપ્રતિનિધિત્વ રાષ્ટ્રવિધાનનું વિઘાતક છે, છતાં આજે આપણે અવિચારી કામોથી, ઇર્ષા, શંકા, ભય, અવિશ્વાસ અને તિરસ્કારના એવા અંધકારમય વાતાવરણમાં મુકાઇ ગયા છીએ કે અડગ અને અવિચળ દેશાભિમાન ધરાવતા હિંદુ–મુસ્લીમ

નેતાઓના હાર્દિક અને ગંભીર તથા શાંત સહકાર વિના કાયમી સમાધાન છેક જ અસંભવિત લાગે છે. રાષ્ટ્રને હણી નાંખતા આ કારમા દર્દનો નિવારણ–ઉપાય યોજવાની નાજુક છતાં કઠિન પ્રવૃત્તિ એ નેતાઓને આપણે આજે સુપ્રત કરવી જોઇએ.

આજે મહાસભામાં સ્વરાજપક્ષ જ એવો એક પક્ષ છે જે રાજકીય અસ્મિતા સાચવીને નોકરશાહી સાથે ખરું દ્વંદ યુદ્ધ ખેલી રહ્યો છે. એની સંઘશક્તિમાં ઉચ્ચ પ્રકારનું નિયમન છે. આજે પક્ષાપક્ષીને અને અંગત માન્યતાઓને નેવે મૂકીને દરેક રાજદ્વારી પક્ષે મહાસભામાં આવવું જોઇએ.

૧૯૧૯ ના સુધારાઓ જે નવો યુગ ઉઘાડવાના હતા તે તો મૃગજળ જેવા મિથ્યા નીવડ્યા છે એમ સૌએ ખુલ્લી રીતે એકરાર કર્યો છે. સુધારા પ્રમાણે આપવામાં આવતી સત્તા પણ પરીની વાર્તામાં જ પરિણામી છે. સૌ લોકો સંસ્થાનિક સ્વરાજની તરફેણમાં જરૂર છે. વડી ધારાસભામાં બેસતા તમામ રાજદ્વારી પક્ષોના પ્રતિનિધિઓએ પણ એ રાષ્ટ્રીય માગણીને વધારે ઝિણવટથી અને ભાર દઇને પોતા તરફથી ટેકો આપ્યો છે. એ માંગણીની હદથી નીચે હિંદી પ્રજા નજ ઉતરે. કારણ કે એમ કરવાથી તેના મોભ્ભાને અને સ્વમાનને ન પુરી શકાય તેવી હાનો થાય છે. માટે હવે તો આપણું ભાવી વલણ નક્કી કરવા માટે માત્ર સરકારે જ પ્રતિયોગનાં ચિહ્નો દર્શાવવાં જોઇએ. તેણે આપણી માગણી પ્રત્યે ઉદાર નીતિ દાખવવી જોઇએ. જો સરકારનો પ્રતિયોગ હાર્દિક અને ઉદાર હોય, તો એના તરફથી શુભનિષ્ઠાની અને વિશ્વાસની શકિત દાખવવામાં આવે, તો આપણી અત્યારની નીતિનું પુનરાવર્તન કરવાની જરૂર પડે. પરંતુ આવતા માર્ચની બેઠક સુધીમાં જો આપણને જવાબ ન જ મળે, અથવા ખરી વસ્તુસ્થિતિને ઉડાવનારો જવાબ મળે, અથવા આપણે ન જ સ્વીકારી શકીએ એવી શરતો રજુ થાય તો મહાસભાએ પોતાના વર્તુળમાં આવનાર બધાને સ્પષ્ટ આદેશ આપવો જોઇએ કે વડી અને પ્રાન્તિક ધારાસભાઓની

જગ્યાઓ ખાલી કરો. કૈલાસથી કન્યાકુમારી સુધી, સિંધુથી બ્રહ્મપુત્રા સુધી એવું આંદોલન ચલાવો કે જેના પ્રતાપે હિંદની સમગ્ર પ્રજામાં જાગૃતિનો, સંઘબળનો અને કેળવણીનો અવિશ્રાંત અને પ્રચંડ મહા-વિગ્રહ મંડાય અને તેનાથી લોકોનાં અંતરતમ હૃદયમાં એવો જીવન મંત્ર ફૂંકાય કે ગમે તે જાતનું બલિદાન તેમને મન અસંભવિત નથી, ગમે તેવી યાતના તેમને તુચ્છ છે, આકરામાં આકરી શહિદી જીવનનો ઉલ્લાસ છે.

સ્વાધીનતાના વિગ્રહમાં અક્ષમ્ય દેશદ્રોહ એક જ છે: ભય! આઝાદીની લડતમાં અક્ષમ્ય પાપ એક જ છેઃ નિરાશા."

* * *

કાનપુરની મહાસભાએ નીચે પ્રમાણેના ઠરાવો પસાર કર્યા હતાઃ

## ઠરાવો

### કાનપુર ૪૦ મા અધિવેશનમાં પસાર કરેલા ઠરાવો

૧. દક્ષિણ આફ્રિકા ભારતીય મહાસભાના પ્રતિનિધિ મંડળનું હાર્દિક સ્વાગત કરે છે અને દક્ષિણ આફ્રિકામાં વસવાટ કરી રહેલા હિંદીવાનોને વિશ્વાસ આપે છે કે સંગઠિત શક્તિઓના વિરોધમાં તેમની મેળ વિનાની જે લડાઇ ચાલી રહેલી છે તેમા તેમને પૂરેપૂરો સાથ આપે છે. ત્યાંની વ્યવસ્થિત શક્તિઓ હિંદી-જનોને રહેવાનું અશક્ય કરી મૂકશે એવો ભય રહે છે.

"એશિયાઇ રીઝર્વેશન એન્ડ ઇમીગ્રેશન એન્ડ રજીસ્ટ્રેશન બિલ"ના નામે જે કાયદો કરવાનો વિચાર ચાલી રહ્યો છે તે ૧૯૧૪ ની સ્મટ ગાંધી સમજુતીના વિરૂદ્ધમાં છે, કારણ કે તે રંગભેદથી ભરેલ છે અને તેથી ત્યાં રહેતા હિંદીજનોની. સ્થિતિ ૧૯૨૪ કરતાં પણ ખરાબ થશે. એટલું જ નહિ પરંતુ સ્વાભિમાની હિંદીજનોને ત્યાં રહેવાનું પણ અશક્ય થઇ પડશે.

યતાર વ્યવહારની બાબતમાં જે રીતે પંચદ્વારા નિકાલ આણવામાં આવ્યો હતો તેમ કરવામાં આવે.

આ પ્રશ્નની વિચારણા કરવા માટે એક ગોળમેજી પરિષદ બોલાવવામાં આવે અને તેમાં બીજા લોકોના જેટલા હિંદી પ્રતિનિધિઓ બેસે. યુનિયન સરકાર આ સૂચનાનો સ્વીકાર કરે એવી આશા રાખવામાં આવે છે. પંચ અને ગોળમેજી પરિષદ વિષેના ઠરાવનો અસ્વીકાર કરવામાં આવે તો અભિપ્રાય છે, શાહી સરકારનું સ્પષ્ટ કર્તવ્ય છે કે યુનિયન પાર્લામેંટમાં આ બિલ પસાર થઇ જાય તો તે પર પોતાની મંજુરી ન આપે.

૨. ૧૮૧૮ ના ૩ જા રેગ્યુલેશનના દુરૂપયોગ અને "બંગાળ ઓર્ડીનન્સ એક્ટ" જે બીજા શબ્દોમાં "બંગાળ ક્રીમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ ૧૯૨૫" ના નામે મશહુર છે તે સ્વચ્છન્દતાપૂર્વક ઘડવામાં આવ્યો છે અને આરોપ મૂકીને ખુલ્લી અદાલતમાં મુકદ્દમો ચલાવ્યા વિના બંગાળના કેટલાય સ્વદેશાભિમાની નવયુવકોને આ રેગ્યુલેશન અને કાયદા દ્વારા ગિરફતાર કરવામાં આવે છે, તેની તરફ પોતાનો તિરસ્કાર વ્યક્ત કરે છે; ધારાસભાઓની અંદર તેમજ બહાર સ્પષ્ટ રીતે અનેકવાર લોકોએ પોતાનો અભિપ્રાય આપ્યા છતાં તેમને નજરબંદ કરવામાં આવે છે, તેમની તરફ ખરાબ વર્તાવ ચલાવવામાં આવે છે અને બંગાળની બહાર મોકલી દેવામાં આવે છે તે સૌની નિંદા કરે છે—

૩. ગુરૂદ્વારા કાનુનદ્વારા પ્રશ્નનો નિવેડો આવી જવા છતાં પંજાબની સરકારે ગુરૂદ્વારાના કેદીઓને તેઓ માફી પત્ર પર સહી કરતા નથી તેમ જણાવીને મુક્ત કરવામાં આવ્યા નથી તે તરફ પોતાનું દુ:ખ વ્યકત કરે છે. જ્યાં સુધી ગુરૂદ્વારાના કેદીઓને બિન શરતે છોડી મૂકવામાં નહિ આવે ત્યાં સુધી આ પ્રશ્નનો યોગ્ય નિકાલ નહિ આવે.

૪. બ્રહ્મદેશના બિન બર્મી ગુનેગારોને કાઢી મૂકતું બિલ તથા દરિયાની સફર કરનાર પર કર નાખતું બિલ—નાગરિક સ્વાતંત્ર્ય પર અંકુશ મૂકતાં બિલો છે. અભિપ્રાય પ્રમાણે પહેલું બિલ બ્રહ્મદેશમાં રહેતા હિંદી જનોના ઘણાંય હિતોને નુકશાન પહોંચાડે છે. કારણ કે એની મારફતે નિરપરાધી લોકો શાસકોના પંજામાં સપડાઇ જાય છે. આ બિલો પર નામદાર વાઇસરોયની સંમતિ ન મળવી જોઇએ એવો અભિપ્રાય જાહેર કરે છે.

૫. ૧૯૨૫ ના સપ્ટેમ્બરની ૨૨ મીની મહાસમિતિના પહેલા ઠરાવની ક કલમને સહમત થઇ તેને મંજુર કરે છે.

૬. ( क ) ગઇ મહાસમિતિની પટણાની બેઠકમાં સ્વીકાર કરવામાં આવેલા ઠરાવના ( ख ) ભાગને મંજૂર કરે છે અને ઠરાવે છે કે મહાસભા હવે એવા પ્રકારના કામને હાથ પર લે અને ચલાવે જે દેશના હિતને જરૂરી હોય, અને એ કાર્યને માટે મહાસભાના બંધારણ તથા નાણાંને ઉપયોગમાં આણે.

ઠરાવદ્વારા ચરખાસંઘની સંપતિ બનાવવામાં આવેલી હોય અથવા કોઇ ખાસ કામ માટે મુકરર કરવામાં આવેલી હોય તે રકમ કે મિલકતને ઉપરના કાર્યથી બાતલ રાખવામાં આવે છે.

( ख ) સવિનય ભંગ સંબંધી ફરીને પોતાનો વિશ્વાસ જાહેર કરે છે કે રાષ્ટ્રીય અધિકાર મેળવવા માટે તથા રાષ્ટ્રીય સ્વમાનની રક્ષા કરવા માટે એજ એક અસરકારક અંતીમ ઉપાય છે, પરંતુ દેશ અત્યારે તેને માટે તૈયાર નથી અને એથી ઠરાવે છે કે બધા રાજકીય કાર્યો કરતી વખતે ધ્યાનમાં રાખવામાં આવે કે જે કાર્યોથી રાષ્ટ્રીય વિકાસ થાય છે તેમાં સ્વાવલમ્બી બનવામાં આવે અને સ્વરાજ તરફથી દેશની પ્રગતિમાં બાધા કરતાં કાર્યો ભલે સહકારનાં હોય કે બીજાનાં હોય પણ તેનો પ્રતિકાર કરવામાં આવે.

રાજકીય કામ માટે નીચેના કાર્યક્રમનો સ્વીકાર કરવામાં આવે છે.

( ૧ ) દેશની અંદર એવું કામ કરવામાં આવે જેથી લોકોને તેમના રાજકીય અધિકારોનું શિક્ષણ મળે અને તેમને આ રાજકીય અધિકારો મેળવવા માટે તથા સામનો કરવાની શક્તિ આવે. મહાસભાના રચનાત્મક કાર્યક્રમને ચલાવવામાં આવે અને તેમાંય ખાસ કરીને રેંટિયો તથા ખાદીનો પ્રચાર કરવામાં આવે, આંતર સાંપ્રદાયિક એકતાની વૃદ્ધિ કરવામાં આવે, અસ્પૃશ્યતા દૂર કરવામાં, દલિત વર્ગોની અવસ્થા સુધારી તથા શરાબ અને નશાબાજીની બુરાઇ દૂર કરવામાં આવે. આ સૌ કાર્યોમાં નીચેનાં કામનો પણ સમાવેશ કરવામાં આવે; સ્થાનિક સંસ્થાઓનો કબજો મેળવવો, ગામડાંનું સંગઠન કરવું, રાષ્ટ્રીય દષ્ટિથી શિક્ષણને ઉત્તેજન આપવું, ઉદ્યોગો તથા ખેતીમાં રોકાયેલા કામદારોનું સંગઠન કરવું, માલિકો તથા મજૂરો તથા જમીનદારો તથા કિસાનોના અન્યોન્યના સંબંધને ઠીક કરવો તથા દેશની રાષ્ટ્રીય, આર્થિક, ઔદ્યોગિક તથા વ્યાપારી ઉન્નતિ કરવી—

( ૨ ) પરદેશોમાં હિંદના ઠીક ઠીક સમાચાર મોકલવાનું બહારનું કામ કરવામાં આવે.

( ૩ ) ૧૯૨૪ ના ફેબ્રુઆરીની ૧૮ મી તારીખે વડી ધારાસભામાં સ્વરાજ પક્ષ તથા સ્વતંત્ર પક્ષ તરફથી એક ઠરાવ દ્વારા સરકારની સમક્ષ સમાધાનની જે શરતો મુકી છે તેને દેશની વતીથી મંજુર કરે છે અને આ વાત પર વિચાર કરતાં સરકારે અત્યાર સુધી એનો કાંઇ જવાબ આપ્યો નહિ હોવાથી નીચેની કાર્યવાહી કરવાનું ઠરાવે છે.

[ ૧ ] વડી ધારાસભાનો સ્વરાજ્ય પક્ષ વહેલામાં વહેલી તકે ઉપરની શરતો પર પોતાનો અંતીમ નિર્ણય અપાવાને સરકારને જણાવશે અને ફેબ્રુઆરીના અંત સુધીમાં કોઇ પણ નિર્ણય આપવામાં નહિ આવે અગર મહાસમિતિએ ઉમેરેલા સભ્યોવાળી સમિતિ સંતોષ ન મેળવી શકે તેવો નિર્ણય આપવામાં આવે તો સ્વરાજ્યપક્ષ યોગ્ય કાર્યવાહી મારફતે વડી ધારાસભામાં સરકારને જણાવી દેશે કે સ્વરાજપક્ષ પહેલાંની માફક ધારાસભાઓમાં નહિ રહે અને તેમાં કામ પણ નહિ કરે, વડી ધારાસભા તથા રાજસભાના સ્વરાજ્યપક્ષના સભ્યો " ફાઇનેન્સ બિલ " ને ઉડાડી દેવાના પક્ષમાં પોતાનો મત આપશે, ત્યાર પછી તરત જ પોતાની બેઠક ખાલી કરશે. આ દરમિયાન જે પ્રાન્તિક ધારાસભાઓની બેઠકો ચાલતી હશે એ સૌના સ્વરાજપક્ષના સભ્યો પોતાની બેઠક ખાલી કરી દેશે અને જુદી જુદી ધારાસભાઓમાંની પોતાની બેઠક ખાલી કરનાર આ સૌ સભ્યો ઉપરની ખાસ સમિતિને પોતાના કાર્ય વિષે માહિતી આપીને પછીના કામ વિષે અનુમતી માંગશે.

તે સમય દરમિયાન જે ધારાસભાઓની બેઠકો ચાલુ ન હોય તેના સ્વરાજપક્ષના સભ્યો આ ધારાસભાની આગામી બેઠકમાં હાજર નહિ થાય અને ઉપર જણાવ્યા પ્રમાણે ખાસ સમિતિને સૂચના આપશે.

[ ૨ ] ત્યાર પછી રાજસભા, હિંદી ધારાસભા તથા કોઇ પણ પ્રન્તિક-ધારાસભાના સ્વરાજપક્ષનો કોઇ પણ સભ્ય ઉપરોક્ત ધારાસભાની કોઇ પણ બેઠકમાં હાજર નહિ થાય, તેની સમિતિઓમાં હાજર નહિ થાય. સિવાય કે તેને ધારાસભામાંની પોતાની બેઠક બચાવવા માટે ત્યાં જવું પડે અને પ્રાન્તિક-અંદાજપત્ર કે નવા કર લગાવવામાં આવતા હોય તેવા કોઇ કાયદાને નામંજૂર કરવા તેને ત્યાં જવાનું જરૂરી થઇ પડે.

પરંતુ શરત એ છે કે જુદી જુદી ધારાસભાઓમાં સ્વરાજપક્ષના સભ્યોને પોતાની બેઠક ખાલી કરવા માટે કહેવામાં ન આવે ત્યાં સુધી તેઓને અધિકાર રહેશે કે તેઓ પોતપોતાની ધારાસભાની અંદર એ કાર્યોમાં સ્વરાજ પક્ષના નિયમ અનુસાર ઠીક લાગે તેમ સંબંધ રાખશે

એ પણ શરત છે કે ખાસ સમિતિને અધિકાર રહેશે કે તે ધારાસભાના સ્વરાજપક્ષના સભ્યોને કોઇ વિશેષ કે આકસ્મિક કાર્યમાં હાજર રહેવાનું જરૂરી જણાય તેમાં હાજર રહેવાની રજા આપશે.

[ ૩ ] ઉપપરિચ્છેદ ૧ માં બતાવ્યા પ્રમાણેનો હેવાલ મેળવીને વિશેષ સમિતિ એક કાર્યક્રમ ઘડવા માટે મહાસમિતિની બેઠક બોલાવશે. મહાસભા તેમજ સ્વરાજપક્ષની સંસ્થાઓ દ્વારા બન્નેના સહકારથી આ કાર્યક્રમને દેશભરમાં કામમાં લેવામાં આવશે.

[ ૪ ] આ કાર્યક્રમના પરિચ્છેદ ( ૧ ) અને ( ૨ ) માં દર્શાવેલ *કાર્યમાંથી ચુંટેલાં કાર્ય રહેશે અને તેમાં ઠરાવેલી નીતિ પ્રમાણે શિક્ષણ આપ*વાનું કામ પણ રહેશે અને તેમાં એ માર્ગ પણ દર્શાવવામાં આવશે જેના પર આગળી સામાન્ય ચુંટણીમાં મહાસભા પોતાની તરફથી તથા પોતાના નામે ભાગ લેશે અને તેમાં કયી વસ્તુઓને નજર સમક્ષ રાખીને ચુંટણીમાં ભાગ લેવો તેની સ્પષ્ટ શબ્દોમાં રજુઆત કરવામાં આવશે.

પરંતુ તેને માટેની શરત જ્યાં સુધી ઉપરની શરતો પ્રમાણે સમાધાન પર સરકાર તરફથી સંતોષકારક ઉત્તર ન મળે ત્યાંસુધી સરકારદ્વારા મળતા કોઇ પણ પદનો સ્વીકાર નહિ કરવાની નીતિ ચાલુ રાખવામાં આવે.

[ ૫ ] બધી પ્રાન્તિક સમિતિના કારોબારીને આગામી વર્ષની સામાન્ય ચુંટણીઓ માટે પોતાના પ્રાન્ત તરફથી વડી તેમજ પ્રાન્તિક ધારાસભાઓ માટે ઉમેદવારો ચુંટવાની સત્તા આપે છે.

[ ૬ ] વડી ધારાસભાના ઉપર પ્રમાણેના ઠરાવ દ્વારા સમાધાનની જે શરતો સરકારની સમક્ષ રજુ કરવામાં આવી છે તેના પર સરકારનો આખરી નિર્ણય ઉપરની ખાસ સમિતિને સંતોષકારક અને યોગ્ય લાગશે તો ખાસ સમિતિના નિર્ણયનો સ્વીકાર કે અસ્વીકાર કરવા માટે તથા પછીનો કાર્યક્રમ નક્કી કરવા માટે મહાસમિતિની એક બેઠક બોલાવવામાં આવશે.

[ ૭ ] ઉપર પ્રમાણે સ્વરાજ પક્ષના સભ્યો ધારાસભાઓમાંથી બહાર નહિ આવે ત્યાં સુધી સ્વરાજ પક્ષના બંધારણ તથા નિયમો પ્રમાણે તેઓ કામ કરશે. આ નિયમોમાં મહાસભા કે મહાસમિતિ વખતો વખત ફેરફાર કરી શકશે.

[ ૮ ] ઉપપરિચ્છેદ ૩ અને ૪ માં જે કામ દર્શાવવામાં આવ્યું છે તેને શરૂ કરવા માટે તે કાર્યની શરૂઆત માટે જરૂરી જણાય તેટલી રકમ કારોબારી મંજૂર કરશે, પરંતુ આ કામને માટે તથા જેટલી જરૂર પડે તેટલી રકમ કારોબારી મારફતે લોકો તરફથી ફાળા મારફતે એકઠી કરવામાં આવશે.

૭. મહાસમિતિ તથા કારોબારીની કાર્યવાહી સાધારણ રીતે હિંદુસ્તાનીમાં ચલાવવામાં આવે, વક્તા હિંદુસ્તાનીમાં બોલી શકતા ન હોય, અથવા જ્યાં જરૂરી હોય ત્યાં અંગ્રેજી અથવા પ્રાન્તિક ભાષામાં બોલી શકશે.

પ્રાન્તિક સમિતિઓની કાર્યવાહી સાધારણ રીતે પ્રાન્તિક ભાષામાં ચલાવવામાં આવે. હિંદુસ્તાનીનો વ્યવહાર પણ કરવામાં આવે.

૮. પરદેશમાં વસવાટ કરી રહેલા હિંદી જનોના હિતની તરફ ધ્યાન આપવાને માટે તથા બ્રિટિશ સામ્રાજ્ય તથા પરદેશોમાં પ્રચાર કરવા માટે મહાસમિતિને પોતાની તરફથી એક પરદેશ ખાતું ખોલવાની સત્તા આપવામાં આવે છે.

હોદ્દેદારો : મંત્રીઓ : ૧ ડૉ. એમ. એન. અન્સારી
૨ શ્રી. રંગાસ્વામી આયંગર
૩ પં. કે. સંતાનમ
કોષાધ્યક્ષ : ૧ શેઠ રેવાશંકર ઝવેરી
૨ શેઠ જમનાલાલ બજાજ

———•———

# પ્રકરણ ૫ મું

## ગૌહત્તિનું ૪૧મું અધિવેશન

મહાસભાનું ૪૧મું અધિવેશન આસામ પ્રાન્તમાં ગૌહત્તિ મુકામે શ્રી. એસ. શ્રીનિવાસ આયંગરના પ્રમુખપણા નીચે **૧૯૨૬ ના ડીસેમ્બરની ૨૬, ૨૭ અને ૨૮ મી** તારીખો દરમિયાન મળ્યું હતું. આ અધિવેશનમાં હાજર રહેલા પ્રતિનિધિઓની સંખ્યા ૩ હજાર સુધીની હતી. આસામ જેવા અદ્દભૂત રમણીય પ્રદેશમાં મળેલા આ અધિવેશનના સ્વાગત પ્રમુખ શ્રી. ટી. આર. ફુકને મહાસભાના પ્રતિનિધિઓને આવકાર આપતાં આસામના સૌન્દર્ય તથા ઇતિહાસનો આછો ખ્યાલ આપ્યો હતો.

" ગૌહત્તિમાં મહાસભાની બેઠક મળે તે દરમિયાન દેશના રાજકીય વાતાવરણમાંના ધારાસભાના મોરચા પરનું વાતાવરણ પ્રતિયોગી સહકાર અને હોદ્દાસ્વીકારની વાતોએ ઢીલું બનાવી મૂક્યું હતું. ગૌહત્તિની ખુલ્લી બેઠકમાં આ વાતાવરણના પડઘા પડે તેવા સંભવથી પરિસ્થિતિ તંગ બનતી જતી હતી પરંતુ મહાસભાની બેઠક મળે તે દરમિયાન માંદગીને બીછાને પડેલા સ્વામી શ્રદ્ધાનંદજીના ખુનના સમાચાર આવ્યા, તંગ વાતાવરણમાં દુઃખ અને ગમગીની રેડયાં. મહાસભાના વરાયેલા પ્રમુખ શ્રી. શ્રીનિવાસ આયંગરનું હાથીની સ્વારીમાંનું બાદશાહી સ્વાગત ન થઇ શક્યું. દેશબંધુ દાસ અને સ્વામીજીના મૃત્યુની ગમગીની વચ્ચે મહાસભાની આ બેઠક શરૂ થઈ.

મહાસભાની આ બેઠકમાં હિંદભરના જુદા જુદા પ્રાન્તમાંથી આશરે ત્રણ હજાર પ્રતિનિધિઓ હાજરી આપવા આવ્યા હતા.

૪૧ મી મહાસભાની બેઠકના સ્વાગતાધ્યક્ષ શ્રી. ફુકને પોતાનું ભાષણ શરૂ કરતાં દેશબંધુ દાસ તથા સ્વામી શ્રદ્ધાનંદજીના મૃત્યુથી થયેલ પારાવાર ખોટનો યોગ્ય રીતે ઉલ્લેખ કર્યો હતો. તેમણે પ્રતિનિધિઓને આવકાર આપતાં મહાસભાના અધિવેશનના સ્થળનો ટુંકમાં પણ બહુ જ સુંદર રીતે પરિચય આપ્યો હતો.

## સ્વાગત પ્રમુખ શ્રી. ટી. આર. ફુકનનું ભાષણ

" અમારૂં શહેર નાનું છે પરંતુ તે કુદરતી સૌન્દર્ય તથા સાધનોમાં તેજસ્વી છે. કદાચ આસામના એક રહેવાસી તરીકેના સ્વાભાવિક મગરૂબીના આ ઉદ્‌ગારો હોય પરંતુ મને તો એમ લાગે છે કે આસામ તેના ઉંચા પર્વતો અને ધીરગંભીર બ્રહ્મપુત્રાને કારણે દુનિયાના સૌથી સુંદરમાં સુંદર મુલકની સાથે મુકાબલામાં ઉતરી શકે તેમ છે.

બ્રિટીશ રાજ્ય હેઠળ અમારી હાલત આજ ગરીબ છે. અમે અસલના હિંદુ ધર્મના વારસો છીએ. હિંદુ ધર્મ જો કોઇ પણ ઠેકાણે વિશાળ અને ઉદાર નિયમો પર પ્રગતિ પામ્યો હોય તો તે અહીં જ બની શકયું છે. આસામમાં મુસલમાનોનાં પણ પવિત્ર સ્થળો છે.

ખાદીની હીલચાલ પહેલાં આસામીઓએ જે રીતે સરળ બનાવી મૂકી હતી તે રીતે અત્યારે જો કરવામાં આવે તો પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની કાંઇ જરૂર ન પડે.

૧૮૩૮ માં આસામ બ્રિટિશ હકુમત નીચે આવ્યું. એક બાજુ પર આસામીઓ ભયંકર ને જીવલેણ રોગના ભોગ બની રહ્યા હતા ત્યારે બીજી બાજુ પર આસામની સરકાર, જમીન મહેસુલ વધારવાનો વિચાર ચલાવી રહી હતી. સરકારે અફીણનો વેપાર ચાલુ કરીને લોકોને ધીમું ઝેર આપવું શરૂ કર્યું.

હજુ તો જલિયાનવાલા બાગનો પડછાયો વધારે લાંબો થતો જાય છે, તે બાગની ઇંટો પર નિર્દોષ હિંદીઓના લોહીના ડાઘો જનરલ ડાયરનું

જંગલીપણું પોકારી રહ્યા છે, બહાદુર અને સ્વદેશભકિતથી ભરેલા હિંદી જુવાનો જેલના સળિયા પાછળ મૃત્યુનો સામનો કરી રહ્યા છે ત્યારે હિંદી વજીર જણાવે છે કે હિંદે બિનશરતે સહકાર આપવો, આમ નહિ કરવામાં આવશે તો દમનના ઘોડા શરૂ કરી દેવામાં આવશે. ગૌહત્તિ મહાસભાએ આ હિંદી વજીરને જવાબ આપવો જોઇએ. હિંદુસ્તાન નજીવી વસ્તુ માટે પોતાનો જન્મસિદ્ધ હકક વેચનાર નથી.

મારી માન્યતા છે કે ધારાસભાઓ કાં તો સુધારવી જોઇએ અથવા તો તેનો સદંતર ત્યાગ કરવો જોઇએ. મહાસભાએ ઘુંટણ પડીને ભીક્ષા માગવાની અસલની નીતિ અખત્યાર કરવી કે પોતાનો જન્મસિદ્ધ હકક માટે દાવો કરવો એ ગૌહત્તિની આ બેઠકે નકકી કરી દેવાનું છે.

સ્વરાજના આપણા જન્મસિદ્ધ હકકને વહેલામાં વહેલા મેળવવા માટે આપણે સાચે સાચ ઇંતેજાર હોઇએ તો આપણે હિંદુ મુસલમાન એકતાને ખરેખરી જીવન્ત શક્તિ બનાવી મૂકવી જોઇએ. અસ્પૃશ્યોને આપણે આપણા કરી લેવા જોઇએ. મહાસભા એક જીવતી જાગતી સંસ્થા છે. હિંદનો ઉદ્ધાર કરવાની નેમથી તે કામ કરી રહેલ છે તેમ સૌને લાગતું જોઇએ.

મહાસભાની અંદર અત્યારે જે મતફેર થવા લાગ્યો છે તેથી દિલગીરી થયા વિના રહેતી નથી. દેશબંધુ દાસે ૧૯૨૬ ના વરસને આપણા દેશની તવારીખમાં ભારેમાં ભારે વર્ષ તરીકે જાહેર કરેલું એ સાચું હતું લાગે છે. છેલ્લાં ૭ વર્ષ દરમિયાન આપણી સાથે જે ગંભીર સવાલો ખડા થયા હતા તે હજુ આપણી સન્મુખ મૌજુદ છેઃ આપણે સહકાર અને અસહકાર વચ્ચે, ગુલામી અને છુટાપણા વચ્ચે, તાબેદારી અને સ્વાશ્રય વચ્ચે પસંદગી કરવાની છે. આ બાબત પર તમે જે ડહાપણભર્યો નિર્ણય કરશો તેના ઉપર હિંદના ભાવીનો ઉદ્ધાર રહેશે. દેશની આવી બારીક પરિસ્થિતિમાં ગાંધીજીને દેશની આગેવાની લેવાનું હું જણાવું છું.

કુદરતના નિર્દય ફરમાનથી ગુલામગીરીના બંધનમાં પડેલી એક બળવાન પ્રજાનો છૂટકારો કરવાનું કામ તમારા હાથમાં છે."

* * *

કાનપુરમાં મહાસભા મળી ગયા પછી દેશના રાજકારણમાં બહુ કંઇ મહત્ત્વના ફેરફાર થયા ન હતા. મહત્ત્વના બનાવમાં તો એ છે કે ધારાસભાના મોરચા પરનું કામ ઘણુંજ ધીમું પડી ગયું હતું. અંતરાય અને વિરોધના નામે ધારાસભામાં ગયેલા કેટલાક મહાસભાવાદીઓ પ્રતિયોગી સહકારની અને સમાધાનની વાતો કરવા લાગી ગયા હતા. ધારાસભાની બેઠક પૂરી થવા આવી હતી અને નવી ચુંટણીઓ માટેની તૈયારીઓ ચાલી રહી હતી. આ પરિસ્થિતિમાં પ્રતિયોગી સહકારના વિચારો વાતાવરણને ઘણુંજ નરમ બનાવી દે એ વિશે શંકા નથી. પં. મોતીલાલ નેહરૂએ કંઇક સમાધાન કરાવવાના હેતુથી પ્રતિયોગી સહકારવાદી આગેવાનો સાથે મસલત ચલાવી અને બન્નેને માન્ય થઇ શકે તેવું એક નિવેદન પ્રસિદ્ધ કર્યું પરંતુ આ સમાધાન પ્રકાશ મેળવે તે પહેલાં જ તૂટી ગયું.

દેશભરમાં કોમી વિદ્રોહ બિલકુલે ઓછો થવા પામ્યો ન હતો. આ વિદ્રોહનો ભયંકરમાં ભયંકર આવિષ્કાર ગૌહત્તિમાં મહાસભા મળે તે અગાઉ દિલ્હીમાં માંદગીને બિછાને પડેલા સ્વામી શ્રદ્ધાનંદજીના ખૂનમાં આવ્યો. ગૌહત્તિની મહાસભા આ કારણે અતિશય ગમગીન વાતાવરણની અંદર શરૂ થઇ. પ્રમુખના માનમાં હાથીઓનું યોજવામાં આવેલું ભવ્ય સરઘસ પડતું મૂકવામાં આવ્યું.

પ્રમુખસ્થાનેથી ભાષણ આપતાં શ્રી. શ્રીનિવાસ આયંગરે હોદ્દા-સ્વીકારના પ્રશ્નની ઠીકઠીક છણાવટ કરી હતી. તે ઉપરાંત પણ તેમણે બીજા અગત્યના રાજકીય પ્રશ્નોની પ્રસંગોચિત ચર્ચા કરી હતી.

અધિવેશનના પ્રમુખ શ્રીનિવાસ આયંગરે પોતાના લેખિત ભાષણની શરૂઆત કરતાં સ્વામી શ્રદ્ધાનંદજીને સુયોગ્ય અંજલિ અર્પીને

મહાસભાના એકવારના ખજાનચી શ્રી. ઉમર સોબાનીના અવસાન બદલ દીલગીરી દર્શાવી હતી, તેમણે તેમનું લેખિત ભાષણ પૂરેપૂરૂં વાંચ્યું હતું. બે કલાક ચાલેલા એમના ભાષણનો સાર નીચે પ્રમાણે છેઃ

## પ્રમુખ શ્રીનિવાસ આયંગરનું ભાષણ

" આવતા વર્ષ માટે આપણી મુખ્ય ફરજ પ્રજાકીય માગણીના મુદ્દા પર આપણું બળ એકત્ર કરવામાં રહેલી છે. સ્વરાજ્યવાદીઓ અને સ્વતંત્ર પક્ષના બનેલા વડી ધારાસભાના રાષ્ટ્રીયપક્ષ તરફથી ૧૯૨૪ ના ફેબ્રુઆરીમાં પં. મોતીલાલે આ માંગણી વડી ધારાસભામાં રજુ કરી હતી. એ રજુઆત પ્રમાણે હિંદી સરકારને હિંદમાં સંપૂર્ણ જવાબદાર સરકાર સ્થાપવા માટે, હિંદી કાયદામાં સુધારો કરવા માટે તથા એ હેતુ પર આણવા માટે હિંદની અગત્યની કોમોના હક્ક તથા હિતનું રક્ષણ થાય તેવું હિંદ માટેનું બંધારણ ઘડવા પ્રતિનિધિત્વ ધરાવતી એક ગોળમેજી પરિષદ વહેલામાં વહેલી તકે બોલાવવા માટે, વડી ધારાસભા વિસર્જન કરી નવી ચુંટણી પછી આવેલી ધારાસભામાં એ યોજના તેની મંજુરી માટે રજુ કરવા તથા છેવટે તેને કાયદાનું રૂપ આપવા માટે બ્રિટિશ પાર્લામેંટ સમક્ષ રજુ કરવાનાં પગલાં ભરવા માટે, જણાવવામાં આવ્યું હતું. રાષ્ટ્રીય પક્ષની આ દરખાસ્ત ૭૬ વિ. ૪૮ મતે પસાર થવા છતાં સરકારે તેને તુચ્છકારી કાઢી હતી. પરંતુ હિંદી કાયદાના વહીવટમાં નડતી મુશ્કેલીઓની તપાસ કરવા તેણે એક " સુધારા તપાસ સમિતિ " નીમી. આ સમિતિના લઘુમતી હેવાલથી સિદ્ધ થાય છે કે હિંદને જવાબદાર સરકાર તરફ વાળવાની તથા બેહથ્થુ સત્તાની નીતિ નિષ્ફળ ગઇ છે. સરકારે બહુમતી અભિપ્રાય સ્વીકારવા ભલામણ કરી પરંતુ ૧૯૨૫ ના સપ્ટેમ્બરમાં પ્રજાકીય માગણીઓ વિશાળ સ્વરૂપમાં રજુ થઇ. સરકારે આનો બીજીવાર અસ્વીકાર કર્યો.

ગઇ મહાસભાએ સમાધાન માટે જે માગણી કરી હતી તેને દેશે



**શ્રી. શ્રીનિવાસ આયંગર**
૧૯૨૬ માં ગૌહત્તિખાતે ભરાયલી
૪૧ મી રાષ્ટ્રીય મહાસભાના
**પ્રમુખ**

બહાલી આપી હતી. આ માગણી સરકારને સ્વીકારવાની ફરજ પડે અને સ્વરાજની લડત ચાલુ રહે એવા પ્રકારનો ધારાસભાની અંદરનો તથા બહારનો કાર્યક્રમ યોજવામાં આવ્યો.

સરકારની વલણને કારણે ૧૯૨૬ ના માર્ચમાં સ્વરાજપક્ષ પ્રાન્તિક તેમજ વડી ધારાસભાઓમાંથી બહાર આવ્યો.

નવી સામાન્ય ચુંટણીઓએ સ્વરાજ્યપક્ષની નીતિને વાજબી ઠરાવી છે. અને દરેક પ્રાન્તના નોકરશાહી અને તેના શાગરિદોને તેથી આઘાત લાગ્યો છે. આપણા દેશનું રાજદ્વારી ગુરૂત્વ મધ્યબિંદુ નોકરશાહી અને તેના ઠેકેદારો પરથી સ્પષ્ટ રીતે ખસીને રાષ્ટ્રીય મહાસભા પર આવી રહ્યું છે.

આપણે પ્રજાકીય માંગણીનો સ્વીકાર કરાવવા પાછળ લક્ષ આપવું જોઇએ. ઇગ્લેંડ કે હિંદની સરકાર આપણી માગણીઓ સ્વીકારવા માટે આપણી સાથે સંદેશાઓ ચલાવવા તૈયાર થશે એવું માનવાની જરૂર નથી. તેઓ મુત્સદ્દીગીરીની કળા અજમાવશે. સ્વરાજની આપણી માગણીને પડતી મૂકીને બંધારણનો અંતઃકરણપૂર્વક અમલ કરવાનું તે આપણને જણાવશે. બંગાળ અને મધ્ય પ્રાન્તોને બાદ કરતાં પાર્લામેંટરી વિરોધની ચર્યાદામાં બધે કામ કરવામાં આવેલું છે. બંધારણનો અમલ વિનીતોએ કર્યો છે કે મહાસભાવાદીઓએ કર્યો છે એમાં સરકારને લાગે વળગે છે તેથી કશો ફેર પડતો નથી. સરકાર માગે છે કે આપણે સ્વરાજની માંગણીને મૂકી દઇને નોકરશાહીમાં ભળી જવું.

આપણે તો હિંદી તેમજ બ્રિટિશ સરકારને ધંધાધારીને છાજે તેવો સ્પષ્ટ ચોકકસ સ્વરૂપમાં ખુલાસો કરવા આગ્રહ કરવો જોઇએ. દરમિયાન આપણે આપણું બળ એકત્રિત કરી ધારાસભા તથા સમસ્ત દેશનું દબાણ લાવી ફતેહને માર્ગે આગળ વધવું જોઇએ. આપણે આપણાં સાધનો એકઠાં કરી અસહકાર કરતી નોકરશાહી સામે મજબૂત રહી આનાકાની

કરી રહેલા તેના હાથમાંથી સ્વરાજ ઝુંટવી લેવું જોઇએ. અનુભવથી જાણી શકાયું છે કે સુધારાઓ સ્વરાજ્ય કે સુરાજ્ય તરફ દોરી શકે તેમ નથી.

## દ્વિમુખી સત્તા

જવાબદાર સરકારને માર્ગે આગળ વધવા માટે દ્વિમુખી સત્તા મદદરૂપ થઇ શકે તેમ નથી. લોર્ડ બર્કન્‌હેડ સુધારાનો લાભ લેવા જણાવે છે. સોંપાયેલાં ખાતાંઓમાં પણ પ્રધાનોની સત્તા અને ધારાસભાનો અંકુશ ઓછો કરવામાં આવેલો છે. પ્રધાનોને અમલદારોની સત્તા નીચે મૂકવામાં આવેલા છે. નાણાંને અંકુશમાં રાખતા કાનુનો અને સોંપાયેલાં ખાતાં પર અનામત ખાતાના ખજાનચીના અંકુશ વગેરેને કારણે પ્રધાનો પુતળા જેવા બની જાય છે. પ્રાન્તિક સરકારના આ બે ભાગના ઝગડામાં ગવર્નરને સરમુખત્યાર બનાવવામાં આવેલા છે. સુધારેલી ધારાસભાને આગલી ધારાસભા કરતાં ઘણી ઓછી સત્તા છે.

" સુધારા તપાસ સમિતિ "નો બહુમતી અભિપ્રાય જણાવે છે કે બંધારણ સફળ નિવડયું છે કે નિષ્ફળ તેનો નિર્ણય કરવા માટે પુરતો સમય થયો નથી.

## મધ્યસ્થ સરકાર

મધ્યસ્થ સરકાર વડી ધારાસભાને સહેજ પણ જવાબદાર નથી. રેલ્વે બાદ કરતાં હિંદી સરકારના પોણા ભાગના ખર્ચને વડી ધારાસભાના મતથી દૂર રાખવામાં આવેલ છે. કોઇ પણ ખર્ચ કરવા દેવાની સત્તા ગવર્નર જનરલની પાસે છે. બીજુ તે ખરડો, કલમ કે સુધારો અટકાવી શકે છે, નામંજુર ખરડાને સર્ટીફાઇ કરવાની તેને સત્તા છે. વડી ધારાસભામાં સરકારને હરાવવા પોણા ભાગ જેટલી બહુમતીની જરૂર પડે છે. રાજસભા ઊભી કરીને સરકારની સહીસલામતી સાધવામાં આવેલી છે, મીઠા પરનો કર વધારવા તેણે મંજુરી આપી છે. ક્રીમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ રદ કરવાનો ઠરાવ તેણે ઉડાડી મૂક્યો, બંગાળના નજર કેદીઓને

લગતો કાયદો તેણે પસાર કર્યો, ટુંકમાં મધ્યસ્થ સરકારની ખરી કારોબારી સત્તા નોકરશાહી હસ્તક છે.

આપણી માંગણીનો હજુ સ્વીકાર થયો નથી. ફરીદપુર ખાતે દેશબંધુ દાસે જે માંગણી કરેલી તે કરતાં વધુ વાજબી માગણી બીજી કયી હોઇ શકે ? દમનની રાજનીતિ બતાવે છે કે દમન અને સુધારા એકબીજાની પડખે છે. દમનના બધા કાયદાઓ રદ ન થાય અને તેને ફરીથી ઘડવામાં નહિ આવે ત્યાં સુધી સરકાર સાથેની કોઇપણ સમાધાની માનવંતી કે વાજબી ગણાશે નહિ.

હિંદ સ્વતંત્ર દેશ થવાનો નથી તેમજ સંસ્થાનો જેવો તેને દરજ્જો મળવાનો નથી, આમ છતાં સામ્રાજ્યનો બોજો તેને ઉપાડવાનો છે. વળી તેના સહકારના હિસ્સાનો નિર્ણય તેણે પોતે નહિ પરંતુ બીજાઓએ તેને માટે કરવાનો છે.

આપણને જણાવવામાં આવે છે કે રક્ષણ માટેનાં લશ્કર અને કાફલા વિના આપણે કેવી રીતે સ્વરાજ મેળવી શકીશું ? દુનિયાના જુદા જુદા ભાગ પરની લડાઇઓમાં હિંદી લશ્કરે જે નામના મેળવી છે તે પરથી આપણામાં લશ્કરી જુસ્સો છે તે દેખાઇ આવે છે.

આપણા હેતુ પાર પાડવા માટે આપણે સ્વાશ્રયી થવું જોઇએ.

## હોદ્દા સ્વીકારનો નિર્ણય

હોદ્દા સ્વીકાર અસ્વીકારનો નિર્ણય કરતાં આપણે નોકરશાહી સામેની આપણી લડતની ભાવના અને હેતુને ધ્યાનમાં રાખવાં જોઇએ. પ્રધાનપદ માટે બીજા પક્ષો સાથે ભળતાં વ્યક્તિત્વ ખોવુ પડે છે ને આવુ પ્રધાન-મંડળ સરકારને નિમાયેલા સભ્યોના ટેકાથી જ નભી શકે છે. વિરોધ પક્ષ તરીકેની સત્તા પ્રધાન તરીકેની સત્તા કરતાં વધારે કાર્યસાધક છે. આપણે કોઇ પણ ધારાસભામાં પુરતી સંખ્યામાં હોઇએ, નિયમન જાળવી શકતા હોઇએ ને ઊલટથી કામ કરીએ તો આપણી નીતિ અને કાર્યક્રમ પ્રધાનો

કરતાં વધારે સહેલાઇથી અમલમાં મુકાવી શકીએ. સંતોષકારક જવાબ ન મળે ત્યાં સુધી હોદ્દા સ્વીકારવાની ના પાડવામાં સરકારને સમાધાની પર લાવવા માટે રાજદ્વારી દબાણ કરી શકાય તેમ છે. દેશમાંનો સૌથી આગળ પડેલો પક્ષ હોદ્દાઓ લે ત્યાર પછી નોકરશાહી સામે લડવા માટે ધારાસભાઓમાંનો વિરોધ પક્ષ કયાં રહેશે ? હોદ્દા નહિ સ્વીકારવાની નીતિ હમેશની નથી. તેનો આધાર સરકારની વલણ પર છે.

## મહાસભાનું કાર્ય

સ્વરાજ્યનો અર્થ એ છે કે મહાસભાનો પ્રજા પર પુરેપુરો અંકુશ હોવો જોઇએ. મહાસભાને આપણી ચળવળનું કેન્દ્રસ્થાન બનાવવી જોઇએ. લોકોની ફરિયાદની તપાસ કરવાનું કામ મહાસભાનું છે.

મહાસભાએ ગામડાનો વહીવટ કરવા ગ્રામ પંચાયતો હાથ કરવી જોઇએ, ત્યાર પછી પ્રાન્તોની સ્થાનીક સંસ્થાઓ હાથ કરવી જોઇએ. આમ કરવાથી પ્રજાકીય હીલચાલને વેગ મળશે, રચનાત્મક કાર્ય આગળ ધપી શકશે.

## રચનાત્મક કાર્યક્રમ

રાજકીય કાર્યની ધુનમાં આપણે ખાદી, દારૂનિષેધ, અસ્પૃશ્યતા નિવારણ જેવા રચનાત્મક કામની અગત્ય ભૂલવાની નથી. ગાંધીજીની પ્રેરણાથી રેંટિયાને તેનું અસલ સ્થાન આપીને પરદેશી કાપડના બહિષ્કાર મારફતે સ્વદેશીની ભાવનાને તથા સાહસને સર્વ દિશામાં આપણે આગળ વધારી શક્યા છીએ.

## કામદારો અને મહાસભા

કાનપુર મહાસભાએ કામદારોના સંગઠનના સવાલનો વિચાર કર્યો હતો. કામદારોના પ્રશ્નો રાષ્ટ્રીય મહત્વના છે. આપણા દેશમાં કામદારો માટેના કાયદા બિલકુલ સંતોષકારક નથી. ધારાસભામાં તેમનું

પ્રતિનિધિત્વ નથી. ધારાસભાઓ દ્વારા મહાસભાએ કામદાર વર્ગનું હિત આગળ વધારવા તરફ ધ્યાન દેવું જોઇએ. રાષ્ટ્રીય અને કામદાર ચળવળ પરસ્પર વિરોધી નથી.

સ્વરાજ પછી દેશની બીજી મોટી જરૂર નિર્ધનતા અને બેકારી દૂર કરવામાં રહેલ છે. હાલની રાજ્યપદ્ધતિ નીચે આ સવાલ તરફ દુર્લક્ષ અપાયું છે.

## સરકારની ચલણનીતિ

સરકારે બહાલ રાખેલી ચલણનીતિ દેશને નુકશાનકારક છે. ચલણ કમિશનની ભલામણો સોનાનું ધોરણ સ્થાપતી નથી. ૧૮ પેન્સના હુંડિયામણથી આપણા ઉદ્યોગોને તથા ખેડુતોને અન્યાય થાય છે. આયાતોની કિંમત ઓછી થાય પરંતુ તેથી બદલો નથી મળી જતો. ૧૬ પેન્સના કરથી નવા કર નાંખવાની જરૂર પડશે એ દલીલ પણ વજુદ વિનાની છે, આપણા થાપણદારો આપણી અંદરથી લાભ મેળવી જશે એ ભયે પરદેશીઓના હાથે આપણું હરણ થવા દેવું જોઇએ નહિ.

દેશી રાજ્યોનો સવાલ આપણી સ્વરાજની માંગણી સામે એક મુશ્કેલ અને નાજુક સવાલ ઉભો કરે છે. હિંદી રાજકર્તાઓએ પોતાના હિતમાં પ્રતિનિધિ સંસ્થાઓ તથા જવાબદાર અમલ હેઠળ વહીવટ કરવાની સ્થિતિ ઉભી કરીને સંતોષ માનવો જોઈએ.

## દરિયાપારના હિંદીઓ

પ્રાચીન હિંદીઓના જે સાહસે ભારત વર્ષની સીમાઓ જે દૂરના મુલકો સુધી વિસ્તારેલી છે તે સાહસ હજીય આપણામાં છે.

હિંદી મજૂરના ઉદ્યોગ અને ખંતથી અપરિચિત દેશોની વણ ખેડાયેલી ભૂમિમાંથી પ્રતિકુળ આબોહવાની વચ્ચે અનાજ, રબ્બર, ચા, કોફી, મેવો વગેરે ઉત્પન્ન થાય છે. પરંતુ એની મજૂરીની ઉપયોગીતા ટળી જતાં તેને તે મુલક છોડી જવાનું કહેવામાં આવે છે. દક્ષિણ આફ્રિકા અને

કેનિયાના હિંદીઓની સ્થિતિ સમાનતાના દેખાવ છતાં ખરાબ છે. તેને બીજાઓ જેટલો જ નાગરિક અધિકાર હોવો જોઇએ.

## કોમવાદ

છેલ્લાં થયેલા હુલ્લડોએ કોમવાદમાં રહેલી હાની સ્પષ્ટ દેખાડી દીધી છે, પરંતુ છેલ્લી ચુંટણીઓ દરમિયાન કોમવાદ આગળ રાષ્ટ્રવાદનો વિજય થયો છે.

દેશમાં આજે જુદા જુદા પક્ષોની જરૂર નથી. દેશમાં આજે ફક્ત બે જ પક્ષો હોઇ શકેઃ એક સરકાર અને તેના ટેકેદારોનો અને બીજો પ્રજાનો. હું વ્યક્તિવાદમાં માનતો નથી. આપણે કોઇએક નિયમન સ્વીકારવું જોઇએ. સ્વરાજવાદીઓ, પ્રતિયોગી સહકાર–વાદીઓ વગેરે આપણે સૌ એકતા ઇચ્છીએ છીએ. આપણે આપણામાં ફરી વિશ્વાસ મૂકવો જોઇએ.

સ્વરાજ એ કંઇ બુદ્ધિવાદ નથી, તેમાં લાગણીની વાત રહેલી છે, આપણે અડગ શ્રદ્ધાથી આની ભાવના સેવવી જોઇએ. "

* * *

પ્રમુખના ભાષણ બાદ હકીમ અજમલખાન, નભાના મહારાજા, શ્રી. ભોપટકર, સરદાર મંગલસિંહ, શ્રી. જમનાદાસ દ્વારકાદાસ, શેઠ જમનાલાલ બજાજ, ડૉ. હેલ્ડર, પ્રો૦ ઇન્દ્ર, સર પુરૂષોત્તમદાસ ઠાકુરદાસ, હરિસિંગ ગૌર, સર શંકરન નાયર, સર મોરોપંત જોષી, સર અબ્દુલ રહીમ, શ્રી. કે. નટરાજન વગેરેના સંદેશા વાંચી સંભળાવ્યા હતા.

## ઠરાવો

### ગૌહત્તિ મહાસભાએ પસાર કરેલા ઠરાવો

૧. સ્વામી શ્રદ્ધાનંદજીના હિચકારા અને દગાભર્યા ખુનની સામે મહાસભાની આ બેઠક પોતાનો ત્રાસ અને તિરસ્કાર વ્યક્ત કરે છે અને આ બહાદુર અને ઉદાર દેશભક્તના ખેદજનક મૃત્યુથી રાષ્ટ્રને ન પૂરી શકાય તેવી જે ખોટ સહન કરવી પડી છે તેની સખેદ નોંધ લે છે. સ્વામીજીએ પોતાની ઉત્તમ

શક્તિઓ રાષ્ટ્રની સેવામાં ખરચી હતી અને તેમણે પતિતો અને નિઃસહાયોનું હિત હિંમતપૂર્વક આગળ વધાર્યું હતું.

અસહકાર યુગ દરમિયાન દેશની અપૂર્વ સેવા બજાવનાર શ્રી. ઉમર સોબાનીના અકાળ અવસાનની આ મહાસભા સખેદ નોંધ લે છે.

૨. દક્ષિણ આફ્રિકાના હિંદી વસાહતીઓના દરજ્જાના પ્રશ્નનો સૌથી સારો તોડ આણવાની વિચારણા ચલાવવાના હેતુથી ત્યાં મળેલી ગોળમેજી પરિષદને મહાસભાની આ બેઠક આવકારદાયક લેખે છે અને ઇશ્વરને પ્રાર્થના કરે છે કે તે પર તેના આશિર્વાદ ઉતારે અને તેની ચર્ચાને તે યોગ્ય માર્ગે દોરે. મહાસભા વ્હાલા અંગ્રેજ મિ. સી. એફ. એંડ્રુઝનો આભાર માને છે, દક્ષિણ આફ્રિકામાં ગોળમેજી પરિષદ માટે શાંત વાતાવરણ ઊભું કરવામાં તેઓ કારણભૂત છે.

આ ઠરાવ જન. હર્ટઝોગ, સર મહમદ હબીબુલ્લા, અને મિ. સી. એફ. એંડ્રુઝ પર મોકલી આપવા માટે મહાસભા તેના પ્રમુખને સત્તા આપે છે.

૩. કેનિયામાં અસલ ૨૦ શિલિંગનો જે માથા વેરો હતો અને જેને ચાલણી રમતને લઇને ૩૦ શીં. જેટલો વધારવામા આવ્યો તેને હાલ કાયદા દ્વારા ૫૦ શી. નો કરવામા આવ્યો છે. ત્યાંના હિંદી વસાહતીઓ સામેના કેનિયા સરકારના આ છેલ્લા પગલાથી લાગે છે કે હિંદીઓની પ્રગતિ પર અંકુશ મૂકવામાં આવ્યો છે. મહાસભાના મત મુજબ આ પગલું ફરીને પુરવાર કરે છે કે બ્રિટિશ શાહીવાદનો આશય હિંદી લાભો, છુટાપણુ તથા આકાંક્ષાઓના ભોગે યુરોપીયન લાભો જાળવવાનો છે.

૪. દેશ અને ધારાસભાના એકત્ર અવાજની અવગણના કરીને બંગાળના રાજદ્વારીઓને વગર તપાસે કે વગર આરોપે જેલમા હજુ સુધી ગોંધી રાખવામાં આવેલા છે તેની સામે મહાસભાની આ બેઠક પોતાનો સખત તિરસ્કાર જાહેર કરે છે.

૫. ચુંટણીના જાહેરનામામાં જે કાર્યનીતિ જાહેર કરવામાં આવેલી છે તેને અનુસરીને મહાસભાની આ બેઠક ફરીને ઠરાવે છે કે, વડી અને જુદી જુદી ધારાસભાઓમાં મહાસભાવાદીઓની સામાન્ય નીતિ, જે બધી પ્રવૃત્તિઓને આગળ વધારનારી હોય તેમાં સ્વાશ્રયની તથા સહકારી કે બીજી જે કોઇ પ્રવૃત્તિ સ્વરાજ પ્રાપ્તિની રાષ્ટ્રની પ્રગતિને રોકે તેમ હોય તેનો દઢ વિરોધ કરનારી રહે. જે મહાસભાવાદીઓ ધારાસભામાં જાય તેમણે,

( અ ) સરકારે પ્રજાકીય માંગણીઓનો સંતોષકારક જવાબ વાળ્યો છે એવું મહાસભા કે તેની મહાસમિતિને ન લાગે ત્યાંસુધી પ્રધાનપદ કે સરકાર જે કંઇ હોદ્દાની નવાજેશ કરે તેનો સ્વીકાર કરવાની ના પાડવી, બીજા પક્ષોને હોદ્દાઓ લેવા દેવા નહિ;

( બ ) સરકાર યોગ્ય જવાબ વાળે નહિ કે કારોબારી ફરમાવે નહિ ત્યાં સુધી ખર્ચની બહાલી આપવી નહિ અને અંદાજપત્ર ઉડાડી મૂકવું.

( ક ) જે સઘળા કાયદાઓ મારફતે નોકરશાહી પોતાની સત્તા જમાવવા માંગતી હોય તે સંબંધીની બધી દરખાસ્તો ઉડાડી મૂકવી.

( ૪ ) રાષ્ટ્રીય જીવનની સંગીન વૃદ્ધિ માટે તેમ જ આર્થિક, ઔદ્યોગિક ખેતી વિષયક, અને વ્યાપારી હિત જાળવવાની દૃષ્ટિએ દેશના લાભને આગળ વધારવા માટેના જરૂરી ઠરાવો તથા ખરડાઓ પેશ કરવા તથા તેને ટેકો આપવો.

( ઈ ) ખેડૂતોની સ્થિતિ સુધારવા માટે કાયમી જમાબંધી કરવાનાં અને બીજા લાભો જાળવવાનાં પગલાં લેવાં અને તેવાં પગલાંને ટેકો આપવો.

( ફ ) ખેતી અને ઉદ્યોગોમાં રોકાયેલા મજુરોનાં હિતો સંરક્ષવાં અને જમીનદારો અને કિસાનો, મૂડીદારો અને મજુરો વચ્ચેનો સંબંધ સુધારવો.

૬. દેશમાં તેમજ પરદેશમાં કામ કરવા માટે મહાસભા નીચેના કાર્યક્રમની ભલામણ કરે છે:

દેશની અંદર પ્રજાને તેના રાજદ્વારી હક્કો વિષે જાગૃત કરવી, અને મહાસભાના રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવી પ્રજામાં પોતાના હક્કો માટે લડત ચલાવવાનો જુસ્સો કેળવવો. દેશ ભરમાં રેંટિયા તથા ખાદીને લોકપ્રિય બનાવવાં; કોમ કોમ વચ્ચે એકતા સાધવી; અસ્પૃશ્યોનો ઉદ્ધાર કરવો; સ્થાનિક સંસ્થાઓ સર કરવી; ગામડાંઓમાં પ્રચારકાર્ય કરવું; પ્રજાકીય ધોરણે કેળવણીનો પ્રચાર કરવો; ઉદ્યોગો તેમજ ખેતીમાં રોકાયેલા કામદારોનું સંગઠન કરીને કામદારો અને માલિકો વચ્ચેનો સંબંધ એક બીજાને અનુકુળ કરવો; તેમજ વ્યાપારી અને ઔદ્યોગિક પ્રવૃત્તિને આગળ વધારવી.

પરદેશમાં હિંદ સંબંધી સાચી ખબરો પૂરી પાડી આઝાદીની લડતનો પરદેશી પ્રજાઓને સાચો ખ્યાલ આપવો.

આવતી ૨૦ મી જાન્યુઆરીએ બ્રસેલ્સ ખાતે ભરાનાર દલિત પ્રજાઓની પરિષદમાં હિંદ તરફના પ્રતિનિધિ તરીકે હાજર રહેવા પં. જવાહરલાલ નહેરૂને આ મહાસભા જણાવે છે.

૭. મહાસભા એ અભિપ્રાય મજબુતપણે જાહેર કરે છે કે મહાસભા અને બીજા જાહેર મંડળોએ જેને સખતમાં સખત શબ્દોમાં વખોડી નાંખ્યો છે તે ૧૮૧૮ના દમનના કાયદાનો અમલ કરવા માટે સરકાર જરા પણ વાજબી ઠરતી નથી. ૧૯૨૫ નો બંગાળનો કાળો કાયદો પણ મહાસભાના મત મુજબ એટલો જ અન્યાયી છે. ધારાસભાના ચુંટાયેલા સભ્યોએ આ કાયદાની સામે સખત વિરોધ કરવા છતાં તે કાયદા હેઠળ સરકારે આપખુદીથી આરોપ સિદ્ધ કર્યા વિના કે જાહેરમાં તપાસ કર્યા વિના બંગાળના શાંતિ અને સુલેહને ચાહનારા રાજદ્વારીઓને પુરી રાખ્યા છે તેની સામે મહાસભા પોતાનો સખત વિરોધ જાહેર કરે છે.

૮. હિંદુ અને મુસલમાનોની સલાહથી હિંદુઓ અને મુસલમાનો વચ્ચેના શોકજનક વૈમનસ્યને દૂર કરવા માટે એક કાર્યવાહી કરવાની તથા ૩૧ મી માર્ચ ૧૯૨૭ પહેલાં પોતાનો હેવાલ મહાસમિતિ પર મોકલી આપવ.ની કારોબારીને સૂચના આપે છે.

મહાસમિતિને ફરમાવે છે કે તે આ વિષયમાં તે દેશના સૌ મહાસભાવાદીઓની જરૂરી સલાહ લે તથા ઉપરના હેવાલ પર વિચાર કર્યા પછી જે કંઇ કરવાનું યોગ્ય ધારે તે કરે.

૯. શાહી કમિશનના અહેવાલથી ગંભીર પ્રશ્ન ઊભો થવા પામ્યો છે. આને માટે કારોબારીને સલાહ આપે છે કે જરૂરી લાગે તો તે નિષ્ણાતોના સહકારથી આના પર સંપૂર્ણ વિચારણા ચલાવે અને જે ઉપાય યોગ્ય લાગે તે ઉપાય દ્વારા હિંદી જનોના હિતની રક્ષા કરવા માટે વડી ધારાસભાના મહાસભાવાદી સભ્યોને જરૂરી દોરવણી આપે.

૧૦. બંધારણની ૭ મી કલમમાં નીચેનો ફેરફાર કરવામાં આવે:

૪ થા ફકરાને સ્થાને નીચેની વસ્તુ મુકવામાં આવે.

( ૪ ) ( क ), પેટા કલમ ૧ ની શરતો જેણે પાળી ન હોય અને જે હાથે કાંતેલ અને વણેલી ખાદી પહેરતો ન હોય તે પ્રતિનિધિઓની ચુંટણીમાં કે કોઇ પણ સમિતિ કે પેટા સમિતિ કે મહાસભાની કોઇ પણ સંસ્થામાં મત નહિ આપી શકે અને તેને તેમાં ચુંટવામાં પણ નહિ આવે, તથા તે મહાસભાની કોઇ પણ સંસ્થાની કાર્યવાહીમાં ભાગ પણ નહિ લઇ શકે.

( ख ) આ ફકરાની વ્યવસ્થાને યોગ્ય રીતે કામમાં લેવા માટે કારોબારી નિયમ ઘડશે.

૧૧. ( क ) ગુરૂદ્વારા કાનુન પસાર કરીને સરકારે ગુરૂદ્વારા આંદોલન મારફતેની શિખોની માંગણીને ન્યાયી તથા યોગ્ય છે તેમ સ્વીકાર્યું છે, છતાં પણ તેણે સરદાર ખડગસિંહ તથા બીજા ગુરૂદ્વારા કેદીઓને મુક્ત કર્યાં નથી તેથી દુઃખ થાય છે.

( ख ) શિખોના પ્રશ્નોનો યોગ્ય રીતે ઉકેલ નહિ આવે ત્યાંસુધી:

( ૧ ) તે ગુરૂદ્વારા આંદોલનને કારણે ગિરફતાર થયેલા બધા જ કેદીઓ બિન શરતે નહિ છોડે;

( ૨ ) તેમના વિરૂદ્ધ જે દમનધારાઓ ચલાવવામાં આવ્યા છે તેને પાછ ખેંચી લેવામાં નહિ આવે,

( ૩ ) શિખોની તકલીફ દૂર નહિ કરવામાં આવે.

( ग ) શિખ સમાજને વિશ્વાસ આપે છે કે સરકારની સામે તેમની જે લડાઇ ચાલી રહી છે તેમાં મહાસભા એકલી સહાનુભૂતિ આપીને જ બેસી નથી રહેતી પરંતુ તેઓ પોતાના અધિકારની રક્ષા કરવા માટે ન્યાયપૂર્ણ જે કંઇ અહિંસાત્મક કાર્ય કરશે તે સૌમાં મહાસભા પુરી મદદ આપશે.

૧૨. બંધારણમાં નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવે:

કલમ ( ૮ ) જે વ્યક્તિ કોઇ પણ અધિવેશનની આગલા ઓકટોબરની પહેલી તારીખ અથવા આગલી મહાસભાનો સભ્ય બન્યો ન હોય તો તે આ અધિવેશન માટે પ્રતિનિધિ તરીકે નહિ ચુંટાઇ શકે.

મહાસમિતિનો સભ્ય પોતાના પદની રૂઇએ મહાસભાનો પ્રતિનિધિ બનશે આ પદની રૂઇએ થનાર પ્રતિનિધિઓ સિવાય પ્રાન્તિક સમિતિઓ દ્વારા ચુંટાઇ આવનાર પ્રતિનિધિઓની સંખ્યા, તે પ્રાન્તમાં જેટલાં રાજસ્થાનો સામેલ થઇ શકે તેમ હોય તેની સાથે ૧૯૨૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે દરેક પચ્ચાસ હજાર કે તેથી ઓછા માટે એક કરતાં વધારે નહિ હોય. પરંતુ આમાં રાજસ્થાને ને દાખલ કરવાનો અર્થ એવો થવો જોઇએ નહિ કે મહાસભા આ રાજસ્થાનોના આંતરિક મામલામાં દરમિયાનગીરી કરશે

હોદ્દેદાર મંત્રીઓ : ૧ ડૉ. એમ. એન. અન્સારી
૨ શ્રી. રંગાસ્વામી આયંગર
૩ શ્રી. વલ્લભભાઇ પટેલ
કોષાધ્યક્ષ : ૧ શેઠ રેવાશંકર જગજીવન ઝવેરી
૨ જમનાલાલ બજાજ

———૬———

# પ્રકરણ ૬ ઠું

## મદ્રાસનું ૪૨મું અધિવેશન

ગૌહત્તિમાં આગામી મહાસભાની બેઠક કયાં ભરવી તેનો નિર્ણય કરવાનું કામ મહાસમિતિને સોંપવામાં આવ્યું હતું. તે પ્રમાણે મહાસમિતિએ આ અધિવેશનને મદ્રાસમાં ભરવાનું નક્કી કર્યું હતું. મહાસમિતિના આ નિર્ણય અનુસાર ૪૨મું અધિવેશન **૧૯૨૭ ના ડીસેમ્બરની ૨૬, ૨૭ અને ૨૮ મી** તારીખો દરમિયાન મદ્રાસમાં મળ્યું હતું. આ અધિવેશનમાં બધા મળીને આશરે ૨૭૦૦ પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા.

અસહકારની લડતનો લડાયક કાર્યક્રમ ઊડી ગયા પછી દેશભરમાં જે કોમી કંકાસ ચાલી રહ્યો હતો તે બન્ને કોમોના માન્ય આગેવાનોના સતત પ્રયાસ છતાં બિલકુલે મોળો પડવા પામ્યો ન હતો. રાજદ્વારી કામના સતત અભાવે લોકો આવા પ્રત્યાઘાતી અને અરાષ્ટ્રીય કાર્યમાં પડયા રહે એ કોઇ પણ દેશને શોભે તેમ ન હતું. મદ્રાસમાં મળતી મહાસભાએ કોમવાદના ભયંકર રાક્ષસને દફનાવી દેવા માટે મક્કમપણે કામ લેવું જોઇએ એવી માન્યતા સેવવામાં આવતી હતી અને એટલા માટે આ અધિવેશનના પ્રમુખસ્થાને કોમવાદથી પર એવા કોઇ રાષ્ટ્રવાદી મુસ્લિમની વરણી થવી જોઇએ એ વાતનો સૌ કોઇ સ્વીકાર કરતા હતા. કોમવાદી સંસ્થાઓ સાથેનો પોતાનો બધો જ સંબંધ તોડી નાંખનાર ડૉ. અનસારી પર આ પસંદગી ઉતરી અને તેમને પછીના વર્ષ માટે મહાસભાના રાજ્યકારણનું સુકાન સોંપવામાં આવ્યું.

ધારાસભાના રાજકારણ વિષે ચાલુ વર્ષ દરમિયાન બનેલા બનાવમાં નોંધવા જેવી વાત એ છે કે પ્રાન્તોમાં તૂટી પડેલી દ્વિમુખી સત્તા ફરીને પુનર્જીવિત થઇ શકી હતી.

વડી ધારાસભામાં પણ ત્યાંના કામકાજથી અસંતુષ્ટ થઇને સ્વરાજ પક્ષના સભ્યો ચાલી નીકળ્યા હતા. તેમની ગેરહાજરીનો લાભ લઇને કેટલાક અગત્યના ખરડાઓ પસાર કરી દેવાનો હિંદી સરકારે વિચાર કર્યો. આ ખરડામાં રીઝર્વ બેંક તથા ૧૮ પેન્સના હૂંડિયામણ પરના ખરડાઓ ખાસ ધ્યાન ખેંચે તેવા છે. ધારાસભા છોડીને ચાલ્યા ગયેલા સ્વરાજીઓ આ ખરડાથી ચર્ચા દરમિયાન વડી ધારાસભામાં દાખલ થયા અને ખૂબજ બહાદુરી પૂર્વક તેમણે બીજા રાષ્ટ્રવાદીઓના સહકારથી સરકારની સામે યુદ્ધ ચલાવ્યું. સરકારની સાથેના મુકાબલામાં તેઓ નિષ્ફળ ગયા ખરા પરંતુ આ યુદ્ધે દેશમાં ઠીક ઠીક જાગૃતિ આણી દીધી.

આમાં હિંદી બંધારણીય સુધારા વિષે ભલામણ કરવા નીમવામાં આવેલા સાયમન કમિશનની જાહેરાતે ઉમેરો કર્યો. કાનપુરની મહાસભા પછી ગાંધીજીએ મહાસભાના રાજકારણ પુરતો લગભગ ક્ષેત્રસન્યાસ લીધો હતો. આ ક્ષેત્રસન્યાસને સહેજ ઢીલો કરીને તેમણે સમસ્ત હિંદનો પ્રવાસ શરૂ કરી દીધો હતો. તેમના પ્રવાસ દરમિયાન વાઇસરોય લોર્ડ અરવિને તેમને દિલ્હી બોલાવી તેમની સમક્ષ સાયમન કમિશનની નીમણુંકની જાહેરાત મૂકી. આ કમિશનમાં એક પણ હિંદી નીમવામાં આવ્યો ન હતો. આ વસ્તુએ મવાળમાં મવાળ રાજકીય પક્ષને પણ છંછેડી મૂકયો હતો. આથી હિંદભરમાં તેની સામે પ્રચંડ વિરોધ ઊભો થયો. આ પ્રશ્ને હિંદના સૌ રાજકીય પક્ષોને એક કર્યા, ધીમી પડી ગયેલી રાષ્ટ્રીય હિલચાલને સતેજ કરી અને મરી ગયેલા જુસ્સાને જાગૃત કર્યો. પછીનાં વર્ષોમાં હિંદમાં આઝાદીના જે સંગ્રામો ખેલાયા હતા તેનું બિજ સાયમન કમિ-

શનના બહિષ્કારમાં રહેલું છે. અસહકારના વિશાળ આંદોલનો પછી હિંદમાં તેથી પણ વિશાળ આંદોલનોનો યુગ શરૂ થયો.

લોકોની રાજકીય કેળવણી માટે આ બહિષ્કારે જે ગરજ સારી હતી તેવી પણ સંગઠિત અને સહકારયુક્ત કાર્યની ગરજ ગુજરાતના રેલસંકટે સારી. ગુજરાતમાં આ વર્ષ દરમિયાન રેલસંકટે ગજબનાક કરી દીધો હતો, પરંતુ કુદરતની આ આફતમાં ભયગ્રસ્ત લોકોને સહાય પહોંપાડવામાં ગુજરાતના કાર્યકરોએ ખૂબજ કુનેહભર્યું કાર્ય કર્યું. સંગઠિત કાર્યની આ ફત્તેહ પછીના વર્ષોમાં બારડોલી સત્યાગ્રહ માટે ગુજરાતના કાર્યકરોને અણજાણ રીતે પરંતુ મહત્ત્વની તાલીમ આ.પી.

રાજકીય બનાવોની આ ભૂમિકા પર મદ્રાસમાં મહાસભાનું અધિવેશન શરૂ થયું. અમદાવાદના અધિવેશન પછીનું સૌથી વધારે સફળ અધિવેશન કદાચ મદ્રાસનું હશે.

૧૯૨૭ ની સાલની ૪૨ મી મહાસભા મળે તે દરમિયાન દેશભરમાં કોમી હુલ્લડો ઠીક પ્રમાણમાં બની ગયાં હતાં. દિવસે ને દિવસે વાતાવરણ વધારેને વધારે તંગ બનતું જતું હતું. આવી પરિસ્થિતિમાં મદ્રાસની ધારાસભાના અધ્યક્ષસ્થાને કોઇ બિનકોમી માનસવાળો રાષ્ટ્રવાદી મુસ્લીમ આગેવાન આવે તેમ સૌ કોઇ ઇચ્છતું હતું. ડૉ. અનસારીએ બધા જ પ્રકારની કોમી સંસ્થાઓ સાથેનો પોતાનો સબંધ તોડીને આ પદ માટે પોતાની યોગ્યતા સિદ્ધ કરી હતી. મદ્રાસની મહાસભાના પ્રમુખસ્થાને થયેલી તેમની વરણ દેશભરમાં તદ્દન યોગ્ય મનાઇ હતી.

## સ્વાગતાધ્યક્ષ શ્રી. મુથુરંગ મુડલિયારનું ભાષણ

આ બેઠકના સ્વાગતાધ્યક્ષ શ્રી. મુથુરંગ મુડલિયાર હતા. તેમણે પ્રતિનિધિઓનું સ્વાગત કરતાં રાજકારણીય નરમ વાતાવરણમાં સાયમન કમિશનના બહિષ્કારે જે તેજી આણી હતી તેનો ઉલ્લેખ કર્યો હતો. સાયમનના બહિષ્કારે દેશના જુદા જુદા રાજકીય પક્ષો વચ્ચે એકતા

આણી છે. આ એકતા આણવાના કાગળની મીમાંસા કરતાં તેમણે ૧૯૧૯ નું બંધારણ ઘડતાં અપાયેલાં વચનો પુરાં નહિ કરીને બ્રિટિશરોએ જે દગો કર્યો હતો તેનો ઉલ્લેખ કર્યો હતો. આમાં પણ સાયમન કમિશનની નિમણુકે આખી પ્રજાનું અપમાન કર્યું છે. આમાં હિંદીઓનું એક સંગીન પ્રમાણ રાખવાની વિનીતોની મધ્યમ માંગણીનો પણ સ્વીકાર કરવામાં આવ્યો નથી. "આપણે મહાસભાવાદીઓ આપણા ભાવી બંધારણને નક્કી કરવા લોકપ્રતિનિધિ સભા સિવાય કશું જ ઓછું સ્વીકારીશું નહિ. સાયમન કમિશનનો સંપૂર્ણ બહિષ્કાર થવો જોઇએ. ઇંગ્લેંડ અને સંસ્થાનો વચ્ચેના નિયામક રિવાજો વિરૂદ્ધના સિદ્ધાન્તો હિંદને લાગુ પાડવામાં આવ્યા છે. બધાં સંસ્થાનોમાં માત્ર એકલા હિંદને જ જુદું બંધારણ સ્વીકારવા શા માટે ફરજ પાડવામાં આવે છે ? એ હીનતા સૂચવે છે. આપણે તેનો વિરોધ કરવો જોઇએ."

લઘુમતીઓ વિષે બોલતાં સ્વાગતાધ્યક્ષે જણાવ્યું હતું કે "લઘુમતીઓ અને ખાસ હિત ધરાવનારાઓ કે જેમને સ્વાર્થીઓ તરફથી જાણીજોઇને અવળે રસ્તે દોરવવામાં આવ્યા છે તેમને હું ખાત્રી આપું છું કે સ્વતંત્ર અને લોકશાસન ભોગવતા હિંદમાં તેમનાં હિતને અત્યારના કરતાં વધારે સંરક્ષણ મળશે. હિંદ દલિતોનું આશ્રયસ્થાન રહ્યું છે અને ઉદારતા સામે લઘુમતીઓ સાથે વર્તવું એ અમારો રાષ્ટ્રીય સ્વભાવ છે."

સાયમન કમિશનના બહિષ્કારના નકારાત્મક વાતાવરણનો લાભ લઇ પ્રજામત લડાયક કાર્યક્રમ ઉપાડવાની તેમણે સૂચના કરી હતી. સ્વરાજના બંધારણ વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે "બ્રિટિશ પાર્લામેંટ અત્યારનું તેનું ઉદ્ધત વલણ ચાલુ જ રાખશે તો હિંદને શહેનશાહતથી છુટું પાડવા માટેનું પ્રચારકાર્ય મોટા પાયા પર શરૂ કરી દેવું પડશે. હિંદી રાષ્ટ્રવાદના અસરકારક એકરારનો જ્યારે પણ વખત આવશે ત્યારે હિંદી મહત્વાકાંક્ષા ઇંગ્લેંડના રાજાનું નામનું પણ વડપણ નહિ રાખતાં સ્વતંત્ર રાષ્ટ્રીયતા આગળ ધરશે.

હિંદી બંધારણમાં મૂળભૂત હકોનું જાહેરનામું મૂકવામાં આવશે તેમાં નાગરિકોના સંપૂર્ણ અધિકારોની બાંહેધરી આપવી પડશે. હિંદી રાષ્ટ્રવાદે નાગરિકોના આત્મવિકાસની સમાન તકો આપવી પડશે.

મતાધિકાર વિષે બોલતાં તેમણે આપણી પરિસ્થિતિમાં ખાસ હિતો ધરાવનાર માટેના પ્રતિનિધિત્વનો સ્વીકાર કરી લેવાની અપીલ કરી હતી. જો કે આ વસ્તુ લોકશાસનના સિદ્ધાન્ત પ્રમાણે બરાબર નથી.

હિંદના બંધારણ માટે સમજુતી પર આવવાનો માર્ગ સુચવતાં સ્વાગત પ્રમુખે સર્વપક્ષનું બનેલું એક કન્વેશન ભરવાની સૂચના કરી હતી. બધા પક્ષોની એકતા સ્વરાજ માટેની લડતના પ્રથમ પગથિયા બરાબર છે.

" ખેડુતોને મહાસભાએ એકલો રાજકીય સંદેશો જ પહોંચાડવાનો નથી, તેમને આર્થિક સંદેશો પણ પહોંચાડવો જોઇએ., ખેડુતોને ખેતીની આધુનિક રીતના અને સહકારના લાભો દર્શાવવા જોઇએ. મહાસભાએ આપણા આર્થિક પ્રશ્નોનો નિકાલ આણવા માટે એક બોર્ડ નીમવું જોઇએ.

કેટલાંક વર્ષો થયાં આપણે પરદેશી અને બ્રિટિશ માલનો બહિષ્કાર કરી રહ્યા છીએ. હિંદી બનાવટ સાથે હરીફાઇ કરતા, સઘળા પ્રકારના પરદેશી માલનો આપણે બહિષ્કાર કરવો જોઇએ. આ બહિષ્કાર સફળ બનાવવા મહાસભાએ અનુભવીઓની સમિતિઓ નીમવી જોઇએ. "

કામદારોના સંગઠન પર ભાર મુકીને તેમણે મહાસભાને કમદાર કિસાનોની પડખે ઊભા રહેવા જણાવ્યું હતું.

મહાસભાને વિશાળ બનાવવા માટે સૂચન કરતાં તેમણે જણાવ્યું હતું કે દેશ આખાયમાંથી વ્યાપક જવાબ મળે તે રીતે મહાસભાનું કામ આગળ ધપાવવું જોઇએ. બાહોશ અને પ્રતિષ્ઠિત કાર્યકર્તાઓને બધે મોકલી પ્રજાને સ્વરાજ્યની લડતના સંપર્કમાં રાખવી જોઇએ.

ધારાસભાના કાર્યક્રમ વિષે બોલતાં તેમણે ગૌહત્તિ મહાસભાના કાર્યક્રમની ટીકા કરી હતી. આ ટીકા કરતાં તેમણે મદ્રાસ ધારાસભાનો

પોતાનો અનુભવ આગળ ધર્યો હતો. " ધારાસભાના સંપૂર્ણ બહિષ્કારના ગાંધીજીના અસલ કાર્યક્રમમાં મને વિશ્વાસ છે. પણ આ નીતિ આજે પ્રશ્નરૂપ રહી નથી. શ્રી. શ્રીનિવાસ આયંગરની સૂચના પ્રમાણે ચુંટાયેલા સભ્યોએ પોતાની બેઠકો કાયમ રહે તે સિવાય તેમણે ત્યાં હાજરી આપવી જોઈએ નહિ. હું આ મતને મળતો થાઉં છું. "

છેવટે તેમણે ચુંટાયેલા પ્રમુખ ડૉ. અનસારીની યોગ્યતા વિષે ઉલ્લેખ કરી પોતાનું ભાષણ ખતમ કર્યું હતું.

* * *

કોમી પ્રશ્નોનો ઉકેલ સરળપણે થાય એ ઇરાદાથી મહાસભાના પ્રમુખસ્થાને પોતાને બેસાડેલા હોવાથી સ્વાભાવિક રીતે માની લેવામાં આવે કે ડૉ. અનસારી પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં કોમી પ્રશ્નોની છણાવટ કરશે. આ માન્યતા સાચી જ પડી હતી તેમણે આપેલા ભાષણનો સારભાગ નીચે પ્રમાણે છે.

## પ્રમુખ ડૉ. અનસારીનું ભાષણ

૪૨ મી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ સ્થાનેથી ભાષણ આપતાં ડૉ અનસારીએ જણાવ્યુ હતુ કે " દેશ દેશના રાજદ્વારી પ્રશ્નો એક બીજાની સાથે સંકળાયેલા છે. અને માણસ જાતની શાંતિમય પ્રગતિ માટે હિંદની આર્થિક અને રાજકીય પરતંત્રતા ભય સમાન છે અને ખાસ કરીને બ્રિટનનાં કામદારોનાં હિતની તે વિરુદ્ધ છે. શાહીવાદીઓ અને મુડીદારો પોતાની નીતિને વાજબી ઠરાવવા હિંદ સંબંધી ગેરસમજુત ઉભી કરી તેને વગોવવાની પ્રવૃત્તિ વ્યવસ્થિત રીતે ચલાવી રહ્યા છે.

### આપણી લડતનું ધ્યેય

સંઘળા વિચારના રાજદ્વારીઓ કબુલ કરે છે કે આપણી પ્રવૃત્તિ અને લડતનો હેતુ હિંદ માટે સ્વતંત્રતા મેળવવાનો, બધાને સમાન હક્ક આપવાનો, બધા વર્ગો અને કોમના વાજબી અને કાયદેસરના હક્ક



ડૉ. એમ. એ. અન્સારી
૧૯૨૭ માં મદ્રાસખાતે ભરાયલી
૪૨મી રાષ્ટ્રીય મહાસભાના
પ્રમુખ.

ીકારવાનો, દેશમાં સુલેહ સંપથી રહેવાનો અને બહારની દુનિયા સાથે ત્રીથી વર્તવાનો છે. બીજી સ્વતંત્ર પ્રજાઓ પોતાના દેશમાં જે અધિકાર ાગવે છે તેવા જ અધિકાર આપણે ભોગવવા માંગીએ છીએ. સામ્રાજ્યાં રહીને આ જો કરી શકાતું હોય તો તેનાથી જુદા પડવાનો આપણો રાદો નથી. પરંતુ સામ્રાજ્ય સાથેનો સંબંધ આપણા હેતુઓ પાર ાડવામાં આડો આવતો હોય તો તે સંબંધ છુટો કરવાની આપણે માનાકાની કરીશું નહિ.

હિંદની સ્વાધીનતા એ એશિયાની સ્વતંત્રતા અને દુનિયાની શાંતિ માટે ારામાં સારી બાંહેધરી છે. એક જમાના કરતાં વધારે વખત સુધી આપણે સરકાર સાથે સહકાર કર્યો પરંતુ આ નીતિ નિષ્ફળ નીવડી છે. સમાન હેતુવાળા સમુદાયો વચ્ચે સહકાર સંભવી શકે.

આપણે સહકારની નીતિ છોડીને અસહકારની નીતિ આદરી પરંતુ આથી હીલચાલને ધક્કો પહોંચ્યા પછી ધારાસભાઓ હાથ કરવાની અને તેમ કરીને મુશ્કેલ સ્થિતિ ઉભી કરી સરકારને પ્રજાની ઇચ્છાને આધીન થવાની ફરજ પાડવાની નીતિ અખત્યાર કરવામાં આવી. પરંતુ આ બધાથી આપણું હિત સંગીન રીતે સધાયું નહિ. આપણે આપણા આદર્શની નજીક જઇ શકયા નહિ. ભૂતકાળમાં આપણને મળેલા અનુભવ પ્રમાણે આપણી નીતિમાં ફેરફાર કરવો જોઇએ.

આપણા આદર્શ પર તો મતભેદ છે જ નહિ. આ આદર્શ પાર પાડવા માટે આપણે કોઇ એક નીતિ કે કાર્યક્રમ સાથે હંમેશના બંધાયેલા નથી. અત્યારની પરિસ્થિતિમાં અસલના સ્વરૂપમાં અસહકાર શરૂ કરી શકાય તેમ નથી. જ્યાં સુધી આપણે દેશમાં તેમજ ધારાસભાઓમાં એકતા સ્થાપી નહિ શકીએ ત્યાં સુધી આપણી બીજી લડતમાં કશું જ કરી શકવાના નથી. મતભેદો અનિવાર્ય છે, પરંતુ આ મતભેદો દેશના સામાન્ય હિતને કયારે નુકસાનકારક નીવડે છે તે જોવાનું છે.

## કોમી કડવાશ

હિંદુઓ અને મુસલમાનો વચ્ચે અત્યારે જે ઝઘડાઓ ચાલી રહેલા છે તેના કરતાં વધારે બેચેની ઉપજાવનાર બીજી કોઇ પણ વસ્તુ જોવામાં આવતી નથી. એવો એક પણ દિવસ ભાગ્યે જ જતો હશે જેમાં આપણા દેશના એક નહિ તો બીજા ભાગમાં કોમી ઝનુન ફાટી નીકળેલું ન હોય. આ બન્ને કોમો વચ્ચે બિરાદરી અને સહિષ્ણુતાનો જુસ્સો પેદા થવો જોઇએ. આવો જુસ્સો ધરાવતી રાષ્ટ્રીય સંસ્થાઓ આપણે ઊભી કરવી જોઇએ. આ સંસ્થાઓમાં બન્ને કોમના જુવાનો એકબીજાના સમાગમમાં આવી અન્યોન્યની સંસ્કૃતિમાં રહેલાં ઉદાર તત્ત્વોનો અભ્યાસ કરે.

## સ્વરાજ્ય કોનું ?

આપણે જે સ્વરાજ્ય માટે ટળવળી રહ્યા છીએ તે ન તો હિંદુ રાજ્ય છે કે ન તો મુસ્લીમ રાજ્ય છે. તેમાં બધાના હકકોનું સંરક્ષણ થયેલું હશે. પરદેશીની હકુમત દૂર કરવા માગતી પરાધીન પ્રજાએ આંતરિક દુનિયામાં કદી પડવું ન જોઇએ. આંતરિક કજિયાએ આપણને દેશના સામાન્ય શત્રુના હાથમાં રમતા બનાવી દીધા છે.

વર્ષ દરમિયાન મહાસભાના પ્રમુખ શ્રી. શ્રીનિવાસ આયંગરે કોમી એકતા સાધવા માટે જે પ્રયત્નો કર્યા હતા તેનો ડૉ. અનસારીએ યોગ્ય શબ્દોમાં ઉલ્લેખ કર્યો હતો. તેમણે કોમી મતદાર વિભાગને વખોડી કાઢી તેને જ કોમી કડવાસનાં મૂળ તરીકે વર્ણવ્યાં હતાં. ત્યાર-બાદ તેમણે કલકત્તાની ઐકય પરિષદે કોમી એકતા માટે કરેલ ઠરાવોનો ઉલ્લેખ કર્યો હતો. તેમના જણાવ્યા પ્રમાણે આપણા જીવનને રૂંધનાર કોમી કંકાસનો અકસીર ઇલાજ આ ઠરાવોમાં રહેલ છે.

હિંદુ મુસલમાનોના સંબંધનો પ્રશ્ન એ તો નાની કોમોના અને અંત્યજોના હકોને લગતા વધારે બહોળા પ્રશ્નનો એક ભાગ છે. કોમી ઝઘડાઓએ મહાસભાના કામમાં ખલેલ પહોંચાડી છે, એટલું જ નહિ

બધા રાજદ્વારી પક્ષના આગેવાનો સાથે મસલત ચલાવી બંધારણ ઘડવાનું કામ કારોબારી સમિતિને સોંપ્યું છે. આવી જાતના બંધારણથી દેશની અંતીમ રાજકીય પરિસ્થિતિ વિષેની પોતાની સ્થિતિ અને દરજ્જા વિષેની જુદી જુદી કોમની શંકા દૂર થશે. વળી તે લોકોને તેમના રાજદ્વારી હક્ક વિષે કેળવવામાં મદદરૂપ થઇ પડશે. સ્વરાજ મેળવવાના આપણા પ્રયત્નમાં આપણા હાથ તેથી મજબૂત થશે.

## પ્રજાકીય કન્વેન્શન

આ બંધારણનો ખરડો તૈયાર થઇ ગયા પછી તેના પર વિચારણા ચલાવી તેને છેવટનું રૂપ આપવા માટે બધી કોમ અને બધાં હિત ધરાવનારના પ્રતિનિધિઓનું બનેલું એક પ્રજાકીય કન્વેન્શન બોલાવવું પડશે.

આપણામાં ભાગ્યેજ કોઇ એવા હશે જેમણે પોતાની દેશદાઝને કારણે એક યા બીજે વખતે સામાન્ય ગુનેગારના જેવી જેલની સજા ભોગવી નહિ હોય. આવા કેદીઓની સંખ્યા આપવી મુશ્કેલ છે પરંતુ કોમાગાટામારુ, પંજાબના લશ્કરી કાયદા, અસહકારના દિવસો દરમિયાનનાં દમન, અકાલી ચળવળ વગેરેને કારણે સજા પામનારની સંખ્યા આશરે ૬૦૦૦૦ થવા આવે. આની સાથે દેશવટો ભોગવી રહેલા હીંદીઓને યાદ કરી લેવાની જરૂર છે. તેમની રીતથી આપણે ભલે જુદા પડતા હોઇએ, પણ તેમને જુદા સંજોગોમાં કામ કરવું પડેલું તે ભુલી જવાની જરૂર નથી. આ લોકોને સ્વદેશ પાછા આવવા સામે હવે કોઇ પણ કારણ રહ્યું નથી.

વિજ્ઞાનની શોધે દેશ દેશ વચ્ચેનું અંતર દૂર કર્યું છે. દુનિયાના એક ભાગમા બનતા બનાવોની ખબર તરત જ બીજા ભાગમાં મળી જાય છે. આ કારણે બહારની દુનિયામા શું બને છે તેનાથી આપણે માહિતગાર નહિ રહીએ, તો આપણને ઘણું ગુમાવવું પડવાનું છે.

યુરોપ અને એશિયાના ઝઘડામાં એશિયા હારી ગયું છે. એશિયાને હરાવવામાં યુરોપનાં રાજ્યોએ એક થઈને કામ કર્યું છે. યુરોપીય આપખુદી તથા તેમના મૂડીવાદનો દોર આપણે દાબી દેવો હોય તો એશિયાની પ્રજાઓએ એક થવું જોઈએ. આપણો દેશ એશિયાના પશ્ચિમ અને પૂર્વ દેશોની વચમાં આવેલો હોઈ બન્ને સાથે સંકળાલો છે. દેશબંધુ દાસે એશિયાના એક મંડળની વાત કરી હતી તેવું એક મંડળ ઊભું કરવાની જરૂર છે. બ્રસેલ્સ ખાતેની શાહીવાદ વિરોધી પરિષદમાં આપણા પ્રતિનિધિએ ભાગ લીધો છે. ચીનની અત્યારની લડતમાં તબીબી રાહત મોકલાવવાનું આપણે વિચાર્યું હતું પરંતુ સરકારે આપણને જવા દીધા નથી.

કોમી તથા રાજદ્વારી પક્ષોની એકતા પ્રજાકીય હિતને માટે ખૂબ જ અગત્યની છે, ને તે વિષે મેં તમારી ધિરજ ખૂટે ત્યાં સુધી ચર્ચા કરી છે.

## કામદાર કિસાનોનાં સંગઠન

ખેતરો અને કારખાનાંઓમાં કામ કરી રહેલા મજુરો જેમની સંખ્યા દેશની આબાદીના ત્રણ ભાગ જેટલી આવે છે તેમની આર્થિક સ્થિતિ એવી છે કે તેઓ મહા મુશ્કેલીએ જીવતા રહી શકે છે. તેમની પાસેથી જોઈએ તે કરતાં વધારે કામ લેવામાં આવે છે.

પ્રજાની શારીરિક તંદુરસ્તી વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે જૂના વખતના અખાડાઓ કે કસરત શાળાઓ આજે જોવામાં આવતાં નથી. એમના જવાથી પોતાના પર આધાર રાખવાનો જુસ્સો—જેના પર પ્રજાકીય સ્વમાનનો આધાર છે—તે મરી ગયો છે. સ્વબચાવની હિલચાલો જ્યારે જ્યારે ઊભી કરવામાં આવે છે ત્યારે ત્યારે સરકાર ન સમજાય તેવો ડર દેખાડે છે. સરકારને બીક લાગે છે કે આપણે જો હથિઆર રાખતા થઈશું તો લોકોની સુલેહ શાંતિમાં ખલેલ પડશે. પરંતુ સરકારની આ બીક અસ્થાને છે.

હિંદની આવકનો ૫૦ ટકા ભાગ આપણું લશ્કરીખાતું રક્ષણના નામે ખાઇ જાય છે. પરંતુ સરકારે જાણવું જોઇએ કે લોકોને શારીરિક અશક્તિમાં સબડતા રાખવામાં દેશનું કોઇપણ પ્રકારનું રક્ષણ થઇ શકતું નથી.

અંતે હું દેશને આવતી લડતની તૈયારી કરવામાં સમય નહિ ગુમાવવાની અરજ કરૂં છું. આપણી અંદર ઘર કરી બેઠેલા કોમી કંકાસના અને રાજકીય અવનતીના ભૂત સામેની લડતમાં આપણા બધાં સાધનો અને શક્તિનો ઉપયોગ કરવાની મારી દેશને અરજ છે. મહાસભાએ જે સમાધાની સ્વીકારી છે તેનો સ્વીકાર કરવાની હું હિંદુ મુસલમાનોને વિનંતી કરૂં છું. હજી પણ જેઓ ધારાસભામાં જવા માગે છે તેઓને હું મહાસભાના કાર્યક્રમના પાયા પર પ્રજાકીય વિરોધપક્ષ ઉભો કરવાની અપીલ કરૂં છું. હિંદના ભાવી બંધારણ ઘડવાની બાબતમાં હિંદના અને બ્રિટનના પ્રતિનિધિઓની બનેલી ગોળમેજી પરિષદ વિષેની મહાસભાની માંગણીને હું વળગી રહ્યો છું. બન્ને દેશ વચ્ચેના માનભર્યા સમાધાનનો એજ એક ગૌરવભર્યો માર્ગ છે. હિંદનું રાજ્યબંધારણ તરતમાં ઘડવાની અને રાષ્ટ્રીય કન્વેન્શન બોલાવવાની મારી સલાહ છે. એશિયાટીક દેશો સાથે આંતરરાષ્ટ્રિય લાગણીઓનો વિકાસ કરવાની મારા દેશબાંધવોને મારી સલાહ છે. બંગાળના નજરકેદીઓની મુક્તિ માટે લડત ચાલુ રાખવાની દેશને મારી અરજ છે. "

× × ×

મદ્રાસની મહાસભાએ મહાસભાના ઇતિહાસમાં પહેલ વહેલી જ વાર પૂર્ણસ્વાતંત્ર્યનો સ્વીકાર કર્યો. યુરોપના સ્વતંત્ર દેશો અને તેમાં ય સોવિયેટ રશિયામાં ફરી આવેલા પં. જવાહરલાલ નહેરૂએ દેશભરમાં પૂર્ણસ્વાતંત્ર્યનો વિચાર તરતો મૂકયો હતો. તેનો પડઘો મદ્રાસના આ ઠરાવમાં પડે છે. આ ઉપરાંત બ્રિટિશ કાપડના બહિષ્કાર વિષે પણ ઠરાવ કરવામાં આવ્યો હતો. પરંતુ આ કરતાં અગત્યના ઠરાવોમાં સાયમન કમિશન

બહિષ્કારનો, કોમી સમાધાનનો અને સ્વરાજનો મુસદ્દો તૈયાર કરવા સર્વપક્ષ પરિષદ બોલાવવાનો વગેરે ઠરાવો ખાસ ધ્યાન ખેંચે છે.

મદ્રાસે પસાર કરેલા ઠરાવો આ પ્રમાણે છેઃ

## ઠરાવો

### મદ્રાસના અધિવેશનમાં પસાર થયેલા ઠરાવો

૧. શાહીવાદ સામે લડત ચલાવવા બ્રસેલ્સમાં મળેલી પરિષદે આ લડત ચલાવવા માટે સંઘ સ્થાપવાનો જે ઠરાવ કર્યો છે તેને મહાસભાની આ બેઠક આવકાર આપે છે અને તેની લડતને સાથ આપવા માટે તે સંઘ સાથે જોડાવાના મહાસમિતિના નિર્ણયને મંજુરી આપે છે.

૨. મહાસભાની આ બેઠક ચીનની પ્રજાને ખરા દિલથી અભિનંદન મોકલે છે અને તેમની સ્વતંત્રતા માટેની લડત તરફ પૂરેપૂરી દિલસોજીની ખાત્રી આપે છે. મહાસભા ચીનની સામે મોકલવામાં આવેલા હિંદી લશ્કર વિષેની નીતિની શરમ અને ગુસ્સાની લાગણી સાથે નોંધ લે છે. મહાસભા ચીન, મેસોપોટેમિયા અને ઇરાનમાંથી હિંદી લશ્કર પાછું બોલાવી લેવાની માંગણી કરે છે.

૩. મહાસભા કાકોરી કેદીઓને થયેલી ફાંસીની સજાને સખત રીતે વખોડી કાઢે છે. તથા મિ. સકલાટવાળાને હિંદ આવવા માટે પાસપોર્ટ વિષે કરવામાં આવેલી મનાઇ સામે પોતાનો અણગમો જાહેર કરે છે.

૪. બ્રિટિશ સરકાર તરફથી હિંદમાં, પૂર્વના સમુદ્રમાં અને સરહદ-વાયવ્ય પ્રાન્તમાં ચાલી રહેલી વિશાળ તૈયારીઓ સામે મહાસભા ચિંતાની લાગણી જાહેર કરે છે. આ તૈયારીઓ બ્રિટિશ સામ્રાજ્યવાદને મજબુત કરવા સાથે વિનાશકારક લડાઇને નોંતરે છે અને તે લડાઇમાં હિંદ શાહીવાદીઓના હાથમાં રમકડું થઇ પડશે. મહાસભા જાહેર કરે છે કે હિંદની પ્રજાને પોતાના પાડોશીઓ સાથે કઇ પણ તકરાર નથી અને તે એવી માંગણી કરે છે કે આ તૈયારીઓનો અંત લાવવામાં આવે અને આવી લડાઇ થાય તો હિંદી પ્રજાએ સહકાર આપવો નહિ.

મહાસભાની આ બેઠક હિંદી સરકાર અને બંગાળની સરકારની મહાસભાના કાર્યકર્તાઓ અને બીજા નિર્દોષ આગેવાનોને ૧૮૧૮ ના રેગ્યુલેશન

૩ જા મુજબ અને ૧૯૨૫ ના બંગાળ ક્રીમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ હેઠળ તપાસ ચલાવ્યા વિના નજર કેદ રાખી મૂકવાની નીતિને સખત રીતે વખોડી કાઢે છે, અને સરકારની એ જાતની નીતિને કારણે માતૃભૂમિને ખાતર જેઓને સહન કરવું પડયું છે અથવા જેઓ સહન કરી રહ્યા છે તેમની તરફ ભાઇચારાની લાગણી દર્શાવે છે

અને મહાસભા માગણી કરે છે કે, તપાસ ચલાવ્યા વિના જેઓને નજર કેદ કરવામાં આવ્યા છે અથવા જેઓને ૧૯૨૫ ના બંગાળ ક્રીમીનલ લૉ એમેન્ડમેન્ડ એક્ટ મુજબ રચાયેલી ખાસ ટ્રીબ્યુનલે સજા કરી છે તેઓને તાકીદે છોડી મૂકવામાં આવે

૧૮૧૮ ના બંગાળ સ્ટેટ પ્રીઝનર્સ રેગ્યુલેશન ત્રીજા પ્રમાણે સાહાસીંગની કરવામાં આવેલી ધરપકડને મહાસભા સખત રીતે વખોડી કાઢે છે

બ્રિટિશ સરકારે શાહીકમીશન નીમીને હિંદના આત્મનિર્ણયના અધિકાર પર ત્રાપ મારી છે આથી મહાસભાની આ બેઠક ઠરાવ કરે છે કે, હિંદને માટે સ્વમાન સાચવવાનો એક જ માર્ગ એ છે કે, આ કમીશનનો દરેક તબકકે બહિષ્કાર કરવો કમીશન હિંદમાં આવે તે દિવસે આખા હિંદમાં કમીશન વિરૂદ્ધ લાગણી જાહેર કરવી કમીશન જે જે ભાગોમાં ફરે તે ભાગમાં પણ આવી જ લાગણી જાહેર કરવાની ગોઠવણ કરવા માટે મહાસભા હિંદી પ્રજા અને મહાસભાની બીજી સંસ્થાઓને અપીલ કરે છે તથા બહિષ્કારની ઝુંબેશ ઉપાડી લેવાની જરૂર બતાવે છે

મહાસભા હિંદની ધારાસભાઓના પ્રજાકીય સભ્યોને અને હિંદના રાજકીય પક્ષો તથા કોમના આગેવાનોને તેમજ બીજા બધાયને જણાવે છે કે આ કમીશન સમક્ષ જુબાની આપવા જવું નહિ, તેમજ જાહેર રીતે કે ખાનગી રીતે તેની સાથે સહકાર કરવો નહિ, તેમજ તેમના માનમાં કરવામાં આવેલા કોઇ પણ સામાજિક મેળાવડાઓમાં હાજરી આપવી નહિ અને ભાગ લેવો નહિ

મહાસભા હિંદી ધારાસભાઓના પ્રજાકીય સભ્યોને જણાવે છે કે આ કમિશનના સબંધમાં સીલેક્ટ કમીટી નીમવાની દરખાસ્તની તરફેણમાં પોતાનો મત આપવો નહિ તેમજ એવી સીલેક્ટ કમીટીમાં જોડાઇને સેવા બજાવવી નહિ તથા કમીશનના કામકાજના સબંધમાં ગ્રાન્ટો આપવા માટે આવતી કોઇ પણ દરખાસ્ત કે સુધારા માટે પણ પોતાનો મત આપવો નહિ

મહાસભાની આ બેઠક હિંદી ધારાસભાઓના પ્રજાકીય સભ્યોને જણાવે છે કે ધારાસભામાંની પોતાની બેઠકોને ખાલી પડેલી જાહેર કરતાં અટકાવવાના કામ સિવાય અથવા તો બહિષ્કારને અસરકારક અને ફત્તેહમંદ બનાવવાનાં કામ સિવાય અથવા તો પ્રધાન મંડળને ઉડાડી મૂકવાના કામ સિવાય યા તો મહાસભાની કારોબારી સમિતિના અભિપ્રાય મુજબ હિંદના હિતમાં નુકસાનકારક હોય તેવા કોઇ પણ ખરડાની સામે વિરોધ કરવાના કામ સિવાય ધારાસભાની બેઠકોમાં હાજરી આપવી નહિ.

મહાસભા સાયમન કમીશનના બહિષ્કારને અસરકારક અને સંપૂર્ણ બનાવવાના હેતુથી જ્યા પણ બીજાં મંડળો કે પક્ષોનો સહકાર મેળવી શકાય તેમ હોય ત્યાં તેમની સાથે મસલત ચલાવવા, અને સહકાર મેળવવાની કારોબારીને સત્તા આપે છે.

૬ ( ૧ ) પરદેશ જવા માગતા હિંદીઓને પાસપોર્ટ નહિ આપવાની તથા કેટલાક હિંદીજનો તથા બીજા લોકોને જરૂરી રજા નહિ આપીને હિંદમાં દાખલ થતા અટકાવતી સરકારની નીતિને વખોડી કાઢે છે. માંગણી કરે છે કે પાસપોર્ટ સંબંધી બધી નકામી કાનુની કાર્યવાહી દૂર કરવામાં આવે અને હિંદની બહાર જવા માટે કે તેની અંદર આવવા માટે પૂરી સ્વતંત્રતા આપવામાં આવે

( ૨ ) શાપુરજી સકલાતવાળાને હિંદમાં આવવાની રજા રદ કરીને એ રીતે એમને પોતાના જ દેશમાં આવતા રોકી રાખવામાં આવેલા છે તે નીતિ ખાસ કરીને વખોડી કાઢે છે. આમની સભામાં હિંદી સ્વતંત્રતાને ટેકો આપનાર જ્યારે કોઇ જ ઊભું થતું નહિ ત્યારે જે સાહસથી તેમણે તેને ટેકો આપેલો છે તેની કદર કરે છે.

૭. હથિયારના કાયદાના નાગપુરના સત્યાગ્રહના આગેવાન જનરલ અવારી અને તેમના અનુયાયીઓને તેમની દ્દઢ દેશભક્તિ તથા ત્યાગને માટે અભિનંદન આપે છે, અને જનરલ અવારીના ૭૫ મા અનસન દિવસ પર દેશની આંતરિક સહાનુભૂતિ પ્રગટ કરે છે.

૮. બ્રહ્મદેશને હિંદથી છૂટું પાડવા માટે કરવામાં આવનાર બધા પ્રયત્નોનો વિરોધ કરે છે અને એક ઇશાન પ્રાન્ત બનાવવાના વિચારને વખોડી કાઢે છે.

બ્રહ્મદેશમાં વસેલા હિંદીઓને અને બ્રહ્મદેશના વતનીઓને પરસ્પરના-

હિતની દૃષ્ટિએ અનુરોધ કરે છે કે તેઓ બ્રહ્મદેશ તથા હિંદના સબંધને દરેક સંભવિત માર્ગે મજબૂત બનાવે

૯ ઘોષણા કરે છે કે પૂર્ણ સ્વતંત્રતા હિંદના લોકોનું ધ્યેય છે

૧૦ રાજસ્થાનોની પ્રજા અને તેમના રાજાઓ બન્નેના હિતની દૃષ્ટિએ રાજાઓએ પોતાના રાજ્યમા વહેલામા વહેલી તકે જવાબદાર લોકશાસન પર રચાએલુ તંત્ર સ્થાપવુ જોઇએ

૧૧ બ્રિટિશ માલ બહિષ્કાર સબંધીના મહાસમિતિના ઠરાવને ફરીથી ટેકો આપીને ઠરાવે છે કે આ બહિષ્કારને અસરકારક બનાવવા માટે પ્રાન્તિક સમિતિઓને કહેવામા આવે કે તે પોતાના પ્રાન્તની સ્થિતિનો ખ્યાલ કરીને બ્રિટનની ખ ｍ ખાસ ચીજોના બહિષ્કારની યોજના કરે

૧૨ દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓને જે વર્તાવ સહન કરવો પડયો છે તેનો સ્વીકાર કરતા અને ઇન્ડો-યુનિયન સમાધાન પર સહી કરવાનો અર્થ યુનિયન સરકાર હિંદી વસાહતી સાથે સારો વર્તાવ કરશે એમ માનતા છતા મહાસભા જ્યા સુધી ત્યા વસતા હિંદીઓનો દરજ્જો બીજા મતદારો જેટલો કરવામા ન આવે ત્યા સુધી સતોષ નહિ માને, યુનિયન સરકારને અનુરોધ કરે છે કે ત્યાના વર્ગોની વચ્ચે ભેદભાવ ઉત્પન્ન કરતા કાયદાઓને રદ કરીને-ખાસ કરીને ૧૯૨૬ નો રંગભેદનો કાયદો ૧૯૨૭ ના શરાબ બંધના કાયદાની જે કલમથી હિંદી જનોને હોટલમા વેઇટર બનવાની મના કરવામા આવી છે તે તથા નાતાલના મ્યુનિસીપલ લેંડ એલિયાવેશન ઓર્ડીનન્સો-અને દેશો વચ્ચે જે સદ્ભાવ ઉત્પન્ન થયો છે તેને દૃઢ બનાવે

દક્ષિણ આફ્રિકા તથા પૂર્વ આફ્રિકામા વસી રહેલા હિંદીઓના દરજ્જાને ઉંચો કરવા માટે દીનબધુ સી એફ એન્ડ્રુઝે જનસેવાનુ જે મહાન કાર્ય કર્યું છે તેને માટે તેમના તરફ હૃદયપૂર્વકની કૃતજ્ઞતા પ્રગટ કરે છે

૧૩ જે પૂર્વ આફ્રિકા કમિશન નીમવામા આવ્યુ છે અને જેમા એક પણ હિંદીને નીમવામા નથી આવ્યો તેને વખોડી કાઢે છે તથા જવાબદાર પૂર્ણ શાસન આપવાના બહાના નીચે યુરોપીયન વેપારીઓને માટે ત્યાના સાદા સીધા રહેવાસીઓને ઠગવા તથા જાતીય દ્વેષથી ભરપુર કાયદાદ્વારા ત્યાના શાંતિપ્રિય હિંદી વસાહતીઓને તકલીફ આપવા માટે સામગ્રી તૈયાર કરવામા આવે છે તેનો વિરોધ કરે છે કોઇ પણ યુરોપીયન વસાહતી ત્યા દાખલ થાય તે પહેલા હિંદીજનો ત્યા

વસવાટ કરી રહ્યા હતા અને સદીઓથી ત્યાંના મૂળ વતનીઓ સાથે મૈત્રીથી વ્યાપારી સંબંધ સ્થાપ્યો હતો.

ટાંગાનિકાના ઉચા જમીનોને કેવળ યુરોપીઅનોને રહેવા માટે સુરક્ષિત રાખવાની જે પેરવી ચાલે છે તેથી ટાંગાનિકા મેંડેટની શરતો તૂટી જશે, તે વસ્તુ તરફ પ્રજાસંઘનું ધ્યાન ખેંચે છે

કેનિયાના સ્થાનિક સ્વરાજના સંબંધમાં જે ફીધમ રીપોર્ટ પ્રસિદ્ધ થયો છે તેને વખોડી કાઢે છે, કારણ કે તેની મારફતે નૈરોબી અને મોમ્બાસામાં યુરોપીઅનોને પુષ્કળ પ્રતિનિધિત્વ આપવામાં આપવામાં આવ્યું છે, અને આશા રાખે છે કે પૂર્વ આફ્રિકાના હિંદી વસાહતીઓ સમાન દરજ્જા માટેનું યુદ્ધ ચાલુ રાખશે.

## ૧૪. હિંદુ મુસ્લીમ એકતા

### ( क ) રાજકીય અધિકાર

ઠરાવે છે કે—(૧) કોઇ પણ ભાવી શાસન વિધાનમાં જ્યાં સુધી જુદી જુદી ધારાસભાઓને માટે પ્રતિનિધિત્વનો સંબંધ છે ત્યાં સુધી હિંદી તેમજ પ્રાન્તિક ધારાસભાઓમાં સંયુક્ત મતાધિકારની પ્રથા રાખવામાં આવે.

( ૨ ) હિંદની બે મોટી કોમના લોકોને ખાત્રી આપે છે કે ધારાસભાઓમાં તેમના ન્યાયપૂર્ણ અધિકાર સુરક્ષિત રહેશે, અને જો તેઓ ઇચ્છે તો દરેક પ્રાન્તની તથા વડી ધારાસભામાં તેની વસ્તીના પ્રમાણમાં સંયુક્ત મતાધિકારમાં પણ તેના પ્રતિનિધિઓની સંખ્યા સુરક્ષિત રાખવામાં આવે.

પરંતુ અંદર અંદરની સમજુતથી લઘુમતી કોમોને માટે એવા પ્રકારની યોજના કરવામાં આવે કે જેથી કોઇ એક પ્રાન્તમાં કે અનેક પ્રાન્તોમાં તેને પોતાની વસ્તીના હિસાબમાં જેટલી બેઠકો મળી શકતી હોય તેના કરતાં વધારે બેઠકો મળી શકે અને આવી સમજુતના પરિણામે આ બે કોમોને માટે પ્રાન્તોમાં તેના પ્રતિનિધિત્વની જે યોજના કરવામાં આવશે તેની યોજના પ્રાન્તની તરફથી હિંદી ધારાસભામાં પણ કરવામાં આવશે.

પંજાબમાં બેઠકો નકકી કરતી વખતે ત્યાંની મહત્વપૂર્ણ લઘુમતીવાળી શિખ કોમનો પુરી રીતે વિચાર કરવામાં આવશે.

( ૩ ) ( क ) મુસલમાન નેતાઓએ સરહદ પ્રાન્ત તથા બલુચિસ્તાનમાં

બીજા પ્રાન્તોના જેવી શાસનપ્રણાલી સ્થાપવા માટે જે દરખાસ્ત મૂકી છે તે મહાસભાના મત પ્રમાણે યોગ્ય છે અને તેનો જલદી અમલ કરાવવો જોઇએ એ પ્રાન્તોમાં શાસન સંબંધી બીજા સુધારાની સાથોસાથ ન્યાયપ્રથા પણ સંપૂર્ણ રીતે વ્યવસ્થિત કરવામાં આવે.

( ख ) ( १ ) સિંધને જુદો પ્રાન્ત બનાવવાની બાબતમાં અભિપ્રાય છે કે પ્રાન્તોની ભાષાવાર વહેંચણી કરવાનો સમય આવી લાગ્યો છે. આ વાતનો મહાસભાના બંધારણમાં સ્વીકાર કરવામાં આવ્યો છે.

( ૨ ) પ્રાન્તોની સીમા આ રીતે ફરીથી ઠરાવવાનું કામ જલદી હાથ ધરવામાં આવે અને જે કોઇ પ્રાન્ત આવી રીતે ભાષાની દૃષ્ટિથી પોતાની અલગ વ્યવસ્થા કરવા માંગે તેની બાબતમાં એ રીતે કાર્યવાહી કરવામાં આવે.

( ૩ ) પોતાનો અભિપ્રાય છે કે આન્ધ્ર, ઉત્કલ, સિંધ અને કર્ણાટકને અલગ કરીને આની શરૂઆત કરવામાં આવે.

( ૪ ) દરેક વ્યક્તિને ધાર્મિક સ્વાતંત્ર્ય આપવાની તથા પ્રાન્તિક કે મધ્યસ્થ ધારાસભામાં સ્વતંત્રતા સંબંધમાં દરમિયાનગીરી કરવાનો કાયદો નહિ લાવવાની વાતનો ભાવી શાસનવિધાનમાં જોગવાઇ કરવામાં આવે.

ધાર્મિક સ્વતંત્રતા એટલે

૧ ધાર્મિક શ્રદ્ધા તથા ઉપાસનાની સ્વતંત્રતા

૨ ધાર્મિક કૃત્યો કરવા માટે તથા તેને માટે એકઠા થવાની સ્વતંત્રતા

૩ બીજાની લાગણીઓનો ખ્યાલ રાખીને અને તેમના એવા અધિકારોમાં દરમિયાનગીરી નહિ કરીને ધાર્મિક કેળવણી તથા પ્રચાર કરવાની સ્વતંત્રતા.

( ૫ ) આંતર સાંપ્રદાયિક પ્રશ્ન અંગે કોઇ પણ ધારાસભામાં કોઇ પણ એવો ખરડો, ઠરાવ, વિચાર કે સુધારો દાખલ કરવામાં કે તેના પર ચર્ચા કરવામાં કે તેનો સ્વીકાર કરવામાં નહિ આવે, કે જેનાથી અસર પામતા ધર્મના ¾ સભ્યોની બહુમતી આ ખરડા, ઠરાવ, વિચાર કે સુધારાને દાખલ કરવા, તે પર ચર્ચા કરવા કે તેનો સ્વીકાર કરવાની વિરૂદ્ધ હોય.

" આંતર સાંપ્રદાયિક પ્રશ્ન " ના અર્થમાં એ પ્રશ્નોનો સમાવેશ કરવામાં આવશે જે ધારાસભાના પ્રત્યેક અધિવેશનના આરંભમાં તે ધારાસભાના હિંદુ

ને મુસલમાન બન્ને સંપ્રદાયોના સભ્યોની " સંયુક્ત, સ્થાયી સમિતિ " દ્વારા
આવા પ્રકારના પ્રશ્નો સ્વીકારવામાં આવેલા હોય.

## ( ख ) ધાર્મિક અને બીજા અધિકાર

( ૧ ) હિંદુઓ અને મુસલમાનોને પોતપોતાના અધિકારોની બાબતમાં એકનો એવો દાવો છે કે જ્યાં તે ઇચ્છે ત્યાં વાજાં વગાડવાનો તથા સરઘસને લઇ જવાનો અધિકાર છે અને જ્યારે બીજાનો દાવો છે કે કુરબાનીને માટે કે ખાવાને માટે જ્યાં તે ઇચ્છે ત્યાં ગાયનો વધ કરવાનો અધિકાર છે; તેમના આ અધિકારોમાં દરમિયાનગીરી કર્યા વિના મુસલમાનો મુસલમાનોને અનુરોધ કરે. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ગાયની બાબતમાં હિંદુઓની લાગણીઓનો ખ્યાલ રાખે અને તેમનું દિલ ન દુભાવે અને હિંદુઓ હિંદુઓને અનુરોધ કરે કે તેઓ મસજિદોની સામે વાજાં વગાડવાની બાબતમાં મુસલમાનોની લાગણીનો ખ્યાલ રાખે અને તેમનું દિલ ન દુભાવે.

અને આ માટે હિંદુ અને મુસલમાન બન્ને કોમોને કહે છે કે તેઓ ગૌવધ અથવા મસજિદોની સામે વાજાં રોકવા માટે મારામારી ન કરે અને અદાલતમાં ન જાય.

( ૨ ) વળી ઠરાવે છે કે પ્રત્યેક વ્યક્તિ અથવા સમુહને અધિકાર છે કે તે બીજાઓને બુદ્ધિપૂર્વક અથવા સમજાવીને એક ધર્મમાંથી બીજા ધર્મમાં લાવે અથવા બીજા ધર્મમાંથી પરિવર્તન સાધી આગલા ધર્મમાં લાવે, પરંતુ કોઇ પણ વ્યક્તિ અથવા સમુહ બળજબરીથી ફોસલાવીને કે બીજા કોઇ અયોગ્ય માર્ગે—જેવા કે આર્થિક લાલચ આપીને–કોઇનું પણ ધર્મપરિવર્તન નહિ કરી શકે અથવા તેને પરિવર્તન કરતો અટકાવી શકે. અઢાર વર્ષની નીચેનાનું ધર્મપરિવર્તન કરવામાં ન આવે, અને જો કોઇ અઢાર વર્ષની નીચેના તેના માબાપની રજા વિના કોઇ બીજા ધર્મીના હાથમાં જઇ ચઢે તો તેને તુરત જ તેના સહધર્મીઓના હાથમાં સોંપી દેવામાં આવે. કોઇ પણ માણસનું ધર્મપરિવર્તન કરતી વખતે અથવા તેને તેના પોતાના અસલ ધર્મમાં લાવવાની વખતે તે વ્યક્તિ, સ્થાન સમય અથવા ધર્મપલટાના પ્રકારની કોઇ પણ વાત છુપાવવામાં ન આવે અને આવા કૃત્યના પ્રદર્શનમાં કોઇ પણ પ્રકારનો દેખાવ કે ઉત્સવ કરવામાં ન આવે.

કોઇ પણ વ્યક્તિના ધર્મપરિવર્તન કે અસલ ધર્મમાં લાવવાની બાબતમાં જ્યારે એમ ફરિયાદ કરવામાં આવે કે આવું કાર્ય, ગુપ્ત રીતે અથવા બળજબ-

રીથી કે બીજા કોઇ અયોગ્ય ઉપાય દ્વારા કરવામાં આવ્યું છે અથવા કોઇ અઢાર વર્ષની નીચેનાનો ધર્મપલટો કરવામાં આવેલો છે તો પંચદ્વારા તેની તપાસ કરી અને ફેંસલો આપવામાં આવશે. આ પંચોને કાર્યવાહક સમિતિ સ્વીકારશે અથવા તેના વિષે સામાન્ય નિયમો ઘડશે

૧૫. સ્વરાજ્યની યોજના ઘડવા માટે દેશના સૌ રાજદ્વારી પક્ષોને એકત્રિત કરવાની સામાન્ય ઇચ્છાને જોઇને કારોબારી પોતાની પાસે જે મુસદ્દાઓ તથા અભિપ્રાય આવ્યા છે તેના પર વિચાર કરીને કારોબારીને આ કાર્ય માટે પોતાની અંદર બીજા સભ્યો ઉમેરીને અધિકાર આપે છે કે તે આ કાર્યને માટે દેશના રાજકીય, કામદાર, વ્યાપારી અને કોમી સંસ્થાઓ મારફતે નીમાનાર બીજી કમીટીઓ સાથે વિચારણા ચલાવે અને અધિકારોની એક જાહેરાતના પાયા પર હિંદને માટે સ્વરાજ્યની એક યોજના તૈયાર કરે અને આ યોજનાને એક ખાસ સમેલનની સમક્ષ વિચારણા તથા મંજુરી માટે રજુ કરે. આ સંમેલનમાં મહાસમિતિના સભ્યો, તથા ઉપર જણાવવામાં આવેલી સંસ્થાઓના આગેવાનો તથા પ્રતિનિધિઓ તથા મધ્યસ્થ અને પ્રાન્તિક ધારાસભાઓના ચુંટાયેલા સભ્યો બેસે અને એની બેઠક દિલ્હીમાં વધારેમાં વધારે આવતા માર્ચ મહિના સુધી રહે.

૧૬. મહાસમિતિના દરેક સભ્યે તે પોતાના હોદ્દાની રૂઇએ તેનો સભ્ય બન્યો હોય કે ચુંટાઇને સભ્ય બન્યો હોય. વાર્ષિક દસ રૂપિયા લવાજમ આપવું પડશે, આ લવાજમ મહાસમિતિની પહેલી બેઠકમાં કે તે પહેલાં ભરી દેવું પડશે. જે સભ્યોએ આ લવાજમ નહિ ભર્યું હોય તેને મહાસમિતિની વિષય વિચારિણી સભાની બેઠકોમાં ભાગ લેવાની રજા આપવામાં નહિં આવે.

હોદ્દેદારો : મંત્રીઓ ( ૧ ) શ્રી. શ્વેબ કુરેશી
( ૨ ) પં. જવાહરલાલ નહેરૂ
( ૩ ) શ્રી. સુભાષચંદ્ર બોઝ
કોષાધ્યક્ષ ( ૧ ) શેઠ જમનાલાલ બજાજ
( ૨ ) શેઠ રેવાશંકર ઝવેરી

---

# પ્રકરણ ૭ મું

## કલકત્તાનું ૪૩મું અધિવેશન

મહાસભાનું ૪૩મું અધિવેશન કલકત્તા મુકામે ૧૯૨૮ ના અંત ભાગે મળે તે અગાઉ વર્ષ દરમિયાન ઘણા જ અગત્યના બનાવો બની ગયા હતા. છેલ્લાં ત્રણ ચાર વર્ષના મંદ રાજકારણના પ્રમાણમાં આ વર્ષના બનાવો ખૂબ જ ઝડપે આગળ વધી રહ્યા હતા અને આ પ્રત્યેક બનાવ હિંદની રાષ્ટ્રીય લડતને ચોક્કસ દિશા તરફ ચોક્કસ ગતિથી દોરી રહ્યો હતો. એ સૌ બનાવોની વિગતમાં અહીં ઉતરી ન શકાય.

સાયમન કમિશનના બહિષ્કાર માટે મદ્રાસે ભૂમિકા તૈયાર કરી રાખી હતી, દેશના વિનીતથી માંડીને ઉદ્દામ મહાસભાવાદી આગેવાનોએ સાયમન કમિશનના બહિષ્કાર વિષે દેશભરમાં ઠીક ઠીક પ્રચાર કર્યો હતો. આ પ્રચારનું પહેલું પરિણામ ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં મુંબાઇ બંદરે આ કમિશન ઉતર્યું ત્યારે પાડવામાં આવેલી પ્રચંડ હડતાલમાં આવ્યું, મુંબાઇએ બહિષ્કારને ખૂબ જ સફળ બનાવ્યો, યુવકો અને વિદ્યાર્થીઓએ પોલીસની લાઠી ખાધી. કમિશન હિંદમાં જ્યાં જ્યાં ગયું ત્યાં ત્યાં તેની પાછળ સંગઠિત પ્રજાકીય બળે જાગૃત કરેલો બહિષ્કાર લાગુ રહ્યો. અમલદારો, ખુશામતખોરો, ખિતાબધારીઓના રક્ષણ અને માનપાનમાં કમીશને પોતાનો પ્રવાસ અને કાર્ય ચાલુ રાખ્યાં. લોકોના બહિષ્કારને તોડી પાડવા નોકરશાહીએ પણ કમર કસી. લખનૌ અને લાહોરમાં લોકોના સરઘસ પર પોલિસોએ હિચકારા હુમલા કર્યા. લાહોરમાં લાલાજીને ઠીક ઠીક ઇજા પહોંચી અને માનવામાં આવે છે કે આ

ઇજાના પરિણામે જ તેમનુ મૃત્યુ વહેલુ થયુ લખનૌમા પ જવાહરલાલને ઇજા થઇ.

નામ. વાઇસરોયે હિંદી સવાળ વિરોધને જીતી લેવા વડી તેમ જ પ્રાન્તિક ધારાસભાઓના પ્રતિનિધિઓની સમિતિઓ, કમિશનને મદદ કરવા માટે નીમી પરતુ આ વસ્તુ મહાસભાના રોષ કે બહિષ્કારને નરમ કરી ન શકી

મદ્રાસે સ્વરાજ્યનો ખરડો ઘડવા માટે જે સર્વપક્ષ પરિષદની સૂચના કરેલી તે મુજબ હિંદના લગભગ બધા જ રાજકીય પક્ષોના પ્રતિનિધિઓની બનેલી એક સર્વપક્ષ પરિષદ મળી હતી આ પરિષદમા પ જવાહરલાલ નહેરુ જેવા પૂર્ણસ્વરાજના હીમાયતીથી માંડીને સરકારી કારોબારીના સભ્યો સુધીના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો પરિષદે અનેક બેઠકો બાદ લઘુમતીઓના હિતની જાળવણી કરતા સપૂર્ણ જવાબદારીના સિદ્ધાન્તવાળા એક બધારણને ઘડવા માટે પ મોતીલાલ નહેરુના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમી આ સમિતિએ ઘડેલો અહેવાલ નહેરુ હેવાલ તરીકે જાણીતો છે નહેરુ સમિતિએ સસ્થાનિક સ્વરાજના ધોરણે બધારણ ઘડયુ, તેના પર પૂર્ણ સ્વરાજીઓએ પોતાનુ વિરોધી નિવેદન પ્રગટ કર્યું

દિલ્હીમા મળેલી મહાસમિતિએ મદ્રાસના પૂર્ણ સ્વરાજ્યના ઠરાવને માન્ય રાખીને નહેરુ અહેવાલને બહાલી આપી.

વર્ષ દરમિયાન યુવક પ્રવૃત્તિએ ખૂબજ વેગ મેળવ્યો હતો પ જવાહરલાલ નહેરુ તથા આગલા વર્ષે નજરકેદમાથી મુક્ત બનેલા શ્રી. સુભાષચદ્ર બોઝે હિદસ્વાતત્ર્ય સઘની સ્થાપના કરી ઉદ્દામ રાજકારણને વધારે તેજસ્વી બનાવ્યુ હતુ

ધારાસભા પ્રવૃત્તિમા પણ સરકારે પરદેશી સામ્યવાદીઓના પ્રચારને બધ કરવા માટે ઘડેલા જાહેર સલામતીના ખરડાએ પ્રજાકીય વિરોધને વેગ આપ્યો. આ ખરડો પરદેશીઓ સામે ઘડવામા આવેલો હોવા છતા

તેનો ઉપયોગ હિંદના રાષ્ટ્રવાદીઓ ઉપર થશે એવી દહેશત રહેતી હોવાથી તેનો પ્રચંડ વિરોધ કરવાનો સ્વરાજીઓએ નિશ્ચય કર્યો. આ ખરડા પર મત લેવાતાં બન્ને પક્ષોનાં પાસાં સરખાં નીકળ્યાં. પ્રમુખ શ્રી. વિઠ્ઠલભાઇ પટેલે પોતાનો અધિકાર અજમાવીને વિશેષ મતદ્વારા આ ખરડાને દફનાવી દીધો

કલકત્તાની મહાસભા સમક્ષ નહેરુ અહેવાલ પ્રમાણેનું સાંસ્થાનિક સ્વરાજ પસંદ નાપસંદ કરવાનું અગત્યનું કામ હતું. નોકરશાહીએ વ્યવસ્થિત રીતે હિંદી જાહેરમતની અવગણના કરી હતી, શ્રી. દાસે જે સહકારનો હાથ લંબાવ્યો હતો અને ત્યાર પછી પણ સમાધાન માટે હિંદી રાષ્ટ્રવાદીઓએ ઇન્તેજારી બતાવેલી તે સૌની અવગણના કરવામાં આવી હતી. આ કારણે ઉદ્દામવાદીઓ સાંસ્થાનિક સ્વરાજ્ય કરતાં આગળ જઇને બ્રિટિશ શાહીવાદ સાથેનો સંબંધ તોડી નાંખવાની હિમાયત કરી રહ્યા હતા. તેમને આસ્તેઆસ્તે દેશમાંથી ઠીક ઠીક પ્રોત્સાહન મળી જતું હતું. આમ છતાં મહાસભાના બીજા આગેવાનો સમાધાનીનો છેવટનો પ્રયત્ન કરી જોવા માગતા હતા. તેઓ નહેરુ અહેવાલ પ્રમાણેની સાંસ્થાનિક સ્વરાજ્યની માગણીને, નોકરશાહીની હિંદી રાષ્ટ્રવાદને પહોંચવાની કસોટી તરીકે સ્વીકારાવવા માગતા હતા. આ રીતે કલકત્તાની મહાસભામાં ઉદ્દામવાદીઓ અને નરમ વિચારના મહાસભાવાદીઓ વચ્ચે નહેરુ અહેવાલના ધોરણના સાંસ્થાનિક સ્વરાજ પર જંગ જામવાનો હતો.

કલકત્તાની મહાસભા વિષે વિગતમાં વિચાર કરીએ તે પહેલાં એક વસ્તુની નોંધ લઈ લેવાની જરૂર છે. નહેરુ અહેવાલે કોમી લઘુમતીઓને જે પ્રતિનિધિત્વ આપ્યું હતું તેથી આ લઘુમતીઓને ભારે અસંતોષ પ્રગટયો હતો અને તેમણે આ અહેવાલ અને સર્વપક્ષ પરિષદથી છૂટા થઇ જવાનું યોગ્ય ધાર્યું. આ રીતે સર્વપક્ષ પરિષદનો લઘુમતીઓના વિશેષાધિકારના ખડક પર અફળાઇને કરૂણ અંત આવ્યો. ૧૯૧૭માં લખનૌ મુકામે મુસ્લિમ લીગ અને મહાસભા વચ્ચે થયેલા સમાધાન પછી

મુસ્લિમો મહાસભામા આવી ગયા હતા પરતુ નહેરુ રીપોર્ટથી ભડકેલા મુસ્લીમો આ પછીથી આસ્તે આસ્તે મહાસભામાથી ચાલી નીકળ્યા

આ બધા બનાવોને પણ ગળી જાય એવો મોટો બનાવ વર્ષ દરમિયાન બારડોલીની સત્યાગ્રહની લડત દરમિયાન બન્યો હતો બારડોલીના ખેડૂતો નવી આકારણીથી અસતોષ પામીને તેને નવેસરથી કરવા માગી રહ્યા હતા સરકારે આ માગણી નહિ સ્વીકારાતા ગુજરાત પ્રાતિક સમિતિના પ્રમુખ શ્રી વલ્લભભાઇ પટેલની આગેવાની નીચે ત્યા સત્યાગ્રહ શરૂ થયો સીધા સામનાની લડતને છોડી દેનાર હિંદને સીધા સામનાની લડતની સફળતાનો સુદર પાઠ બારડોલીએ આપ્યો અને ૧૯૩૦મા લડાનાર વિશાળ લડત માટે તાલીમની તેણે ભૂમિકા રચી બારડોલીની લડતે સુતેના હિંદને જાગૃત કર્યો એટલુ જ નહિ પરતુ તેને તેની છુપી શક્તિનુ ભાન કરાવ્યુ ગુમાવેલી આઝાદી મેળવવા માગતા એક રાષ્ટ્રને માટે આ ભાન તેને કર્તવ્યપરાયણ બનાવવા પુરતુ છે બારડોલીની લડત માત્ર આર્થિક કારણોસર લડાઇ હતી અને તેનો અત પણ એજ કારણોના સતોષમા આવ્યો હતો તેમ છતા તેણે રાજકીય લડતની ગરજ સારીને રાષ્ટ્રીય અસ્મિતા જાગૃત કરી હતી

સુતેલો દેશ આટલુ બધુ બળ મેળવીને કલકત્તા મુકામે અગત્યના નિર્ણયો કરવા મળનાર હતો એ યાદ રાખનારને કલકત્તા મહાસભાની અગત્ય સમજાયા વિના નહિ જ રહે

કલકત્તામા બધા મળીને ૫૨૨૧ પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા સ્વાગત પ્રમુખશ્રી જે એમ સેનગુપ્તા હતા, તેમના ભાષણનો અગત્યનો ભાગ નીચે મુજબ છે

## સ્વાગત પ્રમુખ શ્રી. જે. એમ. સેનગુપ્તાનુ ભાષણ

સ્વાગત પ્રમુખે પોતાનુ ભાષણ શરૂ કરતા હકીમ અજમલખાન તથા લાલા લજપતરાયના મૃત્યુ બદલ શોક દર્શાવ્યો હતો જેનમા જ મરણ પામેલા ગજદારીઓને પણ યથોચિત અજલિ તેમણે આપી હતી.

નહેરુ અહેવાલ પર બોલતાં તેમણે તેને સંપૂર્ણ સ્વાતંત્ર્યની લડતના એક હથિયાર તરીકે ગણાવ્યો હતો. ૩૦ મી તારીખે સ્ટેન્લી જેક્સને સાંસ્થાનીક સ્વરાજ્યમાં રહેલી ભાગીદારીની ભાવના માટે સહકાર આપવા વિષે જે ભાષણ કરેલું તેના સંબંધમાં બોલતાં શ્રી. સેનગુપ્તાએ જણાવ્યું હતું કે " જો ઇગ્લેંડ પ્રમાણિક હોય અને સહકારના મૂલ્યે જ જો સાંસ્થાનિક સ્વરાજ્ય આપવામાં આવનાર હોય તો હિંદ અત્યાર સુધી સહકાર આપવામાં ચઢી ગયું છે. આખું સામ્રાજ્ય હિંદીઓના સહકાર ઉપર જ રચાયેલું છે. આપણે બ્રિટન સાથે સહકાર કર્યો છે અને એ સહકારમાં આપણા ઉદ્યોગોનો કચ્ચરઘાણ થવા દીધો છે, આપણા વહાણ-વટાનો નાશ થવા દીધો છે, આપણી નાણાં પ્રકરણી સ્થિતિ ખરાબ થવા દીધી છે અને આપણા દેશને દેવામાં ધકેલી જવા દીધો છે. આપણે ઇમીગ્રેશન કાયદો સ્વીકારીને અને કુલીનાં બંધનોને તાબે થઈને ઘણી જ શરમભરેલી રીતે સહકાર કર્યો છે. જો આ વસ્તુઓમાં બ્રિટન ભલી ભાવના જ જોતું હોય તો બીજી પ્રજાઓ આ વસ્તુમાં તદ્દન મુર્ખતા અને સ્વાભિમાનની ઉણપ સમજે છે.

## સહકાર કે નબળાઇ ?

નબળી પ્રજાઓના સહકારનાં ઊલટાં જ પરિણામ આવેલાં આપણે જોઇએ છીએ. આપણી સહકારની ભાવનાને બ્રિટન નબળાઇની નિશાની માને છે. આપણા વિશ્વાસને શંકાની દૃષ્ટિએ જોવામાં આવેલો છે, આપણી ભલી લાગણી તિરસ્કાર પામી છે, આપણા સહકારથી આપણી ગુલામીનાં બંધનોને વધુ ને વધુ સખત બનાવવામાં આવેલાં છે.

બ્રિટનની લશ્કરી નીતિ તેના સ્વાર્થ ઉપર જ રચાયેલી છે. આપણી રેલ્વે લાઇનો લશ્કરી દૃષ્ટિએ જ નાંખવામાં આવેલી છે, આપણો વેપાર આપણી આર્થિક નીચોવણી કરવા માટે જ ખિલવવામાં આવેલ છે. આપણે નહેરોની ખૂબ જ જરૂર છે. ખૂદ અંગ્રેજ નિષ્ણાતોએ આ વસ્તુ સ્વીકારી છે છતાં આટલી બધી રેલ્વેઓ બાંધવાની શી જરૂર ?

## અત્યારની જરૂર

અત્યારના જમાનામાં આપણે આગળ વધવું હોય તો આધુનિક સમયને આપણે અપનાવવો જોઇએ; આધુનિક આદર્શો ગ્રહણ કરવા જોઇએ; આપણી સ્ત્રીઓ સ્વતંત્ર બનવી જોઇએ, સમાજના વાડાઓનો નાશ થવો જોઇએ, જ્ઞાતિ સંસ્થાઓ તૂટવી જોઇએ.

દરરોજના સરેરાશ જીવનમાં આપણે જે સામાન્ય પ્રયત્નો કરીએ છીએ તેથી સ્વતંત્રતા મળવાની નથી. ભૂતકાળનાં ભવ્ય દશ્યો પર રાચવાથી પણ સ્વરાજ્ય મળવાનું નથી. જરૂર પડતાં આપણી સંસ્કૃતિને ફેંકી દેવા આપણે તૈયાર રહેવુ પડશે; આપણને ભૂતકાળ પર નકામા રાચવાની ટેવ પડી ગઇ છે. આપણી પ્રગતિને તે આડે આવે છે, આપણી સ્વતંત્રતાની લડતમાં તે વિઘ્ન સમાન છે.

કોઇપણ રાષ્ટ્ર ગમે તેવું મહાન હોય છતાં પ્રગતિની ટોચે પહોંચ્યું હોતું નથી, કોઇપણ સંપૂર્ણ નથી. અમીચંદ અને મિરજાફરનાં કૃત્યોથી ભરેલા ભૂતકાળનો જેમ જલદી અંત આણીએ તેમ સારૂં.

સમગ્ર સમાજને નવેસરથી ઘડવાની જરૂર છે, અહીં તહીંના સુધારા કરવાથી કામ નહિ સરે. પ્રત્યાઘાતના બળ પર સીધો હુમલો કરવાની જરૂર છે.

ટર્કી, ઈરાન, અફગાનીસ્તાન, ચીન વગેરે દેશો ગઇકાલ સુધી શાહીવાદના સકંજામાં સપડાયેલા હતા, તે આજે પ્રગતિના પંથે પડી ચૂકયા છે. આ દેશના લોકોએ સમાજના નકામા રિવાજો સામે જે બળવો ઉઠાવ્યો હતો તેનો દાખલો તાજેજ છે. તેઓએ ભૂતકાળને વિસારી દીધો છે.

આપણે બીજી પ્રજાઓની પ્રગતિનાં વખાણ કરીએ છીએ પરંતુ તે પ્રમાણે કશું જ કરી શકતા નથી. આપણા આગેવાનો પ્રત્યાઘાતી સંકુચિતપણાના બળની બીકને લઇને આ બાબતમાં પોતાનો નિશ્ચિત મત રજુ કરી શકતા નથી.

જીવતાં શીખો, સ્વાતંત્ર્ય એ દિવસ દરમિયાનના તમારાં વિચારની વસ્તુ હો, રાત્રીના તમારાં સ્વપ્નાં હો. હિંદના પુત્રો અને પુત્રીઓ દેશના વાવટા નીચે ભેગાં મળી " સમાનતા અને બિરાદરીની " યુદ્ધ ગર્જના થવા દો. તમારી બધી શક્તિઓને સંગઠિત કરો. "

* * *

નહેરુ અહેવાલ પર કલકત્તામાં મોરચા રચાનાર હોવાથી આ અહેવાલના મુખ્ય પ્રણેતા પં. મોતીલાલ નહેરુ આ અધિવેશનના પ્રમુખસ્થાને હતા. ઉદ્દામવાદીઓ સાથે લડવા માટે એમને મદદ રૂપ થઇ પડે તેવા ક્ષેત્રસંન્યાસ છોડેલા ગાંધીજી પણ ત્યાં હાજર હતા.

દેશની રાજકીય પરિસ્થિતિની સમીક્ષા કરતું તેમનું ભાષણ આ રહ્યું:

## પ્રમુખ પંડીત મોતીલાલ નહેરૂનું ભાષણ

કલકત્તા મુકામે ભરાયેલી ૪૩મી મહાસભાના પ્રમુખસ્થાને પંડીત મોતીલાલ નહેરૂ ચૂંટવામાં આવ્યા હતા. પં. મોતીલાલજી બીજી વાર મહાસભાના પ્રમુખ બન્યા હતા. પહેલી વાર જ્યારે તેઓ પ્રમુખ બનેલા ત્યારે હિંદુસ્તાનમા એક ઠેકાણે લશ્કરી કાયદો અમલમાં મુકાઇ ગયો હતો. ત્યારે હિંદુસ્તાને સ્વતંત્રતાની લડાઇ શરૂ કરી હતી. એ લડતના વિકસીત તબક્કા પર દેશને દોરવણી આપવા માટે ફરીને પંડીતજીને ચૂંટવામાં આવ્યા હતા. પંડીતજીએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં આ વસ્તુનો સુયોગ્ય ઉલ્લેખ કર્યો હતો. તેમણે વર્ષ દરમિયાન મૃત્યુ પામેલા મહાસભાના આગેવાનો—લાલાજી, હકીમ અજમલખાન વગેરેને અંજલિ આપી હતી. ભાષણ કરતાં તેમણે જણાવ્યું હતું કે " વ્યાવહારિકતાથી અળગા પડેલા નર્યા આદર્શોને રાજકારણમાં સ્થાન નથી. આદર્શો ગમે તેવા ઉંચા હોય પણ તે આદર્શોને પહોંચી વળવા જે નક્કર કાર્ય કરવાનું છે તેનો વિચાર વ્યવહારિક રીતે થવો જોઇએ. મારી ખાત્રી છે કે આપણે જુદા જુદા નામો આપનારાઓ આપણા ધ્યેય વિષે એકમત છીએ. તેમ છતાં મારે



પંડિત મોતીલાલ નેહરૂ
૧૯૨૮ મા કલકત્તા ખાતે મળેલી
૪૩ મી રાષ્ટ્રીય મહાસભાના
પ્રમુખ

કહેવું જોઇએ કે આપણે આપણા મતભેદોને બિનજરૂરી વસ્તુઓમાં એટલા બધા મોટા બનાવી દીધા છે કે સાચું શું અને ખોટું શું તે આપણે જોઇ શકતા નથી. આ મતભેદોજ આપણી નિષ્ફળતા માટે જવાબદાર છે.

દરેક માણસની ફરજ છે કે તેના દેશને બનતા પ્રયત્ને અને ભોગે રહેવા યોગ્ય બનાવવો. પણ દેશને તેની વર્તમાન સ્થિતિમાંથી ભવિષ્યની ઇચ્છિત સ્થિતિ તરફ લઇ જવા માટેની રીત દેશના સંજોગો પર આધાર રાખે છે.

આપણી સામેના કાર્યનો ખ્યાલ આણવા માટે આપણી પરિસ્થિતિ, આપણો આદર્શ અને તેને પહોંચી વળવાની રીત તરફ આપણે ધ્યાન આપવું જોઇએ.

આપણી પરિસ્થિતિ જાણવા માટે સરકાર તથા આપણા સંજોગોનો ખ્યાલ કરી લેવાની જરૂર છે.

## આપણું નાગરિક સ્વાતંત્ર્ય

આપણને જે જે રાજકીય અને નાગરિક હક્કો મળ્યા છે તે સરકારની ખુશી હોય ત્યાં સુધી જ આપણે ભોગવી શકીએ છીએ. આ હક્કોને આપણા પરદેશી રાજકર્તાઓ પોતાની મરજી આવે ત્યારે કારણસર કે વગર કારણે પોતાની આપખુદ સત્તાથી ઝુંટવી લે છે, દેશબંધુ દાસ જે માટે તેમનાં છેલ્લાં વર્ષોમાં ખૂબ બહાદુરીથી લડેલા તે " આપણી જાતને ઓળખવાની, આગળ વધવાની અને આપણો ઉદ્ધાર કરવાની " તકો આપવાની સરકારે વારંવાર ના પાડી છે, આ સરકારે આપણા પોતાના જ દેશમાં, દેશના આંતરિક અને બાહ્ય સવાલોમાં આગળ પડતો ભાગ લેતાં પણ આપણને અટકાવ્યા છે.

## શાહી કમિશન

જવાબદાર રાજતંત્ર આપવાના ઢોંગરૂપ ગણાયેલા સ્ટેચ્યુટરી કમિશન લોહી રેડી, માથાં ભાંગી આપણા પોતાના રસ્તાઓ પર એની કારકીર્દી ચલાવી રહ્યું છે.

શહેરે શહેર ફરતાં એ કમિશને એક બાજુ અમલદારોની બેદરકારી અને કઠોરતાનું જેટલું ભાન કરાવ્યું છે તેટલું બીજા કશાયથી થયું નથી. સરકારી રાજતંત્રને જે ગંભીર ચેપ લાગ્યો છે તેનો જ એ પુરાવો છે. ગુલામીના ઇનામ તરીકે જવાબદાર રાજતંત્ર લેવાની હિંદુસ્તાન ના પાડશે.

સાયમન કમિશન સામેના દેખાવો વિષે નામદાર વાઇસરોયે કલકત્તામા કરેલા નિવેદન વિષે ઉલ્લેખ કરતા પંડિતજીએ જણાવ્યુ હતું કે વિરોધ-દર્શક દેખાવો જેમની સામે કરવામાં આવે છે તેમની સામે ખરેખરા વિરોધદર્શક હોવા જોઇએ. વિરોધી સમુહ પાસેથી ઘરમાં વપરાતી સભ્યતાની અપેક્ષા રાખવામાં ન જ આવવી જોઇએ.

આ સર્વ તોફાનો પોલીસોએ જ કર્યાં હતાં અને એક બે જગ્યાએ લોકોએ આનો જવાબ આપવા પ્રયત્નો પણ કર્યાં હતા. પરંતુ લોકોને આ રસ્તો લેતાં આગેવાનોએ રોકયા હતા. આ વસ્તુ વિષે જવાબદાર હિંદી આગેવાનોએ પોતાનાં નિવેદનો કર્યાં છે અને તેઓ જે હકીકત કહેવા માંગે છે તે હકીકત ડીપાર્ટમેન્ટલ તપાસ પણ ફેરવી શકે તેમ નથી. આવા સંજોગોમાં ઇગ્લેંડમાં આથી ખગબ દેખાવો બનવા પામત. હું પૂછવા માગુ છું કે:

( ૧ ) કોઇ પણ યુરોપીયન દેશમા અને ખાસ કરીને ઇગ્લેંડમાં આવુ કમિશન આવ્યું હોત અને લોકો તેમાં અપમાન માનતા હોત તો સર જોન સાયમન અને તેના સાથીદારો જે સુખથી મુસાફરી કરે છે તેવી મુસાફરી તેઓ કરી શકત ?

( ૨ ) બટલર પાર્કમાં શોભા માટે રાખેલા રેશમી વાવટાઓ અને બહુરંગી વિજળીના દીવાઓ, ઇગ્લેંડમાં જો આવા અપ્રિય કમિશનના માનમાં ગોઠવવામાં આવ્યા હોત તો આમાંથી એક પણ વસ્તુ સાજી રહી હોત ?

રાષ્ટ્રવાદી ઉમરાવ મહમુદાબાદના મહારાજાના ઘરની આસપાસના પ્રત્યાઘાતી મિત્રો નજીકના બગિચામાં સાયમન કમિશનને માન આપવા ભેગા મળ્યા ત્યારે પોલિસની લાઇન મૂકવામા આવી હતી. મહારાજાએ

આ કમિશનનો બહિષ્કાર કરવામાં અગ્ર ભાગ ભજવી લીધો છે, સંયુક્તઃ પ્રાન્તની સરકારના એક વખતના ગૃહમંત્રીને આમ સરકારને નહિ ગમતા વિચારો ધરાવવા માટે તેના પોતાના જ ઘરમાં કેદ કરવામાં આવે તો પછી સામાન્ય શહેરીના સ્વાતંત્ર્યની વાત જ કયાં ?

લાહોર ખાતે થયેલા પોલિસ અધિકારીના ખૂનથી સરકારને રાષ્ટ્રીય બળને દાબી દેવાને નવાં બંધનો ઘડવાનું બહાનું મળ્યું છે. અમે બધા આ બનાવ માટે દિલગીર છીએ. અત્યારે લાહોરના આ ખૂનને રાજકીય વસ્તુ સાથે સંબંધ છે કે નહિ તે કહેવું અશકય છે, રાજકીય સંબંધ હોત તો પણ તેની જવાબદારી સરકારને શિર છે. આવા બનાવોને બંધ કરવા માટે સરકારે પોતાની નીતિ બદલવી જોઈએ પરંતુ નોકરશાહી ઇતિહાસમાંથી કશું જ શિખતી નથી. દમનનીતિનો જુવાળ પંજાબમાં શરૂ થઇ ગયો છે, ને બીજે શરૂ થશે એમ લાગે છે. આ કમિશને આપણા વિદ્યાર્થીઓની હિંમતની, શાંતિની અને લાઠીના ઘા સહન કરવાની અપૂર્વ શકિત બતાવી છે.

## આર્થિક શોષણ

બ્રિટિશરો આપણું જે આર્થિક શોષણ કરી રહ્યા છે તે સમજવા માટે આપણા ઇતિહાસના આખા ય અંગ્રેજ યુગ તરફ આપણે દૃષ્ટિ કરવી જોઇએ. આખી સીવીલ અને મીલીટરી સરવીસ આપણે ખર્ચે અહીં સરકાર નભાવે છે, તે ઉપરાંત ઇંગ્લેંડના ઔદ્યોગિક માલને ખપાવવા માટે અહીં બજાર ઊભું કરવામાં તે પોતાની બધી શકિત ખરચે છે. ઢાકાના વણકરો પર જંગલી વર્તણુંક ચલાવવામાં આવી ત્યારથી એ નીતિ ચાલુ રહી છે અને છેક આજ સુધી હાલની સત્તાવાન બેકીંગ, વ્યાપારી અને ઔદ્યોગિક પેઢીઓ મારફતે તેને વધારે સભ્ય રીતે ચલાવવામાં આવે છે. ચલણના કાયદાદ્વારા તેણે આપણા આર્થિક તંત્ર પર અસરકારક અંકુશ મૂકયો છે. હિંદના વેપાર ઉદ્યોગની અત્યારની અવનતિ તથા ખેડૂતોની ખુવારી હુંડિયામણના નવા દરને લીધે જ છે. ૧૬ પેન્સને બદલે ૧૮ પેન્સના

રૂપિયાનું હુંડિયામણ થવાથી કરના બોજા નીચે કચડાયેલો ખેડૂત પોતે જે પાક પેદા કરે છે તેના પર તેને સાડાબાર ટકાનો વધુ બોજો આપવે પડે છે હિંદનું હિત સરકારના હૈયે હોત તો તેણે જમીન મહેસુલન દરમા સાડાબાર ટકાનો ઘટાડો કર્યો હોત

જેમ હિંદના ગૃહઉદ્યોગનો અંગ્રેજોના હિત ખાતર જ ભોગ અપાયો છે તેજ પ્રમાણે એજ હિત ખાતર હિંદના વહાણવટાનો ભોગ આપવામા આવે નો છે. અંગ્રેજોએ વહાણવટાની લીધેલી એકહથ્થુ સત્તાથી હિંદી વહાણવટીઓને થતા મહાન અન્યાયને અટકાવવા જ્યારે શ્રી. હાજીએ વડીધારાસભા સમક્ષ એક ખરડો રજુ કર્યો ત્યારે અંગ્રેજ એકહથ્થુ સત્તાવાળાઓ આપણા પર એવો આરોપ મૂકવા લાગ્યા કે આપણે કોમી ભેદભાવ રાખવા માટે પ્રયત્નો કરીએ છીએ! તેઓ ઠરાવ મારફતે આ ખરડાને વડીધારાસભા પાસેથી પસાર કરાવતો અટકાવવા માગે છે.

આપણને કાયમના ગુલામ રાખવાને નવી સાંકળો ઘડવાનુ કામ ચાલ્યા જ કરે છે આપણી હાલની દશા માટે આપણે પણ થોડે ઘણે અંશે જવાબદાર છીએ

એક પ્રજાની નબળાઈ કે બળનો આધાર તે પ્રજાના જુદા જુદા ભાગોના સંગઠનની ગાંઠ કેટલી મજબૂત છે તેના પર રહે છે આપણી બાબતમા પ્રજાને એકત્ર રાખવાની ગાંઠ સદીઓ થવા ઢીલી થઇ ગઇ છે અને નવી વ્યવસ્થા વધતા તે ગાંઠમા એકત્ર રાખવાની શક્તિ હતી તે પણ શિથિલ થતી ચાલી છે. આપણે સૌ નાની મોટી કોમોમાં વહેંચાઈ ગયેલાં છીએ, ઓછા વત્તા અંશે અવ્યવસ્થિત અને અંધાધુંધી વાળા બન્યાં છીએ આ વસ્તુ તરફ આંખ મિંચામણા કરવાં હવે પાલવે તેમ નથી

## કોમવાદનો બાહુ

કોમી કકામ માટે સરકાર જવાબદાર છે હિંદના કોમી પ્રશ્નો વિષે -સર્વપક્ષ પરિષદની સમિતિએ તેના હેવાલમાં વિગતવાર ચર્ચા કરી છે,

અને તેમાં તેનો નિવેડો કેમ આણવો તે સારી રીતે જણાવ્યું છે અને મને વિશ્વાસ છે કે મહાસભાની આ બેઠક તેનો સ્વીકાર કરશે. આપણી સમક્ષ તેને લગતો સવાલ વધારે ઊંડો અને વ્યાપક છે.

ધર્મની ભાવના ગમે તેવી હોય, પરંતુ આજે તો તેને બદલે ધર્માંધતા, અસહિષ્ણુતા, સંકુચિત મનોદશા, સ્વાર્થીપણું વગેરે બળવાન સમાજને આડખીલીરૂપ નીવડતા અનેક દુર્ગુણોએ સ્થાન લીધું છે. ધર્મને નામે અનેક ગુન્હાઓ થાય છે. કેળવણી અને પ્રગતિનો હેતુ એ છે કે પડોશી સાથે સહકાર કરતાં શિખવું અને માણસના વૈયક્તિક સુખનો આધાર આખા સમાજના સુખ પર જ રહે છે તેનો ખ્યાલ લાવવો. એમ થાય તોજ સ્વાર્થી અને વ્યક્તિગત મનોદશા નાશ પામશે અને સામાન્ય હિત માટે સહકાર કરવાની પરસ્પર હરિફાઈમાંથી માનવતાની શક્તિનું સર્જન કરાવી શકાશે. ધર્મના નામ હેઠળ ચાલતી ખોટી પ્રવૃત્તિને પરિણામે સમાજવ્યવસ્થા બગડે છે અને તેને લીધે રાજકારણની પ્રગતિ અટવાઇ જાય છે ને તેથી જ ધર્મ અને રાજકારણનો શંભુમેળો ન કરતાં એને તદ્દન જુદા પાડવા એ જ યોગ્ય છે.

પરદેશી સત્તાએ આપણી ઉપર લાદેલી મુશ્કેલી અને આપણે પોતે જ ઉપસ્થિત કરેલી મુશ્કેલી એ પ્રમાણે બે પ્રકારની મુશ્કેલીઓ વચ્ચે આપણે જકડાયેલાં છીએ. આપણે સૌ એક ન થઇએ ત્યાં સુધી પરદેશી સત્તા તોડવી કઠણ છે, પણ તે સાથે સાથે જ્યાં સુધી પરદેશી સત્તા છે ત્યાં સુધી એકતા સાધવી પણ કઠણ છે. આ દુષ્ટ વાતાવરણનાં જાળાં સાફ કરીને આપણે બહાર આવવાનું છે.

## આપણું ધ્યેય

આપણું ધ્યેય શું છે ? મદ્રાસની બેઠકમાં આપણે આપણા ધ્યેય તરીકે સંપૂર્ણ સ્વતંત્રતા જાહેર કર્યું છે. પરંતુ સર્વપક્ષ પરિષદમાં સાંસ્થાનિક સ્વરાજ્યનું ધ્યેય નક્કી કરવામાં આવ્યું છે. હું પોતે સંપૂર્ણ

સ્વતંત્રતામાં માનનારો છું. જેટલી સંપૂર્ણ સ્વતંત્રતા મેળવાય તેટલી મારે જોઇએ છે. પરંતુ તે સાથે સાથે મારે જણાવી લેવું જોઇએ કે સાંસ્થાનિક સ્વરાજ્યની હું વિરૂદ્ધ નથી. આ વસ્તુ મને તાત્કાલિક મળવી જોઇએ. હાલનો બ્રિટીશ સંબંધ તૂટવો જોઇએ એવો મારો અભિપ્રાય છે પરંતુ તે સાથે સંસ્થાનો સાથેનો બ્રિટનનો સંબંધ છે તેવો સંબંધ આપણી સાથે રહે તો મને તેમાં કશો જ વાંધો નથી.

આપણે આપણું ધ્યેય સંપૂર્ણ સ્વતંત્રતા રાખીશું તો જ સંસ્થાનિક સ્વરાજ્ય મળશે. ખૂબ કામ કર્યું હોય અને તે રીતે દેશને તૈયાર કર્યો હોય તો જ આપણે આપણી માગણી કરી શકીએ. પરંતુ તે દરમિયાન એક બાજુ પર જીવનમરણ વચ્ચેની અનિયંત્રિત લડાઇ અને બીજી બાજુ પર નોકરશાહીની દમનનીતિ ચાલુ રહેશે. આપણો છેવટનો આદર્શ ગમે તે હોય પરંતુ આપણે કાંટાળા માર્ગે જ કુચ કરવાની છે ને ધ્યેયને પહોંચવાનું છે. સંપૂર્ણ સ્વતંત્રતા એટલે બીજા દેશોનો સંબંધ તોડવો એવો અર્થ નથી. બ્રિટન કે બીજા દેશો સાથે આપણે આપણને જોઇએ તેવો સંબંધ રાખવાના છીએ. કેમકે તે સિવાય આપણા દેશને આપણે જોઇએ તેવો બનાવી શકીશું નહિ.

ગાંધીજીએ બેલગામની મહાસભાના પ્રમુખસ્થાનેથી જણાવ્યું હતું કે " જો બ્રિટિશ સરકાર આપણને સમાનતાના ધોરણે તેઓ કહે છે તે પ્રમાણે પ્રમાણિકતાથી મદદ કરે તો બ્રિટિશ સંબંધ તોડવા કરતાં તે આપણને વધારે ફાયદાકારક નીવડશે "

" સામ્રાજ્યની અંદર રહીને સ્વરાજ મેળવવા માટે આપણે કડીતોડ પ્રયત્નો કર્યા પરંતુ આપણને સમાન દરજ્જા પ્રમાણે રાખવાના કાર્યમાં બ્રિટિશ લોકોએ આપણને પ્રમાણિકપણે મદદ કરવાની પ્રવૃત્તિ દેખાડી નહિ, તેને બદલે ઊલટાં કામો કરવાની તેણે અનેકવાર પ્રવૃત્તિ કરી હતી. બ્રિટિશ મુત્સદ્દીઓએ અનેકવાર જાહેર કર્યું છે કે હિંદને સાંસ્થાનિક દરજ્જો આપવાની હજુ વાર છે, આથી જેમણે ધિરજ ખોઇ છે અને

જેમને બ્રિટિશ સંબંધ તોડવાની તાલાવેલી લાગી છે તેમની સાથે, મારી પૂરેપૂરી સહાનુભૂતિ છે, પણ ગાંધીજીનો આ વિષેનો શો અભિપ્રાય છે તે જોવું જોઇએ.

જે પળે આપણને લાગશે કે બ્રિટિશરો આપણને સાંસ્થાનિક દરજ્જો નહિ આપે તેજ પળે સ્વતંત્રતા મેળવવાની તૈયારી છે એમ જણાવી આપણે સ્વતંત્રતા જાહેર કરીએ એવો તેમનો ઉદ્દેશ નથી. આપણામાં બરાબર શકિત આવે ત્યારે તેમ કરીશું જ, પણ હજુ એ સમય આવ્યો નથી. આપણી શકિત દેખાડ્યા વિના ઇંગ્લેંડ આપણને કશું જ આપશે નહિ અને એ પ્રચંડ શક્તિ માટે આપણે સંગઠિત થવું જોઇએ.

સાંસ્થાનિક સ્વરાજ્ય કે સંપૂર્ણ સ્વરાજ્ય એમાંનું કોઇ પણ ધ્યેય એકતા સિવાય સાધી શકાશે નહિ, અને તે માટે આપણામાંના જેઓ ઓછી શકિતવાળા છે તેઓ જ્યાં સુધી જઇ શકે ત્યાં સુધી બધાએ જવાનો એક જ માર્ગ પસંદ કરવો જોઇએ. ત્યાં સુધી ગયા પછી ઓછી શકિતવાળાઓનો ભય જાય નહિ તો તેમને ત્યાં છોડી દઇને આપણે આગળ જઇશું.

સાંસ્થાનિક સ્વરાજમાં સમાનતા આપવામાં ન આવે તો તેનો સાંસ્થાનિક દરજ્જો આપણને નથી જોઇતો.

કેટલાક કોમવાદીઓ વિરોધ કરી રહ્યા છે તેમને હું સમજી શકતો નથી. સંપૂર્ણ સ્વતંત્રતાની તેમની ઇચ્છા સાથે કોમી સગવડોની તેમની માગણીની સાથે હું એકમત થઇ શકતો નથી. સાંસ્થાનિક સ્વરાજ્યની બાબતમાં તેમની નામંજુરી નકામી છે. જો એક બીજાના હેતુઓની અથડામણી થાય તો એક પક્ષે પોતાની માંગણીઓ જતી કરવી જોઇએ અથવા તો એક કોમે બીજી કોમને મળતા થવા માટે પોતાનું વ્યકિતત્વ છોડી દેવું જોઇએ. દરેકને પોતાના હેતુઓ અને અધિકારો હોય છે પરંતુ લોકશાસનના જીવનનાં પ્રશ્નમાં દરેકે પોતાથી બનતું આપવાનું હોય છે.. સર્વપક્ષ પરિષદનો અહેવાલ દરેક કોમને તેમના હેતુઓ તેમ જ તેમનું ...

વ્યક્તિત્વ જાળવવાને તક આપે છે, ઉપરાંત તે પ્રજાકીય ધ્યેયમાં તેમને સ્થાન આપે છે. આપણું સૌથી પ્રથમ અને અગત્યનું કર્તવ્ય આપણું ઘર વ્યવસ્થિત કરવાનું છે. આ ધ્યેયને પહોંચી વળવા માટે મહાસભાના વાવટા નીચે સઘળા પક્ષોને એકત્રિત કરો અને સર્વમાન્ય માર્ગે એક-બીજાના ખભે ખભો લગાવી કુચકદમ કરો. "

પંડિતજીએ સર્વપક્ષ પરિષદના નિર્ણયનો પ્રચાર કરી દલિતોદ્ધાર, ગ્રામસેવા, કામદાર કિસાન સંગઠન, પરદેશી કાપડનો બહિષ્કાર, દારૂનિષેધ, રૂઢિ અને રિવાજનો નાશ વગેરેના રચનાત્મક કાર્યક્રમની સૂચના કરી હતી.

આપણા તાત્કાલિક કાર્યનો ઉલ્લેખ કરી સંસ્થાના કાર્યને આગળ ધપાવવા નાણાંની મદદ માટે પંડિતજીએ અપીલ કરતાં જણાવ્યું હતુ કે " શ્રીમંતો એમની કોથળી છોડી મૂકે, સાધારણ સ્થિતિવાળા પોતાની બચતમાંથી ફાળો આપે અને ગરીબો પોતાનો પરસેવો રેડે. રાજાઓ પોતાના અનર્ગળ ધનના ઢગલામાંથી આ કાર્યક્રમને સરળ બનાવવા બહાર પડે. સરકારી નોકરો સુદ્ધાં સર્વ કોઇ આમાં ભાગ લઇ શકે છે. પરંતુ સરકાર આ થવા દેશે ? તેમની શુભ નિષ્ઠાની આ કસોટી છે. સરકાર જો એનાં વચનોને સાર્થક કરવા માગતી હોય તો જમીનદારો, રાજા મહારાજાઓ અને મૂડીદારોને સ્પષ્ટ સંભળાવે કે મહાસભાના સામાજિક રચનાત્મક કાર્યક્રમમાં સૌ કોઇ ભાગ લઇ શકશે

હિંદના સ્ત્રીસમાજને પરદેશી કાપડના બહિષ્કારના કાર્યમાં મદદ આપવા હુ વિનંતી કરૂં છું. ઘણાને અને તેમા પણ યુવાનોને મારા વિચારો માન્ય ન હોય તે હું સમજી શકું છુ. આપણને ધીરજ અને અધિરાઇ બન્નેનો ખપ છે. આપણાથી ભિન્ન મત રાખનારાઓ સાથે આપણે ધિરજ રાખવી ઘટે છે અને આપણા પોતાના કાર્યક્રમ માટે કશો વાંધો નથી. હું પણ માનુ છું કે શાહીવાદ અને મૂડીવાદની શોષણ-ક્રિયા એકદમ અટકી જવી જોઇએ. "

* * *

કલકત્તાના ઠરાવોમાં અગત્યનો ઠરાવ તો સાંસ્થાનિક સ્વરાજની માંગણી વિષેનો છે. આ ઠરાવ પર પૂર્ણસ્વરાજીઓ તથા સાંસ્થાનિક સ્વરાજીઓ વચ્ચે ખૂબ જ દ્વંદ્વ ચાલ્યું હતું પરંતુ ૧૯૨૪ ના અંત સુધીમાં નહેરૂ અહેવાલમાંનું સાંસ્થાનિક સ્વરાજ ધરી દેવાનો અસલ ઠરાવ ૧૩૦૦ વિરૂદ્ધ ૯૦૦ મતે પસાર થયો હતો.

કલકત્તાએ પસાર કરેલા ઠરાવો આ રહ્યા:

## ઠરાવો

### ૪૩ મા કલકત્તા અધિવેશનના ઠરાવો

૧. સાયમન કમિશન લાહોર પહોંચતાં તેના બહિષ્કારનું સરઘસ કાઢનાર લાલા લજપતરાય તથા બીજા નેતાઓ પર સ્ટેશન પર ત્યાંની પોલિસે જે આક્રમણ કર્યું હતું, તેને વિચાર કર્યા વિનાનું તથા બિલકુલ ઉશ્કેરણીના કારણ વિનાનું માનીને વખોડી કાઢે છે. ખાત્રી છે કે પોલિસના હાથે લાગેલી ચોટને કારણે લાલાજીનું મૃત્યુ નિપજ્યું છે.

૨. લંડનમાંની મહાસભાની શાખાનો સ્વીકાર કરે છે તથા તેને ઇંગ્લેંડમાં બીજી સમિતિ નીમવાની સત્તા આપે છે.

ન્યુયોર્કની શાખાનો પણ સ્વીકાર કરે છે તથા તેને અમેરિકામાં બીજી સમિતિઓ નીમવાની સત્તા આપે છે

ગોઆમાં સ્થાપાયલી મહાસભાની સમિતિને માન્ય રાખે છે.

આ શાખાઓને મહાસભામાં કેટલા પ્રતિનિધિઓ મોકલવાના રહેશે, કેટલો ફાળો આપવો પડશે, મહાસભાની વિષય વિચારિણી સભામાં સામેલ થવા માટે કેટલા પ્રતિનિધિઓનો અધિકાર લેખાશે તે નક્કી કરવાની મહાસમિતિને સત્તા આપે છે.

કોબામાં ( જાપાન ) સ્થપાયેલી મહાસભાની સમિતિને મહાસભામાં દાખલ કરવા બાબતની દરખાસ્તનો વિચાર કરવાની તથા યોગ્ય તપાસને અંતે ઉચિત લાગે તો તેને માન્ય કરવાની મહાસમિતિને સત્તા આપે છે.

૩. પોતાના મત પ્રમાણે હિંદની આઝાદીની લડાઇ સાહીવાદી તથા તેના જુદા જુદા સ્વરૂપોની સાથે દુનિયાભરમાં ચાલી રહેલા ઘર્ષણનો એક ભાગ

છે અને સમજે છે કે શાહીવાદના દમનના ભોગ બનેલા તથા તેની સાથે લડત ચલાવવાનુ ઇચ્છે છે તેવા દેશોની સાથે સબંધ વધારવાનુ લાભકારક છે આ કારણે આવા સબધો બાધવાનું તથા આ કામને માટે પરદેશવિભાગ કાયમ કરવાની મહાસમિતિને સત્તા આપે છે

૪ ૧૯૩૦ મા પ્રથમ અખિલ એશિયા સમેલનને હિંદમા ભરવા માટે મહાસમિતિને બીજા દેશો સાથે પત્ર વ્યવહાર તથા બીજી કાર્યવાહી કરવાની સત્તા આપે છે

૫. ચીની જનતાએ પૂર્ણ સ્વતત્રતા તથા રાષ્ટ્રીયતા મેળવીને પરદેશી એોના પ્રભુત્વનો અત આણ્યો છે, તે માટે તે પ્રજાને અભિનદન આપે છે

૬ મીસર સીરિયા, પેલેસ્ટાઇન અને ઇરાકને પૂરા ઉત્સાહની સાથે અભિનદન આપે છે તથા તેને ખાત્રી આપે છે કે પાશ્ચાત્ય દેશોના સામ્રાજ્ય વાદના પજામાથી છૂટવા માટે તે જે પ્રયત્નો કરી રહ્યા છે તે તરફ પુરી સહાનુભૂતિ છે

૭ શાહીવાદ વિરોધી સઘના આગામી વિશ્વસમેલનને આવકાર આપે છે અને તેમા ભાગ લેવા માટે મહાસભાના એક પ્રતિનિધિને ચુટવાની કારોબારીને સત્તા આપે છે

૮ યુદ્ધના વિષયમા મદ્રાસમા મહાસભાએ જે ઠરાવ કર્યો છે તેને ફરીને ટેકો આપે છે અને જાહેર કરે છે કે અત્યારની હિંદી સરકાર હિંદની પ્રતિનિધિ નથી અને તેની નીતિ હમેશા હિંદને ગુલામીમા રાખવા માટે જ યોજાયેલી છે, નહિ કે કોઇ સરહદની રક્ષા કરવાની હિંદને પોતાના પડોશી કે દુનિયાના બીજા રાજ્યો સાથે કોઇ પણ પ્રકારનો ઝગડો નથી અને ઇગ્લેડ બીજા દેશો પર પોતાની હકુમત સ્થાપવા માટે યુદ્ધનો આરારો લે તે તેને કદી પણ બરદાસ્ત નહિ કરે

૯ ઠરાવે છે કે મહાસભાએ વિશાળ પાયા પર વિદેશી કાપડ ને તેમા ય ખાસ કરીને બ્રિટિશ માલના બહિષ્કારને મ ટે ચળવળ શરૂ કરવી જોઇએ

૧૦ શ્રી. વલ્લભભાઇ પટેલ અને બારડોલીની પ્રજાને સરકાર સામેની અહિસક લડતમા મળેલા વિજય માટે અભિનદન આપે છે

૧૧ જે સમારભો કે સભાઓનો હેતુ પરદેશી રાજ્યને મજબુત બના વવાનો તથા શાસકો તથા તેના વહીવટદારોના સન્માન કરવાનો હોય તેમા કોઇ પણ પ્રકારે મહાસભાવાદીઓ ભાગ લે તે વસ્તુ રાષ્ટ્રની આઝાદીની લડાઇની

ભાવનનાની વિરૂદ્ધ છે. સામાન્ય રીતે બધા લોકોને અને ખાસ કરીને મહાસભા-વાદીઓને સલાહ આપે છે કે તેમણે સરકારી દરબારો અને સરકારી અમલદારો તરફથી કે તેમના સન્માનમાં યોજાયેલા સરકારી કે અર્ધ સરકારી સમારંભો વગેરેમાં ભાગ ન લેવામાં આવે.

૧૨. સર્વપક્ષી સમિતિના હેવાલમાં ( નહેરૂ રીપોર્ટમાં ) જે બંધારણ સૂચવ્યું છે, તેનો પૂરો વિચાર કર્યા પછી આ મહાસભા તે બંધારણને હિંદના રાજકીય અને કોમી પ્રશ્નોના નિવારણના એક મોટા ઉપાય તરીકે વધાવી લે છે. અને એ ભલામણો લગભગ એકમતે થઇ છે એ માટે સમિતિને ધન્યવાદ આપે છે; અને મદ્રાસ મહાસભાનો સ્વાતંત્ર્યનો ઠરાવ કાયમ રાખવા છતાં; એ બંધારણને દેશની રાજકીય ઉન્નતિમાં એક મહત્વનું પગલું ગણે છે, કારણ કે એ ઉપર દેશના અગત્યના પક્ષોનું વધારેમાં વધારે ઐકય મેળવી શકાયું છે.

દેશમાં કોઇ અણધાર્યા સંજોગો ઉત્પન્ન ન થાય તો મહાસભા આ બંધારણને, જો બ્રિટિશ પાર્લામેંટ ૩૧ મી ડીસેમ્બર ૧૯૨૯ સુધીમા તેને પુરેપુરૂં સ્વીકારશે તો સ્વીકારી લેશે, પણ જો તે નહિ સ્વીકારે તો અહિંસાત્મક અસહકાર જાહેર કરશે અને દેશને કર ન આપવાની અને એવી જ બીજી ભલામણ કરશે.

આ ઠરાવને બાધ ન આવે એવી રીતે મહાસભાને નામે સ્વાતંત્ર્યના ધ્યેયનો પ્રચાર કરવામાં કશો વાંધો નથી.

૧૩. ભાવી કાર્યક્રમ:

( ૧ ) ધારાસભામાં અને બીજે બધે દારૂનિષેધ અને બીજી નશાની ચીજોનો નિષેધ કરવાને દરેક પ્રયત્ન કરવો; દારૂની અને બીજી નશાની ચીજોની દુકાનોનું પિકેટિંગ થઇ શકે ત્યાં અને ઇષ્ટ હોય ત્યાં કરવું.

( ૨ ) ધારાસભામાં અને બહાર યથાશક્તિ શુધ્ધ ખાદીની ઉત્પત્તિ અને વપરાશને ઉત્તેજન આપીને પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનો ભગીરથ પ્રયત્ન કરવો.

( ૩ ) જ્યાં જ્યાં અન્યાયનાં કૃત્યો થતાં હોય ત્યાં ત્યાં બારડોલીમાં સત્યાગ્રહ કરવામાં આવ્યો હતો તેવો સત્યાગ્રહ કરીને તેના ઉપાય કરવા.

( ૪ ) મહાસભા તરફથી ચુંટાયેલા ધારાસભ્યોએ રચનાત્મક કાર્યમાં પોતાનો ઘણોખરો વખત આપવો.

( ५ ) महासभानुं तंत्र सभ्यो नोंधीने अने सख्त नियम पालनथी शुध करवुं.

( ६ ) स्त्रीओने जे हक्को नथी ते अपाववाना उपाय लेवा अने राष्ट्र कार्यमां तेमने पुरो हिस्सो आपवा उत्तेजन आपवुं.

( ७ ) सामाजिक बदीओने दूर करवाना उपाय लेवा.

( ८ ) हिंदु महासभावादीओए अस्पृश्यता निवारणने धर्म समजी कहेवाता अस्पृश्योने दरेक रीते मदद करी, तेमनी स्थिति सुधारवानो दरेक प्रयत्न करवो.

( ९ ) खादी उपरांत ग्रामसुधारनुं कार्य करवा स्वयंसेवको नोंधवा.

( १० ) बीजुं काम करनार लोको राष्ट्र कार्यमां मदद आपे ए हेतुथी जे पगला लेवां योग्य लागे ते लेवां.

उपरनां कार्यनो पूरेपूरो अमल थाय एटला माटे दरेक रु. १०० नी मासिक आवकवाळा महासभावादीए पोतानी आवकना पांच टका महासभाने आपवा. महासभानी कार्यवाहक समितिने कोइना संजोगो जोइने आमांथी छूट आववानो अधिकार रहेशे

१४ " ट्रेड डीस्प्युटस बिल " तथा पब्लीक सेफ्टी बिलनो सखत शब्दोमां विरोध करे छे. तेना मत प्रमाणे तेनो हेतु श्रमजीवीओना संगठित आंदोलनमा हरकत नांखवानो तथा सामान्य लोकोना अधिकारनुं अन्यायपूर्वक दमन करवानो छे

१५. देशी राज्योना राजकर्ताओने तेमनां राज्योमां प्रतिनिधित्ववादनी संस्थाओना पाया पर रचायेलुं जवाबदार राजतंत्र दाखल करवानो आग्रह करे छे, तथा नागरिकोना प्राथमिक अने मूळभूत हक्कोनी खातरी आपती जाहेरातो तरत ज बहार पाडवानी के ते मुजब कायदा घडवानी विनंती करे छे.

१६. सायमन कमिशनना सफळ बहिष्कार माटे देशने अभिनंदन आपे छे. पोलिसना जंगली हुमलानी सामे शिस्त जाळवीने पोतानो बहिष्कार जाहेर करीने आ रीते अधिकारीओना अघोर अने पशुता पर विजय मेळवनार लाहोर अने लखनौनी प्रजाने खास करीने अभिनंदन आपे छे.

महासभाए जाण्युं छे के केटलाक लोकोए जाणी करीने कमिशननो बहिष्कार करवाना राष्ट्रना निश्चयमां भंगाण पाडयुं छे अने तेनी इच्छानी अवगणना करीने कमीशनने सहकार आप्यो छे अने तेनुं स्वागत करवामां आगळ

પડતો ભાગ લીધો છે. આ લોકોના આવા અરાષ્ટ્રીય આચરણને કારણે તથા પોલિસે રાષ્ટ્રીય કાર્યકર્તાઓ પર જે અમાનુષી આક્રમણ કર્યું છે તેમાં કેટલાક અંગ્રેજ તથા હિંદી સરકારી અમલદારો છે તેને કારણે આવા લોકો સાથે બની શકે ત્યાંસુધી સામાજિક વ્યવહારનો સબંધ નહિ રાખવા માટે લોકોને સલાહ આપે છે. આવા લોકોને સામાજિક કામોમાં બોલાવવામાં આવે નહિ તથા તેમને ત્યાં અથવા તેમના માનના ઉત્સવમાં કોઇ ભાગ પણ ન લે.

લોકોને અનુરોધ કરે છે કે કમીશન જે પ્રાન્તોમાં જાય ત્યાં હડતાલ અને બીજા જાહેર દેખાવો કરીને તેનો સંપૂર્ણ રીતે અસરકારક બહિષ્કાર કરવામાં આવે. આ કાર્યક્રમને રોકવા માટે સરકાર જે જે હુકમ કાઢે તે બધાની અવગણના કરવાની સલાહ આપે.

૧૭. શાહીવાદ વિરોધ સંઘમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે હાજર રહેવા મોકલેલા શ્રી. ડબ્લ્યુ. જે. જોન્સનને ગિરફતાર કરીને અને કામ ચલાવ્યા વિના દેશનિકાલ કરવા માટે સરકારને વખોડી કાઢે છે, અને સમજે છે કે મહાસભા બીજા દેશોની સાથે હળેમળે નહિ માટે તેની સામે બાધા નાખવા માટે સરકારે ઉપર પ્રમાણે કર્યું છે.

૧૮. દેશને માટે કષ્ઠ ઉઠાવનાર, વિના-અપરાધ જેલમાં જનાર અને અંતમાં જેલના કષ્ટોને કારણે જેલમાં જ મૃત્યુ પામનાર બંગાળના અનુરૂપચંદ સને,–રણજીત બેનરજી, નરેશચંદ ચૌધરા, યશોદા રંજન પાલ, અને શિવશંકર બ્રહ્મચારીના સંબંધીઓ તરફ સહાનુભૂતિ દર્શાવે છે.

૧૯. નભાના માજી રાજાને ૧૮૧૮–ના ૩ જા રેગ્યુલેશન પ્રમાણે કોડાઇ કનાલમાં નજરબંધ કરવાનું કૃત્ય મહાસભાના મત પ્રમાણે ગેરકાયદે તથા વૈર વૃત્તિ ભરેલું છે.

મહારાજા તથા તેમના સગાસંબંધીઓને ખાત્રી આપે છે કે તેમની સાથે કરવામાં આવેલા આ ભારે અન્યાય સામે તેમની સાથે સહાનુભૂતિ દર્શાવે છે.

૨૦. ભાઇ સંતસિંહ, ભાઇ ગજ્જનસિંહ અને ભાઇ દસબંધસિંહને ૩ જા રેગ્યુલેશન નીચે કેદ રાખવાના બ્રિટિશ સરકારના કૃત્યને વખોડી કાઢે છે અને બહાદુરોની માફક કષ્ઠ સહન કરવા માટે તેમને અભિનંદન આપે છે.

૨૧. માર્શલ લૉના કેદી પંજાબના શ્રી. બુગ્ગા અને શ્રી. રત્તો વગેરે તથા

કેરળના શ્રી. એમ. પી. નારાયણ મેનન—જેમણે સરકારી શરતો સ્વીકારીને છુટા થવાના સૌ પ્રસ્તાવનો તિરસ્કાર સાથે અસ્વીકાર કર્યો છે તેમને તથા મોપણ કેદીઓને તેમના ત્યાગ અને સહનશક્તિ માટે અભિનંદન આપે છે, તથા સરકારી કૃત્યને વખોડી કાઢે છે.

લાહોરની પોલિસની જપ્તીઓ તથા લાલા કેદારનાથ સહગલ તથા પંજાબના મહાસભાવાદી તથા નવજવાન ભારત સભા તથા છાત્રસંઘના કાર્યકર્તાઓને ગિરફતાર કરવાના કૃત્યને વખોડી કાઢે છે અને ગિરફતાર થયેલા લોકો પર પોલિસે જે સખ્તાઇ દેખાડી છે તે તરફ પોતાનો સખ્ત શબ્દોમાં રોષ વ્યકત કરે છે.

હોદ્દેદારો : મંત્રીઓ : ૧ ડૉ. અનસારી.
૨ પં. જવાહરલાલ નહેરુ.
કોષાધ્યક્ષ : શેઠ જમનાલાલ બજાજ.



# પ્રકરણ ૮ મું

## લાહોરનું ૪૪મું અધિવેશન

પૂર્ણ સ્વરાજની ઘોષણા કરનાર લાહોરની બેઠક ભરાય તે દરમિયાન દેશભરમાં ઠીક ઠીક જાગૃતિ આવી ગઇ હતી. જેઓ રાષ્ટ્રીય લડતને અંતીમ ધ્યેય મેળવવા સુધી લઇ જવા તૈયાર હતા તેઓ માનતા હતા કે કલકત્તાની મહાસભાએ નહેરુ અહેવાલવાળા સાંસ્થાનિક સ્વરાજનો સ્વીકાર કરવા માટે આપણા શાહીવાદી માલિકોને તક આપી હતી તે તકનો તેઓ લાભ નહિ જ લે અને આપેલી મુદત પૂરી થતાં મહાસભા અને તેની મારફતે હિંદે પૂર્ણસ્વાતંત્ર્યની ઘોષણા કરવી પડશે અને દેશને તેને માટે લડત ઉપાડવા તૈયાર કરવો પડશે. દેશની પરિસ્થિતિ પણ આસ્તે આસ્તે આને માટે તૈયાર થતી જતી હતી. લોકોનો અસંતોષ વધતો હતો, બીજી બાજુ પરથી આ અસંતોષને પહોંચી વળવાના પ્રમાણિક અને ગંભીર ઉપાયોને અજમાવવાને બદલે નોકરશાહી આત્મ-ઘાતક રીતે દમનનો ઉપયોગ કરી રહી હતી.

આ અસંતોષનું વાસ્તવિક તથા ગંભીર સ્વરૂપ મુંબઇ, જમશેદપુર વગેરેની ઔદ્યોગિક સ્થળોની કામદારોની ફરિયાદો તથા વ્યાપક હડતાલોમાં પ્રગટયું. આ હડતાલો પાછળ આર્થિક કારણો તો હતાં જ પરંતુ આની મારફતે વિશાળ સમુદાયને રાજકીય તાલીમ પણ અપાતી હતી. દેશમાં મહાસભાના રાજકારણ છતાં બીજું વધારે જલ્લદ અને ઉદ્દામ રાજકારણ આસ્તે આસ્તે અસ્તિત્વમાં આવતું હતું.

ઔદ્યોગિક હડતાલો અને અસંતોષોમાંથી મજૂરવર્ગ તાલીમ મેળવી રાજકીય આંદોલનો આરંભે તેમ નોકરશાહી ઇચ્છતી ન હતી. એણે સમયસર

મુંબઇ, યુક્તપ્રાંત તથા પંજાબના શહેરોમાં દરોડા પાડીને અનેક કાર્યકરોને ગિરફતાર કર્યા. આમાં મહાસમિતિના પણ કેટલાક સભ્યો હતા. આ ગિરફતારી બાદ એક મોટો આંતરપ્રાન્તીય મહત્ત્વનો મીરત કાવત્રા કેસ ઉભો કરવામાં આવ્યો. આ મુકદમો હિંદની રાજકીય સીમા ઓળંગીને દુનિયાના રાજકારણમાં તેના ઓળા પાડવા લાગ્યો. સરકારે પણ વિશાળ પાયા પર આને પહોચી વળવાનો નિશ્ચય કર્યો હતો. આ મુકદમો ચારેક વર્ષ ચાલ્યો.

દરમિયાન સરકારે વડી ધારાસભાના પ્રમુખના વિશેષ મતને કારણે નકારાયેલો જાહેર સલામતીનો કાયદો ફરીને રજુ કરવાનો મનસુબો કર્યો. એક વાર ધારાસભાએ જે ખરડો નામંજુર કર્યો હતો તેને ફરીને રજુ કરવામાં ધારાસભાના અધિકારનો સવાલ હતો અને આ અધિકાર સાચવવાની જવાબદારી ધારાસભાના પ્રમુખની છે. સરકારની ચાલબાજી સામે ધારાસભાના પ્રમુખ શ્રી વિઠ્ઠલભાઇ પટેલે ખૂબ જ બહાદુરીપૂર્વક લડત ચલાવી. આ ખરડો રજુ કરવા સામેના તેમણે કારણો રજુ કર્યા. આ કારણોમાંનું એક કારણ મીરત કાવત્રા કેસ પણ હતું. આ કેસનો ચુકાદો ન આવે ત્યાંસુધી આવા પ્રકારનો ખરડો પસાર કરવી ન શકાય તેવી તેમની દલીલ હતી.

મહાસભાની પ્રવૃત્તિને સમાન્તરે હિંસક લડત પણ ચાલી રહી હતી. દેશના અકળાયેલા જુવાનોનો એક વર્ગ હિંસા દ્વારા પણ સ્વાધીનતા પાછી મેળવવા સમે તે ભોગ આપવા તૈયાર થઇ રહ્યો હતો. આ વર્ગના ચાર પ્રતિનિધિઓએ સરકારને વેળાસર ચેતી જવા લાલબત્તી દેખાડવાના હેતુથી વડી ધારાસભામાં બેઠક ચાલુ હતી તે દરમિયાન બોમ્બ ફેંક્યો, અને તેઓ ત્યાં જ પકડાઇ ગયા. લાહોરમાં સાયમન બહિષ્કાર સરઘસ પર લાઠીમાર કરનાર સોન્ડર્સનું ખૂન થયું. આ બધાની પાછળ લાહોર અને કલકત્તા કાવત્રા કેસ ઉભા થયા.

સામ્યવાદીઓ તથા હિંસાવાદીઓની સામે તો દમન ચાલુ જ

હતું. પરંતુ કાયદેસર અને શાંત રીતે કામ કરી રહેલા ઉદ્દામ મહાસભાવાદીઓ સામે પણ દમન ચાલુ કરી દેવામાં આવ્યું હતું.

બહારની પ્રવૃત્તિ કરનાર રાજદ્વારીઓના સ્વાતંત્ર્યને હરી લેવામાં જ નોકરશાહીએ પોતાનું કર્તવ્ય પૂરું થયું એમ સ્વીકાર્યું નહિ. સ્વાતંત્ર્ય ગુમાવેલા રાજદ્વારી કેદીઓ પર પણ જેલમાં અમાનુષી વર્તાવ ચાલુ કરી દેવામાં આવ્યો હતો. જેલના વર્ગીકરણમાં રાજદ્વારી કે સામાન્ય ગુનેગાર કેદીઓ વચ્ચે કોઈ જ જાતનો તફાવત ન હતો. નોકરશાહીના આવા ભયંકર અને અમાનુષી વર્તાવની સામે હિંદના સમસ્ત રાજદ્વારીઓ વતીથી લાહોરની જેલમાં સડતા જતીન્દ્રનાથ દાસે ઉપવાસ આદર્યાં. એજ પ્રમાણે બ્રહ્મદેશની જેલમાંના રેવ. વિઝયાએ પણ ઉપવાસ આદર્યા. આત્મા અને માણસાઈ વિનાની નોકરશાહીને આથી કંઈ જ અસર ન થઇ. જતીન ૬૧ દિવસના અપવાસ પછી અને રેવ. વિઝયા ૧૬૯ દિવસના ઉપવાસ પછી મૃત્યુ પામ્યા. જતીનના મૃતદેહને દેશે અપૂર્વ માન આપ્યું.

આ બધી ઘટનાએ લાહોરમાં ઘડાનાર ચોક્કસ ભાવી તરફ દેશને ખેંચ્યો.

આ છતાં આશાવાદી મોટેરાઓ સરકાર તરફથી કંઇક લટકાની આશા સેવી રહ્યા હતા ઇંગ્લેંડમાં સામાન્ય ચુંટણીઓ પછી હિંદને સ્વરાજ અપાવવાની ચુંટણીઓ દરમિમાન ગુલબાંગો પોકારનાર મજૂરપક્ષ સત્તા પર આવ્યો હતો. આથી પણ આગેવાનોની આશામાં વધારો થયો હતો. વાઈસરોય લોર્ડ અરવિન ચાર માસ ઈંગ્લેંડ જઇ આવ્યા પછી શાહી સરકારની વતીથી બંધારણીય સુધારામાં મદદ આપવા માટેની ગોળમેજીની જાહેરાત કરી. આ જાહેરાત પછી માત્ર ચોવિસ જ કલાકમાં આગેવાનો દિલ્હીમાં ભેગા મળ્યા અને તેમણે તેને વધાવી લીધી; જો કે આ જાહેરાતમાં હિંદના બંધારણ માટેના ચોક્કસ અને પ્રાપ્ય ધ્યેયની વાત કરવામાં આવી ન હતી. તેમાં સાંસ્થાનિક સ્વરાજની માત્ર ગોળ ગોળ

અને અયોગ્ય વાત હતી ગોળમેજી પછી પણ શુ આપવુ કે શુ ન આપવુ તેનો નિર્ણય તો શાહી બ્રિટિશ પાર્લામેન્ટ જ કરી શકે હિંદના તદ્દન પ્રાથમિક આત્મનિર્ણયના અધિકારને પણ સ્વીકારવામા આ યો ન હતો આમ છતા તેના પ્રત્યુત્તરમા પૂર્ણ સ્વરાજીઓથી માંડીને મવાળ આગેવાનોએ શરમ આવે તેવુ ઉદારતાભર્યુ વર્તન દાખવ્યુ

મહાસભાની બેઠક નજીક આવતી હતી, આગેવાનો લાહોર તરફ જતા હતા દરમિયાન પ્રવાસેથી પાછા ફરતા નામ વાઇસરોયની ટ્રેન પર બોમ્બ પડયો વાઇસરોય ને તેમનો રસાલો બચી જવા પામ્યો આ પછી તરત જ ગાધીજી પ મોતીલાલ વગેરે આગેવાનો નામ વાઇસરોયને ન્હુ દિલ્હીમા મળ્યા તેમણે શાહી સરકાર વતીથી ગોળમેજીમા સાસ્થાનિક સ્વરાજવાળા બ ધારણના સિદ્ધાન્ત સ્વીકારવાની વાત રજુ કરી. નામ વાઇસરોયે કોઇપણ જાતની બાંહેધરી આપવાની સાફ ના પાડી અને વર્ષ દરમિયાન સરકાર તરફના લટકાની આશા રાખી રહેના મોટેરાઓની આશા લગભગ નિષ્ફળ ગઇ

હવે સૌનુ ધ્યાન રાવી નદીના તટ પર ઠર્યું શિયાળાની ભયકર ઠ ડીમા દેશના ખૂણેખૂણેથી પ્રતિનિધિઓ લાહોરમા ભેગા મળ્યા

કલકત્તામા સાસ્થાનિક સ્વરાજની માગણી કરવામા આવી હતી આ માગણી ઓછી હતી તેવી દેશને પ્રતીતિ કરી આપનાર તેને માટે વિચારમગ્ન ઊભુ કરનાર પ જવાહરલાલ લાહોરના પ્રમુખ તરીકે ચુટાયા હતા લાહોરના પ્રમુખપદ માટે ગાધીજી તથા બારડોલીમા વિજય મેળવ- નાર શ્રી વલ્લભભાઇ પટેલના નામો સૂચવાયા હતા પર તુ લાહોરને જે વિશેષ કામ કરવ નુ હતુ તેની યોગ્ય દોરવણી પ જવાહરલાલ આપે તે ઇરાદાથી આ બન્ને અગ્રણીઓ આ હરીફાઇમાથી ખસી ગયા હતા

કાનપુરની મહાસભામાં ફારેગ થતા પ્રમુખ ગાંધીજીએ નવા પ્રમુખ શ્રી સરોજિની નાયડુને મહાસભાનુ સુકાન સોપવાની જે વિધિ પાડી હતી તે વિધિનો અતિશય રોમાચક તથા પ્રેરક પ્રકાર તો લાહોરમા જોવા

મળ્યો. પિતા પં. મોતીલાલે પુત્ર પં. જવાહરને મહાસભાનું સુકાન સોંપ્યું તે દૃશ્ય મહાસભાના ઇતિહાસમાં કદાચ સૌથી વધારે લાગણીભર્યું હોવું જોઇએ.

અદ્દભૂત કાર્યો કરી પરવારતો એક યુગ પછી આવતા આશાભર્યા યુગને પોતાનો વારસો સોંપે તેવું એ દૃશ્ય હતું.

**લાહોરની મહાસભાનું અધિવેશન ૧૯૨૯ ના ડીસેમ્બરની ૨૯ તથા ૩૧ મી તથા ૧૯૩૦ ના જાન્યુઆરીની ૧લી તારીખો** દરમિયાન મળ્યું હતું.

## સ્વાગત પ્રમુખ ડૉ. સૈફુદ્દીન કીચલુનું ભાષણ

લાહોર મહાસભાના સ્વાગત પ્રમુખ ડૉ. સૈફુદ્દીન કીચલુએ પ્રતિનિધિઓને આવકાર આપતાં નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:

" આપણી લડતનો આ વિષય કાળ છે, અત્યારે આપણે આપણા પક્ષના અને આપણી વિરૂદ્ધના બળોનું પૃથક્કરણ તથા સંયોગીકરણ કરીને ભવિષ્ય માટેના માર્ગનું નિર્માણ કરવાનું છે. બ્રિટિશ લોકો અહીં રાજ કરવા આવ્યા ન હતા. એમને તો વેપાર ખેડીને એકદમ પૈસાદાર થઇ જવું હતુ. તેઓ આપણા વિજેતા થઇ ગયા એ તો એક માત્ર અકસ્માત છે; જ્યારે બ્રિટિશ લોકોને હિંદનો પરિચય થયો ત્યારે હિંદની દૌલત અને સમૃદ્ધિથી તેમને આશ્ચર્ય થયેલું. તે સમયે આપણો માલ એશિયા, અમેરિકા, અને યુરોપનાં બજારોમાં મશહુર હતો. આપણું સુતરાઉ તથા રેશમી કાપડ, શાલ દુશાલા, મસલીન વગેરેનાં મોં માગ્યા દામ દુનિયાભરનાં બજારમાં અંકાતાં. આપણાં ઝવેરાત, માટીની કારીગરી અને ધાતુ કામની દુનિયાને ઇર્ષા આવતી. હિંદની દૌલત અને સમૃદ્ધિની વાતોથી આકર્ષાઇ અંગ્રેજો અહીં આવેલા. મોગલોના સમયમાં આપણી સંસ્કૃતિ અને કળા પુષ્કળ ખીલી નીકળેલાં, તે સમયે બ્રિટન જંગલી અવસ્થામાં હતું

લોર્ડ કર્ઝન જેવા શાહીવાદીઓને કબૂલ કરવું પડયું હતું કે તે સમયે હિંદમાં સમર્થ સામ્રાજ્યો પ્રવર્તતાં હતાં.

ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ રાજદ્વારી બાંહેધરી મેળવીને આપણું આર્થિક શોષણ શરૂ કરી દીધું. આપણને હિંદના હૃદયભેદક ઇતિહાસમાં ઉતરવાની અત્યારે જરૂર નથી. મહારાણી વિકટોરિયાએ હિંદને ઘણુંય આપવાનું વચન આપ્યું હતું. પરંતુ હિંદને હજુ સુધી કશું જ મળ્યું નથી. હિંદુસ્તાન અત્યારે ગુલામ પ્રજા બની ગયું છે.

અંગ્રેજોએ પોતાની પીઠ મજબૂત બનાવવા જમીનદારોની સંસ્થા ઉભી કરી. કમિશન એજન્ટો, દલાલો અને વ્યાપારીઓ ઊભા કર્યાં. હિંદના લોકોને લુંટવાની આ તો એક બાજી છે. બ્રિટિશ શાહીવાદીઓએ આપણને લુંટવાના ઘણાંય હથિયારો અહીં ઉભાં કરી દીધાં છે.

આપણાં હથિયારો લઇ લઇને અંગ્રેજોએ આપણને ગુલામ અને નિશધાર બનાવી મૂકયા છે, આપણું રક્ષણ કરવાનાં બહાના નીચે જબર લશ્કરી ખર્ચ ગોરા સામ્રાજ્યના હિત ખાતર કરવામાં આવે છે.

ગયા મહાયુદ્ધ વખતે હિંદે ૧૪૦૧૩૫૦ માણસો રણભૂમિ પર મોકલી દીધા હતા, અને કંઇક આશાથી, કંઇક બળજબરીથી અને કંઇક ભયથી ૨૦ કરોડ પાઉન્ડ જેટલી ભયંકર રકમ બ્રિટનને " ભેટ ધરવાની " આપણને ફરજ પડી હતી.

મહાયુદ્ધ પછી બ્રિટનની મૂડીએ કાયમને માટે આપણા દેશમાં થાણાં નાખવા માંડયાં છે. અને પહેલીજ વાર બનાવટી હિંદી નામ હેઠળ અંગ્રેજ પેઢીઓ હિંદમાં રજીસ્ટર થવા લાગી છે. મિલ ઉદ્યોગનો મોટો ભાગ બ્રિટિશ મૂડી પર નભી રહ્યો છે. ખેડુતો પ્રત્યેની સરકારી નીતિનું સુચન લોર્ડ મેલીનબરીના શબ્દોમાં કહીએ તો હિંદનાં અંગ ઉપાંગમાંથી લોહી શોષી લેવાની છે.

આ વસ્તુ પાશવી લાગે છે પરંતુ તે તદન સાચી છે. આપણાં સઘળાં દર્દોનું મૂળ આ ઠેકાણે જ રહ્યું છે. હિંદનું લોહી ચૂસવા માટે

હિંદને ગુલામ રાખવામાં આવ્યું છે. હિંદ, સંપૂર્ણ રીતે સોપાઇ સફેદ પૂણી જેવું થઇ ગયું છે. હિંદની સપાટી પરની દોલત ઉંચકાઇ ગઇ છે. હવે આ સંપત્તિના ઉત્પત્તિસ્થાનોનો વારો આવી ગયો છે.

હિંદનો પ્રશ્ન મુખ્યત્વે કરીને આર્થિક છે. હિંદમાંની કંગાલિયત, રોગ અને મોટું મરણપ્રમાણુ અંગ્રેજોના અહીં આવ્યા પછી જ મોટે ભાગે જોવામાં આવે છે. સ્વતંત્રતા મેળવ્યા વિના આ દેશનો આર્થિક ઉદ્ધાર થવાની આશા જ નથી.

જાપાને રશિયા જેવી બળવાન શહેનશાહત પર વિજય મેળવ્યાથી, અને રશિયા, ચીન, ઇરાન અને ટર્કીમાં ક્રાંતિ જાગીને પ્રજાતંત્રો સ્થપાયાથી પૂર્વની પ્રજામાં અને તેમાં પણ ખાસ કરીને હિંદની પ્રજામાં સ્વતંત્રતાની ધગશ જાગી છે. આમાં પણ, ગઈ મહાન લડાઇ વેળા બ્રિટન વતી લોઇડ જ્યોર્જની સરકારે નાની પ્રજાઓને સ્વતંત્રતા આપવાના અને આ પ્રજાઓનો આત્મનિર્ણયનો અધિકાર અમલમાં મૂકવાનાં બણગાં ફુંક્યાં અને શહેનશાહતની કટોકટિને સમયે હિંદે મહાન લડાઇમાં નાણાં અને માણસોની અખૂટ મદદ આપીને ઉપરની પરિસ્થિતિ વધારે જોરદાર બનાવી. પરંતુ લડાઈ પૂરી થતાં લોઇડ જ્યોર્જનું વચન પાણીમાં ગયું. હિંદને માત્ર નામના મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા આપવામાં આવ્યા. આ સુધારાનો ૧૯૧૯ની અમૃતસરની મહાસભાની બેઠકે સર્વાનુમતે વિરોધ કર્યો.

ઉદ્દામ વિચારના હિંદી રાજદ્વારીઓને દાબી દેવાના હેતુથી સરકારે રોલેટ કાયદો ઘડયો—તેની સામે દેશભરમાં પ્રચંડ ચળવળ ભભૂકી ઊઠી. અત્યારે કોમી ભેદભાવની ભારે ઉહાપોહ ચાલે છે, પરંતુ દેશની એ લડતમાં સઘળી કોમો એકદમ જોડાઇ ગઇ.

પરિણામે સરકારે દમનનીતિનો કોયડો ચલાવ્યો, વીમાનોમાંથી લોકો પર બોમ્બનો મારો ચલાવ્યો, પરદેશીન બાનુઓના પડદા લશ્કરી માણસોએ ખસેડયા. લોકો પાસે નાકલીટી તણાવી, કંઇકને જેલમાં પૂર્યાં, કંઇકને ફાંસીની સજા થઇ—જનરલ ડાયરે જલિયાંનવાળા બાગમાં હજારો

લોકોના ટોળા પર બંદૂકનો મારો ચલાવી આશરે એક હજાર નિર્દોષ માણસોની કતલ કરી. આના પર હંટર કમિટિનો રિપોર્ટ થયો અને સરકારે ગુનેગાર અમલદારોને વગર સજાએ જતા કર્યા.

આ પછી ગાંધીજીએ દેશની આગેવાની લઈ, અસહકારની ચળવળ પૂર જોશથી અમલમાં મૂકી. દેશના હજારો નવયુવાનોએ ધારાસભાનો, શાળાઓનો અને કચેરીઓનો બહિષ્કાર કરી તેની કિંમત ઓછી કરી ચૌરી–ચૌરાના અત્યાચારથી અસહકારનું હથિયાર ગાંધીજીએ હેઠું મૂકયું; ગાંધીજીમાં જેલમાં પુરાયા પછી અસહકારની હીલચાલ છેક જ પડી ભાંગી એ તાજો જ ઇતિહાસ છે. હિંદે નવજુવાનોને રાષ્ટ્રની સ્વતંત્રતાની લડત માટે તૈયાર કરવાના છે.

અત્યારે દેશ સમક્ષ નીચેના પાંચ કાર્યો પડયાં છે;

( ૧ ) પ્રજાકીય સ્વતંત્રતાના આદર્શની જાહેરાત,

( ૨ ) પ્રજાકીય સેવકોના સૈન્યની રચના, અને કામદાર કિસાનોનું સંગઠન,

( ૩ ) ધારાસભાનો સંપૂર્ણ બહિષ્કાર,

( ૪ ) આવા વખતના પ્રજાકીય કાર્યકર્તાની વ્યવસ્થા,

( ૫ ) વૈયકિતક અને સામુદાયિક સવિનય ભંગ માટે પસંદ કરેલા પ્રદેશોમાં તૈયારી. ”

* * *

## પ્રમુખ પં. જવાહરલાલ નહેરુનું ભાષણ

લાહોર મહાસભાના પ્રમુખસ્થાનેથી દેશની આશાઓ, લાગણીઓ અને આવેગોથી ભરપૂર પં. જવાહરના ભાષણને કોઈ પણ જાતના વિશેષણો લગાડયા વિના વાંચકની આશાઓ, લાગણીઓ અને આવેગોનો સીધો પ્રતિઘોષ પડાવવા અહીં અમે સારરૂપે રજુ કરીએ છીએ.



શ્રી. જવાહરલાલ નહેરૂ

૧૯૨૯-૩૦ માં લાહોર ખાતે ભરાયલી ૪૪ મી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ.

" છેલ્લાં ૪૪ વર્ષો થયાં મહાસભાએ હિંદની સ્વતંત્રતા માટે જહેમત ઉઠાવી છે. લડતનાં આ વર્ષો દરમિયાન લાંબા કાળથી તંદ્રામાં પડેલી જનતાને તેણે જાગૃત કરીને આખીય રાષ્ટ્રીય લડતનું તેણે ચણતર કર્યું છે. આજે આપણે આપણા ભાવીના મંથનકાળે એકઠા મળ્યા છીએ. આપણે આપણા ધ્યેયને આશા અને પ્રીતીની નજરે જોઈ રહ્યા છીએ, આપણને આપણી ત્રુટીઓ અને વિવેક વિષે પૂરેપૂરૂં ભાન છે અને એથી જ લડતના આરંભકાળમાં જેમણે જીવન ખરચી નાંખ્યાં છે અને ભાવી પ્રજા માટે સફળતાનો આનંદ રહેવા દઇ જેઓએ કોઇ પણ બદલા વિના પ્રાણ ન્યોછાવર કર્યા છે એ ગઇ કાલના મહારથીઓને આપણે પ્રથમ સ્મરણની અંજલી આપીએ.

આજકાલના આપણે તો એમની રચેલી ભૂમિકા ઉપર ઊભા ઊભા એમના પ્રયત્નોનું મૂલ્ય કદાચ ઓછું ચૂકવીએ. સંસારમાં એમ જ ચાલે છે. પણ તમારામાંના કોઇ પણ હિંદની સ્વતંત્રતાના એ પ્રણેતાઓને ભૂલી શકે નહિ તેમ એમના ભારે કામની અવગણના પણ કરી શકે નહિ

એમના કેટલાકનાં નામો પણ આપણે નહિં જાણતા હોઇએ. એ યુવાનોએ જાહેર પ્રસંશા કે કીર્તિની અપેક્ષા વિના મુંગા મુંગા સહન કર્યું હતું અને પોતાની નસોના ઉના લોહીથી હિંદનો નાજુક સ્વાતંત્ર્ય છોડ પોષ્યો હતો

જ્યારે આપણામાંના કેટલાક લડતનો પારો હળવો કરતા હતા અથવા સમાધાનને ચીલે ચાલતા હતા ત્યારે એ બહાદુરોએ ખડા થઇને પ્રજાની સ્વતંત્રતાનો શંખનાદ ફુંક્યો અને જગતભરની પ્રજાઓને કહી દીધું કે, પતિત થયેલું હિંદ હજુ એના હ્રદયમાં ચેતનની ચિનગારી રાખી બેઠું છે. કારણ કે ગુલામી અને જોહુકમીને તાબે થવા તે સાફ ના પાડે છે. આમ એક એક ઈંટ મૂકતાં રાષ્ટ્રની લડતનું મંડાણ થયું અને કેટલીય વખત એના પનોતા પુત્રોને સાથરે સુવાડી, એ મુડદાના ઢગલા પર ઊભા રહી હિંદે પ્રગતિ સાધી છે,

એ જૂના જોદ્ધાઓ આપણી સાથે નથી, પણ એમનામાં રહેલી હિંમત આપણે સાચવી રાખી છે, અને એથી હજી પણ હિંદમાં જતીનદાસ અને વિઝાયા જેવા વીર પુત્રો પાકે છે.

આ ભવ્ય વારસો આપણને મળ્યો છે અને તમે મને એનો રક્ષણ-કર્તા નીમ્યો છે. હું તો અહીં અનાયાસે આવ્યો છું. આ જગ્યાએ જગત-ભરમાં સૌથી મોખરે તરી આવતી વ્યક્તિને પસંદ કરવામાં આવી હતી.

આજે જગતમાં તમે જ એક એવી પ્રજા નથી કે જેને વિકટ પ્રશ્નો મુંઝવતા હોય. આખું જગત-આજે એક વિશાળ પ્રશ્ન જેવું થઇ પડયું છે અને દરેક પ્રજા આજે મંથન અનુભવી રહી છે; શાંતિ અને સંસ્થિતિ લાવનો શ્રદ્ધાનો યુગ હવે આથમી ગયો છે. આપણા પૂર્વજોને મન ખૂબજ પવિત્ર અને અચલ લાગતી વસ્તુઓ તરફ આજે સંશયનું વાતાવરણ જામ્યું છે. સમાજ અને રાજ્યવ્યવસ્થા પરિવર્તનના પુરમાં તણાઇ રહ્યાં છે. મિલ્કતનો માલિકી હક્ક, ન્યાયવ્યવસ્થા, સ્વતંત્રતા અને કુટુમ્બસંસ્થા આ સૌનાં સ્વીકૃત ધોરણ પર આજે પ્રહારો પડી રહ્યા છે. આ બધાનું પરિણામ ભાવીમાં તોળાઇ રહ્યું છે. આજે આપણે ઇતિ-હાસના સંહારમાંથી પસાર થઈ રહ્યાં છીએ. જગત આજે પ્રસૂતિની વેદનાથી પીડાઇ રહ્યું છે અને એ પ્રસૂતિની વેદનામાંથી જ નવયુગનો જન્મ થશે.

એશિયા અને હિંદ પણ જગતની ભાવી રચનામાં નિર્ણયાત્મક હિસ્સો આપશે. યુરોપીય પ્રજાઓની અગ્રમુખત્યારીનો ટુંકો દિવસ હવે આથમવા લાગ્યો છે. ભાવીની નજર હવે એશિયા અને અમેરિકા તરફ પડી છે. જમાનાઓ સુધી એશિયાની સેનાઓએ યુરોપને ખુંદી નાખ્યો હતો, અને આજનું યુરોપ અને ત્યાંની પ્રજા આ સમયના એશિયાવાસી-ઓમાંથી ઉતરી આવેલ છે. તત્ત્વજ્ઞાન એ જરૂર એશિયા અને ખાસ કરીને હિંદની વિશિષ્ટ કીર્તિ હતું પણ કાર્યબળમાંય હિંદ અને એશિયા એમના વિચારબળ જેટલાં જ ભૂતકાળમાં મશહૂર હતાં.

હિંદ આજે તો જગતભરની પ્રવૃત્તિનો એક ભાગ છે, આ સર્વ-વ્યાપી પ્રવૃત્તિમાંથી તે અલગ રહી શકે નહિ. આપણને ભલે આપણા પ્રશ્નો હોય અને તે આકરા અને મુશ્કેલ પણ હોય, પરંતુ જગતને આવરી રહેલી ક્રાન્તિને આપણે અવગણીએ તો એમાં આપણું જ હિત જોખમાય છે. સંસ્કૃતિ એ કોઈ એક પ્રજા કે દેશનો ઇજારા નથી. તેનું ઘડતર અનેક પ્રજાના લાક્ષણિક તત્ત્વોમાંથી થાય છે. સૌ પોતપોતાની સભ્યતા મુજબ એ સંસ્કૃતિને અપનાવે. જો હિંદને જગતને કંઈક સંદેશો આપવાનો હોય તો સાથે સાથે એણે બીજી પ્રજાઓ પાસેથી ઘણું શિખવાનું અને સાંભળવાનું છે.

આજનો સૌથી અગત્યનો પ્રશ્ન સામાજિક અને આર્થિક સમાનતા-નો છે. હિંદને પણ આ પ્રશ્નનો ઉકેલ કરવાનો જ છે. જ્યાંસુધી આર્થિક સમાનતાનો પ્રશ્ન ઉકેલી ન શકાય ત્યાંસુધી એની રાજકીય અને સામાજિક વ્યવસ્થા સુરક્ષિત નથી. હિંદના આ પ્રશ્નનો ઉકેલ તેની સંસ્કૃતિ અને વિચારબળને પરિણામે જ આવવો જોઇએ. અને એ દષ્ટિએ જ આખી સમાજવ્યવસ્થાનો નિર્ણય થાય તો આપણી સ્વતંત્રતાને પાછી હડસેલી રહેલા કોમી પ્રશ્નોનો પણ નિકાલ આવે.

હજુ પણ ભય અને અવિશ્વાસ ઘર કરી બેઠા છે. સર્વપક્ષ પરિષદે ગણત્રી કરી શકાય એવું પરિણામ આણ્યું છે પરંતુ ધાર્યું પરિણામ મેળવી શકાયું નથી. ટકા અને ગણિતના આંકડાની ગણત્રીના પ્રમાણમાં લાગણીનો પારો ઉંચો ચઢ્યે જાય છે. અવિશ્વાસ અને ભયને નાબુદ કરવા માટે દલીલો અને તર્કો સફળ સાધનો નથી. માત્ર શ્રદ્ધા અને હૃદયની ઉદારતા જ એનો અંત લાવી શકે. મક્કમ મનોબળવાળી લઘુમતીને બહુમતી કદી દબાવી શકતી નથી અને નાની સંખ્યાવાળી કોઇપણ કોમ માત્ર ધારાસભામાં એકાદ બે જગ્યા વધારે મેળવીને જ સહીસલામત રહી શકતી નથી. આજે દુનિયામાં લઘુમતી જ સત્તા

અને સંપત્તિને પોતાના હાથમાં રાખી રહી છે અને બહુમતી પર પોતાનો અખત્યાર અજમાવી રહી છે.

અંધશ્રદ્ધા અને ધાર્મિક ઝનૂન માટે હું કદી મરી ફિટતો નથી. અમુક ધર્મ કે મતના અનુયાયીઓની સંખ્યા ઉપર રાજકીય કે આર્થિક હકકો અવલંબી શકે એ વસ્તુ હજુ મને ગળે ઉતરતી નથી. અધીન પ્રજાનું રાજકારણ અવિશ્વાસ અને ભીતી ઉપર જ રચાયું હોય છે અને એ બધાને જલદી દેશવટો આપવાની બુદ્ધિ બુઠ્ઠી બનાવી દે એટલો વખત આપણે પરાધીન રહ્યા છીએ.

ગયે વર્ષે કલકત્તાની મહાસભાએ સર્વપક્ષ પરિષદની યોજનાને એક વર્ષ સુધી અજમાવી જોવાનું વચન આપ્યું હતું. આજે એ વર્ષની મહેતલ પૂરી થાય છે અને કુદરતી રીતે આ બેઠક માટે સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ સ્વીકારવાનું અને એને માટે કાર્યક્રમ ગોઠવવાનું રહે છે. વર્ષ દરમિયાન આપણને નથી સાસ્થાંનિક સ્વરાજ્ય મળ્યું કે નથી મળ્યું આપણને સર્વપક્ષ પરિષદનું રાજબંધારણ. આપણને મળી છે માત્ર એ કલકત્તાના ઠરાવના બદલામાં ક્રુર દમનનીતિ. આપણી રાષ્ટ્રીય અને મજૂર ચળવળને દાબી દેવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે. ધરાર ધણી થઈ બેઠેલી લશ્કરી જમાત આખાય દેશને એની લોખંડી એડી નીચે કચડી રહી છે. અને જરાક માથું ઉંચું કરો કે તરત જ એ સીતમગારની ચાબુક ઉત્તમમા ઉત્તમ માણસના માથા પર કાયમને માટે તોળાઇ રહી છે.

હમણા હમણાં શાંતિને નામે ફોસલાવવાનુ કામ શરૂ થયુ છે. અંગ્રેજ સરકાર વતી નામ. વાઇસરોય જાહેર કર્યું હતું કે રાજબંધારણ ઉપર સરકાર સાથે ચર્ચા ચલાવવા હિંદી રાષ્ટ્રીય નેતાઓને પણ આમંત્રણ આપવામાં આવશે. આપણી સામે પડેલી નકકર હકીકતોના નિવારણરૂપે શુભનિષ્ઠાનો કંઈ જ અર્થ નથી. બ્રિટિશ મુત્સદ્દીઓનો આપણને અનુભવ હોવાથી તેમનાથી આપણે ચેતતા રહેવું જોઇએ.

કલકત્તાના ઠરાવનો એમાં કંઇક જવાબ છે એટલુંજ માત્ર અનુમાન થઇ શકે. પરંતુ આપણા નેતાઓએ વધારે અર્થ નીતારવાનો પ્રયાસ કર્યો, બનતી તોડજોડ કરી વચગાળે મળવાની મથામણ પણ કરી જોઇ, સંપૂર્ણ સ્વતંત્રતાવાદીઓને તો નામ. વાઇસરોયના નિવેદનમાં ભ્રામક નીતિના ભણકારા સંભળાયા હતા. જ્યાં સુધી આપણને માનવંત સમાધાનનો દૂરદૂરનો માર્ગ પણ સંભવિત જણાતો હોય ત્યાં સુધી, અનેક માણસોને આફતમાં લાવી મૂકે એવો રાષ્ટ્રીય જંગ ઝુકાવવો વાજબી ગણાય કે નહિ એ જાતની મનોદશાથી આત્મસંશોધન કર્યા પછી જ અમે દિલ્હીના જાહેરનામા પર મતુ માર્યું હતું. એમાં અમે ખોટું કર્યું કે સારૂ એ અત્યારે હું કહી શકતો નથી. નામ. વાઇસરોયની જાહેરાત પર આમની સભામાં જે પ્રલાપો અને પ્રશ્નોત્તરો થયા તેથી અમારા રહ્યાસહ્યા સંદેહો પણ ભાગી ગયા. જાહેરાત માટે સાચી સમજણ સાંપડી ગઇ હોવા છતાં કારોબારીએ મંત્રણા માટે બારણાં ઉઘાડાં રાખી છેવટનો નિર્ણય આ મહાસભા પર મુલતવી રાખ્યો છે. હિંદી પ્રધાને બ્રિટનની શુભનિષ્ઠા વિષે ખાત્રી આપી જણાવ્યુ છે કે બ્રિટિશ સરકારે ક્રમશઃ શબ્દોથીજ નહિ પરંતુ નક્કર આચરણથી હિંદને હકકો આપવાનો પ્રયાસ કર્યો છે. વેજવુડ બેનની શુભનિષ્ઠાની કદર કરતાં જણાવવુ જોઇએ કે એમના કે અન્ય મુત્સદ્દીઓના ભાષણથી આપણને કંઇએ આશા ઉત્પન્ન થતી નથી. "હિંદમાં સાંસ્થાનિક વ્યવસ્થા ચાલુ જ છે." એવી વેજવુડ બેનની વાતો તો એક ઇન્દ્રજાળ છે. એનાથી હિંદનુ આર્થિક શોષણ ઓછું થતું નથી. લંડનમાં શાહી ઠેરાથી રહેતો હાઇ કમિશ્નર, પ્રજાસંઘમાં જતા હિંદી સરકારના પ્રતિનિધિઓ, લશ્કર માટે ખોરાક વગેરેની ખરીદી, સામાન્ય સ્ટોરની ઇગ્લેંડમાં થતી ખરીદી, હિંદી ગવર્નરો અને સફેદ હાથી જેવા અધિકારીઓનો બોજો છેલ્લાં દસ વર્ષમાં ફૂલ્યો ફાલ્યો છે. આને માટે આપણી માગણી ન હતી. સરકારી હોદ્દાથી ભરમાવનારી પ્રાપ્તિને બદલે સાચી સત્તા સર કરવા આપણે ઇચ્છીએ છીએ. હિંદી વજીરે છેલ્લા દશ વર્ષના

બ્રિટિશરોએ બક્ષેલા કલ્યાણનો જે આંકડો રજુ કર્યો છે તેમા જલીયાન-વાલા બાગનો હત્યાકાડ, દમનનીતિ વગેરેને ઉમેરવામા આવ્યા હોત તો સરવાળો પૂરો થાત આવા સાસ્થાનિક સ્વરાજ્યથી હિંદને વધારે શુ મળશે તેનો ખ્યાલ આપણને પાઠવ્યો છે મૂડીભર હિંદીઓને સત્તાના પડછાયા જેવી પ્રાપ્તિ અને આમવર્ગને માટે તો અધીક વેગથી આગળ ધપતી દમન અને શોષણની સીતમગર નીતિ એજ આ યોજનાનું રહસ્ય છે.

જ્યા સુધી આપણને સાચી સ્વતંત્રતાની ખાત્રી ન મળે ત્યા સુધી આપણાથી સહકાર ન થઇ શકે બેયોનેટની અણીએ શાંતિ સ્થાપી હોય એ કદી સાભળ્યુ છે ?

સ્વતંત્રતાનો અર્થ આજે અળખામણો થઇ પડયો છે કારણ કે એ શબ્દમા એકલપેટાઇ અને સંકુચિતતાનો ધ્વનિ રહેલો છે આજે તો વિશાળ આતરરાષ્ટ્રીય ધોરણ પર પરસ્પરના આશ્રયની જરૂર છે. આપણે માટે સ્વતંત્રતાનો અર્થ બ્રિટિશ શાહીવાદની ધુંસરીમાથી મુક્તિ પૂરતો જ થાય છે આ મુક્તિ મેળવ્યા પછી જ હિંદ આખી આલમના સંયુક્ત સંઘની સાથે સહકાર સાધશે

બ્રિટિશ સામ્રાજ્ય એક સંયુક્ત સંઘ નથી. કરોડો પ્રજાજનો પર તેની શોષણનીતિનો પંજો પ્રસરેલો છે જ્યા સુધી અન્ય જાતિઓનુ શોષણ કરવામા આવે છે અને શાહીવાદ એનુ લક્ષણ છે ત્યા સુધી બ્રિટિશ સામ્રાજ્ય એક સંયુક્ત સંઘ બની શકે નહિ આ સામ્રાજ્ય રાજકીય રીતે આજે છિન્નવિચ્છિન્ન થવા લાગ્યુ છે જ્યા સુધી એ કુટુમ્બના શાહીવાદી લક્ષણોનો લોપ ન થાય ત્યા સુધી હિંદ સમાજ સભ્ય બની શકે એમ નથી આમ ન બને ત્યા સુધી સામ્રાજ્યમા હિંદની સ્થિતિ પરાધીન જ રહેવાની, અને શોષણ નીતિ સતત ચાલુ રહેવાની આ સફેદ કુટુમ્બની સોડ ખરેખર ભયકર છે શાહીવાદ અને મૂડીવાદમાથી શાંતિનો ઉદ્‌ભવ અસંભવિત છે બ્રિટિશ સામ્રાજ્ય આ બે સ્થભો ઉપર

નિર્ભર છે. એની નિગાહ નીચે તો વિદેશી અમલદારો, બ્રિટિશ મૂડી, આપખુદ રાજાઓ, હિંદી લક્ષ્મીનંદનો અને જુલ્મગાર જમીનદારોનું જ રક્ષણ થાય છે. આ લોકો રક્ષણ માટે કોલાહલ મચાવે છે અને પરિણામે રક્ષણ મેળવે છે. જેને સાચા રક્ષણની જરૂર છે એ કરોડો પ્રજાજનોનો અવાજ ક્યાંય સંભળાતો નથી. એમની વકીલાત કરવા કોઇ જ બહાર પડતું નથી. જ્યાં સુધી અહીં બ્રિટિશ સામ્રાજ્ય સાબુત છે ત્યાં સુધી આ આમવર્ગનો અવાજ સદાકાળ ગુંગળાયેલો જ રહેવાનો. સ્થાપિત સ્વાર્થોનું જ રક્ષણ એ ા નેજા નીચે થવાનું છે.

સાંસ્થાનિક સ્વરાજ્ય અને સંપૂર્ણ સ્વતંત્રતાના શબ્દોની સાઠમારી આપણે કરીએ છીએ. સાચી વસ્તુ તો સત્તા સર કરવી એ જ છે પછી તેને ફાવે તે નામ આપો. હિંદને કોઇપણ પ્રકારના સાંસ્થાનિક સ્વરાજથી ખરી સત્તા મળવાની જ નથી. બ્રિટિશ સરકાર આપણા ઉપરથી વિદેશી લશ્કર અને આર્થિક અંકુશ ઉઠાવી લેવાને તૈયાર થાય એ જ સાચી સત્તાની સુપ્રદગીરીનું માપ છે.

હિંદ આજે સંપૂર્ણ સ્વતંત્રતા સિવાય બીજું કંઇ સ્વીકારવા તૈયાર નથી. આપણને આદેશ આપવાનો પાર્લામેંટનો અધિકાર મહાસભાએ કદી સ્વીકાર્યો નથી અને સ્વીકારશે પણ નહિ. હિંદ હવે પળવાર પણ પરદેશી શાસનની તાબેદારી ભોગવવા તૈયાર નથી. ઇગ્લેંડે અમારા આકરા નિશ્ચયનું બળ ઓછું આંકવાની ભૂલ કરવી જોઇતી નથી પરિણામની પૂર્ણ જવાબદારી સમેત ગરવા ગાંભીર્યથી અમે અમારો નિશ્ચય આચરણમાં મૂકવા તૈયાર છીએ.

આપણને હવે આપણા આંતરિક કલહનો થાક ચઢયો છે. શાંતિ અને રચનાત્મક કાર્યક્રમ માટે ઝંખના જાગી છે. ઘર ભંગાતાં આપણા જુવાન જોધ કાર્યકર્તાઓ જેલમાં જકડાતાં જોવાને આજે કોઇ તૈયાર નથી. કારખાનામાં કામ કરતો શ્રમજીવી હડતાલ પર જઇ પોતાની અધૂરી આવક હોમી દેવામાં અને ભૂખમરાને ભેટવામાં

શું આનંદ સમજે છે ? ગષ્ટ્રવિગ્રહનો આ વિકટ રાહ આપણે એના તમામ જોખમો સમેત સ્વીકારીએ છીએ માનવતા સમાધાન માટે હવે અવકાશ નથી રહ્યો

છેલા બે વરસોથી બંધારણો રચવાની ગડમથલમા આપણે પડયા છીએ એ ધમાલ ઉપર સર્વપક્ષ પરિષદે યોજના તૈયાર કરીને શગ ચઢાવી છે મહાસભાએ એને સ્વીકારી પરંતુ એ બધુ વ્યર્થ ગયુ છે આજે એક વરસ પછી નવા સંજોગો ઉપસ્થિત થયા છે એનો મુકાબલો કરવા બંધારણની ગડભાડ કરતા સક્રિય પ્રવૃતિની જરૂર છે છતા આપણી સામે ઊભી થયેની સમસ્યાઓનો આપણે ઇન્કાર ન કરી શકીએ સામાજિક સમીકરણ અને તોડજોડનો પ્રશ્ન પણ લક્ષમા લેવો ઘટે છે હું સમાજવાદી છુ અને પ્રજાતત્રમા મને શ્રદ્ધા છે રાજાઓ અને જમીનદારોની સંસ્થામા હું માનતો નથી તેમજ આવા મૂડીદારો જે સમાજવ્યવસ્થા સર્જે છે એ સમાજવ્યવસ્થા પણ મને માન્ય નથી પહેલાંના રાજાઓ કરતા આ ઉદ્યોગપતિઓના હાથમા વધારે વિરાટ જનસખ્યા પર સત્તા છે દેશની પરિસ્થિતિ જોતા આજે સંપૂર્ણ સમાજવાદી કાર્યક્રમ અમલમા મુકાય તેમ મને લાગતુ નથી પરંતુ કબુલ કરવુ જોઇએ કે આખી દુનિયાની સમાજરચનામા આજે તો સમાજવાદ પ્રસરી રહ્યો છે હિંદને પણ પોતાની કંગાલિયત અને અસમાનતા ફેડવા માટે એ જ ધ્યેય તરફ મજલ કરવી પડશે પરંતુ તેને પોતાની નિરાળી કાર્યપદ્ધતિ ઘડી કાઢવી પડશે

આપણે વિચાર કરવાના ત્રણ મુદ્દા આ રહ્યા ( ૧ ) લઘુમતીના હકકો ( ૨ ) દેશી રાજ્યો ( ૩ ) કામદાર કિસાનો લઘુમતી વિષે મે જણાવી દીધુ છે રાજા મહારાજાઓ પુરાતન કાળના અતિશય વિચિત્ર અવશેષો છે કેટલાકને પોતાની જવાબદારીનુ થોડુ ઘણુ ભાન છે, એટલે પ્રજાની સેવા કરવા તેઓ તત્પર રહે છે પરંતુ ઘણાખરા માટે તો બચાવ કરી શકાય તેવુ એક પણ તત્ત્વ નથી રાજાઓ એક સડેલી

યોજનાની પેદાશ છે. આ યોજનાનો નાશ કરવાની આપણી ફરજ છે. આત્મનિર્ણયનો અધિકાર આગળ ધરતી મહાસભા રાજસ્થાની પ્રજાને એજ હકકની મના ફરમાવી શકે નહિ. અલબત્ત મહાસભા આ હકક સ્વીકારનાર રાજાઓની સાથે મંત્રણા કરવા અને દેશી રાજ્યોમાં અચાનક પરિવર્તન આવે એટલા ખાતર ઉપાયો યોજવા તૈયાર છે. પરંતુ કોઇપણ સંજોગોમાં તે રાજસ્થાની પ્રજાને અલરાઇ પર મૂકવાને તૈયાર નથી.

હિંદ એટલે જ કામદાર અને કિસાનો. આ વર્ગની ઉન્નતિના પ્રમાણમાં આપણું શ્રેય સફળ થશે. રાષ્ટ્રીયતાના બળનું માપ આ શ્રમજીવી સમુદાયના સહકાર પર નિર્ભય છે. એમની આશાઓ અપનાવીને જ એમનો સહકાર મેળવી શકીશું. હાલની સ્થિતિને નભાવી રાખવી એ અન્યાય અને શોષણ-નીતિને અમરપટો આપવા બરાબર છે. આ અનિષ્ટ સ્થિતિના નિવારણ માટે એક વર્ગનું અન્ય વર્ગ ઉપરનું આપખુદ શાસન દૂર કરવું એજ ઉચિત ઉપાય છે. મહાસમિતિએ સામાજિક અને આર્થિક પરિવર્તનનો ઠરાવ સ્વીકારીને આ આદર્શ મંજુર રાખ્યો છે.

માલીક કે જમીનદાર દયાથી પ્રેરાઇ પગારનું દાન આપે છે તે મુખ્ય પ્રશ્ન નથી. ઉદ્યોગ અને ખેતીમાં માલીકના મુરબ્બીવટ એ દયા ધર્મના પ્રકારનું એક સ્વરૂપ છે. વાલીપણાનીય ભલું બુરૂં કરવાની સર્વ સત્તા સ્વયંનિર્ણિત વાલીના જ હાથમાં છે. મરજી પડે તો એ એનો ઉપયોગ કરે અગર ન પણ કરે, વાજબી વાલીપણું તો આખી પ્રજાનું ગણાય, કોઇ એક વ્યકિત કે વર્ગનું નહિ.

ઉદ્યોગો કોના હિત માટે ચાલવા જોઇએ અને ખેતીમાંથી અનાજ કોના પેટ માટે પેદા કરવું જોઇએ એનો આપણે નિર્ણય કરવાનો છે. આપણો આર્થિક કાર્યક્રમ માનવ જીવનનાં વિશાળ દષ્ટિબિંદુ ઉપર રચાવો જોઇએ. કામદારોનો ભૂખમરો મિટાવતાં ઉદ્યોગો ચાલી શકતા ન હોય તો બહેતર છે કે એવા ઉદ્યોગો જમીનદોસ્ત થાય. ખેડુતને પૂરૂં ખાવા મળતું ન હોય તો એ ખેડુતોના હાથમાંથી એની જુવાર બાજરી ઝુંટવી

લેનાર મધ્યમવર્ગને વિદાયગીરી જ આપવી રહી. એક ખેડૂત અને એક મજુર ઓછામાં ઓછું એટલું મહેનતાણું જરૂર માગી શકે કે જેનાથી એ સાધારણ આરામપૂર્વક જીવન ગાળી શકે. એ ખેડૂત કે મજૂર વધારેમાં વધારે એટલા જ કલાક કામ આપી શકે કે જેટલું કામ તેની પાસેથી લેવાથી એની શકિત અને શરીરબળ તૂટી ન પડે. મજૂરોના સુખી જીવન માટેની માંગણીનો મહાસભા સ્વીકાર કરશે અને સહકારી ધોરણ પર આખા ઉદ્યોગનો કાબુ આખરે મજૂરો મેળવે એ જાતની તાકાત કેળવવામાં એમને મહાસભા વ્યવસ્થિત મદદ કરશે.

હિંદમાં ઔદ્યોગિક કામદારોની સંખ્યા જૂજ છે પરંતુ તે જાગૃતિ મેળવતી જાય છે. આ વર્ગની અવગણના કરવી પાલવે તેમ નથી. હિંદનો ખેડૂતવર્ગ તો આજે હૃદય ભેદી નાંખે તેવી ચીસો પાડી રહ્યો છે એની કંગાલ હાલતમાંથી તેને રાહત આપવાને તાત્કાલિક કાર્યક્રમ આપણે ઘડી કાઢવો જોઇએ. ખેડૂતોની આ કારમી સ્થિતિમાંથી ખરે-ખરી મુકિત જમીન મહેસુલના કાયદામાં મહત્ત્વના ફેરફાર દ્વારા અને આજની જમીનમાલિકીની વ્યવસ્થામાં પરિવર્તન દ્વારા જ સાધી શકાશે. જમીનદાર વર્ગે જાણવું જોઇએ કે યુરોપની મધ્ય યુગી ય જમીનદારશાહીના જેવી વ્યવસ્થામાંથી જ આ વ્યકિતગત જાગીરોની માલીકી ઉતરી આવી છે. જમીનદારશાહી આખાય જગતમાંથી વિદાયગીરી લઇ રહી છે એ પ્રદેશોમાં મૂડીવાદના મજબૂત કિલ્લા નખાયા છે ત્યાં પણ મોટી મોટી જાગીરો તોડી નાંખી જમીન ખેડતા ખેડૂતો વચ્ચે એને વહેંચી નાંખવામાં આવે છે. હિંદમાં આજે મોટા પ્રમાણમા જાગીરદારશાહી પ્રવર્તે છે અને તેથી એને તોડી પાડવાનું કામ આપણે પણ યુરોપની પેઠે આદરી દેવુ પડશે.

મને આશા છે કે મહાસભા અને ટ્રેડ યુનિયન કોન્ગ્રેસની વચ્ચે સહકારનું વૃક્ષ રોપાશે, એનું સંવર્ધન થશે અને ભવિષ્યના વિગ્રહમાં આ બન્ને વિરાટ સંસ્થાઓ ખભે ખભા લગાડીને લડશે.

અત્યારે સત્તા સર કરવાનો મુખ્ય પ્રશ્ન છે. ધારાશાસ્ત્રીઓની માફક આંટીઘુંટીવાળી વિચારણા કરીને આ સત્તા આપણે નહિ મેળવી શકીએ. આને માટે આપણે પ્રજાશકિતના દબાણને મજબૂત બનાવવું જોઇએ. અસહકારના સમય કરતાં આપણી પાસે આજે વધારે સારા પાયા પર વ્યવસ્થા છે.

પરંતુ આપણી નબળાઇઓ ઘણી છે અને તે ખુલ્લી આંખે જોઇ શકાય તેમ છે. પુરાણકાળથી ચાલી આવેલી આપણી નબળાઇને આપણે ન કાઢીએ તો, આપણે આપણા નજીવી સ્વાર્થોથી પર ન થઇએ ત્યાં સુધી આપણે એક મહાન લડત કેવી રીતે લડી શકીશું ? સક્રિય અને બળવત્તર કાર્યક્રમ આપણે દેશ સમક્ષ મૂકીશું તો વસ્તુસ્થિતિ નીરખવાની આપણી દષ્ટિ નિર્મળ થશે.

આ કાર્યક્રમની પસંદગી સીમાઓની વાડમાં બંધાયેલી છે. આપણા બંધારણની પહેલી જ કલમ કહે છે કે આપણી કામ કરવાની પદ્ધતિ શાંત અને કાયદેસર હોવી જોઇએ. આપણી પ્રવૃત્તિઓ શાંત જ રહેવી જોઇએ કારણ કે શાંત ઉપચારો વધુ ઇચ્છવાજોગ છે. જગત પર વ્યવસ્થીત હિંસા જ શાસન કરી રહી છે. આપણે પણ તેનો લાભ ઉઠાવીએ. વ્યવસ્થીત હિંસા માટે આપણી પાસે જોઇતાં સાધનો કે તાલીમ નથી. વ્યકિતગત હિંસા કે છુટા છવાયા તોફાનના બનાવો બને તે તો નિરાશાનો રાહ લેવા જેવું છે.

આપણે હિંસાના પગલાંને વખોડી કાઢીએ છીએ તેનું કારણ એ છે કે આપણને તેમાંથી કાંઇ સંગીન લાભ કે પરિણામ દેખાતાં નથી. પણ મહાસભા કે પ્રજાને ભવિષ્યમાં કોઈ વખત એમ જ લાગી જાય કે હિંસાને માર્ગે આપણે ગુલામીમાંથી મુકત થઇશું તો મને ખાત્રી છે કે તેનો અમલ એ અવશ્ય કરશે. હિંસા સારી નથી, પરંતુ ગુલામી તેથી બદતર છે.

આઝાદી માટેની ગમે તે લડત સામુદાયિક હોવી જોઇએ. સામુદાયિક

પ્રવૃત્તિઓ વ્યવસ્થિત બગાવાના સ્વરૂપમા ન હોય તો એ જરૂરનુ છે કે એ શાત હોવી જોઇએ એક દશકા પહેલાનો અમહકાર આપણે અખત્યાર કરીએ કે પછી અત્યારનું સામાન્ય હડતાલનુ ઔદ્યોગિક હથિયાર હાથ ધરીએ પણ આપણી પ્રવૃત્તિઓની ભૂમિકા તો શાત વ્યવસ્થા અને અહિસક પ્રવૃત્તિ જ રહેશે એ મુખ્ય પ્રવૃત્તિ શાતિમય હોય તો હિંસાના છુટા છવાયા પ્રયાસો મુખ્ય પ્રવૃત્તિને નિર્મળ બનાવે હિસક અને અહિસક પ્રવૃત્તિઓ એમ માથે ચલાવી શકાય નહિ આ બે વચ્ચે અ તિમ પમ દગી કરવાની છે મહાસભા તો શાતિમય સામુદાયિક મ ગ્રામને જ અપનાવશે એમા શ કા નથી

અમહકાર યુગની મુગ્ય ભૂમિકા રહેશે પર તુ મ જોગો અનુસાર પ્રવૃત્તિમા પ રગ કરવા જોઇશે જુનો કાર્યક્રમ ધારામભાઓ, અદાલતો અને શાળાઓના બહિષ્કારનો હતો એની પરાકાષ્ટા લશ્કરી નોકરીના ઇન્કાર અને કરવેરા ભરવાની તહકુબી સુધી પહોચતી હતી

ધારાસભા બહિષ્કાર વિષે બહુ ચુથણા થઇ ગયા છે, તેને ફરીને ઉકેલવાની જરૂર નથી ધારામભા મારફતે મળતા કલ્યાણનો ખપ તો કયારનો ખૂટી ગયો છે મ પૂર્ણ બહિષ્કાર કે પરિપૂર્ણ મહકાર વચ્ચે અત્યારે મધ્યમ માર્ગ રહ્યો નથી દેખાવના ધારામ ડળોએ આપણા મમુહમા કારમી અધોગતી આણી છે આપણા કાર્યકર્તાઓની મખ્યા મર્યાદિત છે એટલે તે માથે સામુદાયિક ચળવળ ઉપર બધી શક્તિઓ ન ખર્ચે ત્યા સુધી સ ઘ જાગૃતિની મ ભાવના નથી આજે જો આપણે સ્વત ત્રતાની ઉદ્દઘોષણા કરીએ તો પછી ધારામભામા જઇ ત્યા નિર્માલ્ય પ્રકૃતિઓ કેમ ચાલુ રાખી શકીએ? ધારામ ડળો પરત્વે સ પૂર્ણ બહિષ્કાર ની નીતિ જ સ્વીકાર્ય હોવી જોઇએ

આ બહિષ્કાર તો અમુક ધ્યેયનો સાધક છે મ કુચિત ક્ષેત્રમા બ ધાઈ રહેલી પ્રજાકીય શક્તિને એ મુક્ત કરશે અને સાચી લડત તરફ ધ્યાન દોરશે આ લડત નાકરના સ્વરૂપમા અને વદય હશ ત્યાં

કામદારોના સહકારથી સામાન્ય હડતાલો દ્વારા વ્યકત થશે. નાકરની લડત અતિશય વ્યવસ્થિત ક્ષેત્રોમાં જ લડાવી જોઇએ.

આપણો કાર્યક્રમ રાજકીય તેમજ આર્થિક બહિષ્કારને લગતો હોવો જોઇએ. આપણે સ્વતંત્ર નથી ત્યાં સુધી અને ત્યાર પછી પણ દુનિયાના બીજા દેશો સાથેનો સંબંધ તોડી નાંખવાનું આપણે માટે શકય નથી. પરંતુ આપણે બ્રિટિશ સરકાર સાથેનો સંબંધ બની શકે તેટલો ઓછો કરી નાંખવાનો અને સ્વાવલંબી થવાનો યત્ન કરવો જોઇએ.

આપણે ખુલ્લંખુલ્લા કહી દેવું જોઇએ કે હિંદ ઉપર ઇંગ્લેંડે જે કરજનો બોજો નાંખ્યો છે તે માટે હિંદ જવાબદાર નથી. ગયાની મહાસભાએ આની જાહેરાત કરેલી અને આપણે તેનું પુનરાવર્તન કરીને તેને વળગી રહેવું જોઇએ કે, જાહેર હિતની ખાતર જે કંઈ દેવું થયું હોય તે સ્વીકારવા આપણે તૈયાર છીએ અને ચૂકવી પણ આપીએ. પરંતુ માત્ર હિંદને ગુલામીમાં રાખવા માટે હમેશ વધતો જતો જબ્બર રકમના બોજાનો આપણે અસ્વીકાર કરવો જોઇએ. ઇંગ્લેંડે સામ્રાજ્યનો વિસ્તાર કરવાના તેમજ હિંદમાં પોતાનો પગદંડો મજબૂત કરવાના લોભથી જગવ્યાપી યુદ્ધમાં ઝુકાવ્યું તેનો ભાર હિંદ જેવો ભૂખડીબારસ દેશ ઉઠાવી શકે જ નહિ.

આપણે અહીં બેઠા જે સંગ્રામમાં ઝુકાવીએ છીએ એ જેટલો આપણા માટે છે તેટલો આપણા દરિયાપારના બાંધવના હિતને માટે પણ છે.

મહાસભાનું બંધારણ અને વ્યવસ્થા અતિશય જુનવાણી અને ગતિહીન છે. આપણા ઠરાવો આચરણ માટે જ ઘડાવા જોઇએ. મહાસભા જો વ્યવસ્થાપૂર્વક કામ કરશે તો જ તેના બળમાં ભરતી આવશે. આપણામાંની પ્રત્યેક વ્યકિતએ સમુહના કલ્યાણ માટે અંગત સ્વાર્થો દફનાવવા જોઇએ.

કલકત્તાના એ યાદગાર ઠરાવ પછી આખી પ્રજા આજના દિવસની રાહ જોતી બેઠી છે. આપણે કેટલી પ્રાપ્તિ કરી શકીશું એ કહેવું શકય નથી. વિજયને હુકમથી આપણા ચરણે લાવી શકાતો.

નથી એ તો જે જવામર્દી કરે તેને જ જઈ ભેટે છે પરિણામના ભયથી થરથરતા બીકણોને તે દર્શન દેતો નથી વહેલી મોડી જ્યારે આપણને ફતેહ મળશે ત્યારે આપણા રાષ્ટ્રીય ઇતિહાસમા ઝળકદાર પ્રકરણ લખવાના પ્રયાસ માટે આપણને કોઈ વારી શકનાર નથી

દેશમા ચોમેર કાવત્રા કેસો ચાલી રહેલા છે એ તો હમેશના આપણી સાથે છે, પરતુ આજે ગુપ્ત કાવત્રાઓનો જમાનો ચાલી ગયો છે હવે તો આપણા દેશને પરદેશી શાસન નીચેથી મુક્ત કરવાનુ ખુલ્લુ કાવત્રુ કરવાનુ છે એ કાવત્રામા દેશનાં તમામ નરનારને આમંત્રણ છે પરતુ તેના બદલામા તમને દુઃખ યાતના, કારાવાસ અને કદાચ મૃત્યુ પણ મળે પરતુ આ સહન કરતા તમને એટલો તો સતોષ રહેશે કે અમે અમારા પુરાતન છતા સદાકાળ તરુણ હિંદને માટે અમારાથી બનતું કર્યું છે, અને આજના બધનોમાથી માનવતાને મુક્ત કરવામા થોડો ઘણો હિસ્સો આપ્યો છે '

* * *

લાહોરની મહાસભાએ બહુ જ ઓછા ઠરાવો પસાર કર્યા છે પરતુ આ ઠરાવો દેશની કાર્યવૃત્તિનો પ્રતિઘોષ કરનારા છે એમા સેકાઓ થયા ગુમાવેલી સ્વાધીનતા મેળવના માગતા હિંદનો કૃતનિશ્ચય રજુ થાય છે આ ઠરાવોમા અગત્યનો ઠરાવ અલબત્ત પૂર્ણ સ્વતત્રતાનો છે આ ઠરાવ મારફતે મહાસભાના બધારણમા તેનુ ધ્યેય રજુ કરતી કલમમા ફેરફાર આણવામા આવ્યો છે પૂર્ણસ્વાતત્ર્યનો ઠરાવ સ્વીકારાતા નહેરુ અહેવાલ સ્વાભાવિક રીતે રદ થયો હતો

લાહોરના ઠરાવોમા અગત્યનો ઠરાવ સરકારે કરેલ જાહેર દેવા સબધની નીતિ નક્કી કરતો ઠરાવ છે જાહેર દેવા સબધી પહેલો ઠરાવ ગયાની મહાસભામા આવેલો લાહોરે આમા વધારે ચોખવટ કરી શાહી હિતો માટે કરાયેલા અને બીજા ગેરવાજબી દેવાઓ માટેની પોતાની જવાબદારી પાછી ખેચી લીધી

બંગાળના આંતરિક ઝઘડાના નિરાકરણમાં બંગાળના આગેવાનો અસંતોષ પામ્યા; અને શ્રી. સુભાષચંદ્ર બોઝે કારોબારીમાંથી રાજીનામું આપ્યું.

તેમણે તથા શ્રી. શ્રીનિવાસ આયંગરે ડેમોક્રેટીક સ્વરાજપક્ષની સ્થાપના કરી.

લાહોરના ઠરાવો નીચે મુજબ છે:—

## ઠરાવો

### લાહોર અધિવેશનના ઠરાવો

૧. જતીનદાસ અને ફુંગી યુ. વિઝયાના ઉંચા આત્મત્યાગની પ્રશંસા કરે છે અને તેમના કુટુમ્બીજનોની સાથે સમવેદના પ્રગટ કરે છે. વધુમાં અભિપ્રાય વ્યકત કરે છે કે આ લોકોના આત્મઘાતને માટે હિંદની પરદેશી સરકાર જવાબદાર છે.

૨. નામ૦ વાઇસરોયની ટ્રેન પર બોમ્બ ફેંકવાના કૃત્ય સામે ધણાની નજરે જુએ છે અને પોતાનો નિશ્ચય ફરીને પ્રગટ કરે છે કે આવું કાર્ય એકલુ મહાસભાના આદર્શોની વિરૂદ્ધ છે એટલું જ નહિ પરંતુ તેનાથી રાષ્ટ્રીય હિતને પણ જોખમ પહોંચે છે. નામ૦ વાઇસરોય, લેડી અરવીન તથા ગરીબ નોકરો સાથે એમના સાથીદારો બચી જવા પામ્યા છે તે માટે તેમને અભિનંદન આપે છે.

૩. સાંસ્થાનિક સ્વરાજ સંબંધી ૩૧ મી ઓકટોબરે નામ૦ વાઇસરોયે જે જાહેરાત કરી હતી તેના પર જુદા જુદા પક્ષના નેતાઓએ–જેમાં મહાસભાવાદીઓ પણ હતા તેમણે જે વિજ્ઞપ્તિ પ્રસિદ્ધ કરી હતી અને જે સંબંધી કારોબારીએ જે કાર્યવાહી કરી છે તેને બહાલ રાખે છે અને સ્વરાજ માટેના રાષ્ટ્રીય આંદોલનને સંતોષવા માટે કરેલા પ્રયત્નોની કદર કરે છે.

પણ ઉપર કહેલી ઘટનાઓ પછી બનેલી બધી ઘટના ધ્યાનમાં લઇને અને ગાંધીજી, પં. મોતીલાલ નહેરૂ અને બીજા નેતાઓએ નામ૦ વાઇસરોય સાથે થયેલી વાતચીતનું પરિણામ ધ્યાનમાં લઇને, એવા અભિપ્રાય પર આવે છે કે હાલના સંજોગોમાં મહાસભાના પ્રતિનિધિઓ ગોળમેજી પરિષદમાં જાય તેથી કશો લાભ થવાનો નથી.

એટલે ગયે વર્ષે કલકત્તાની બેઠકમાં થયેલા ઠરાવ મુજબ જાહેર કરે છે કે,

મહાસભાના ધ્યેયમાં ' સ્વરાજ ' શબ્દનો અર્થ " સંપૂર્ણ સ્વાતંત્ર્ય " કરવો. અને વધારામાં જાહેર કરે છે કે, નહેરુ અહેવાલમાં આલેખેલું બંધારણ આખું હવે રદ થયું છે એટલે આશા રાખે છે કે હવે પછી બધા મહાસભાવાદીઓ હિંદુસ્તાન માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવામાં જ પોતાની બધી શક્તિ અને સમય અર્પણ કરશે.

સ્વાતંત્ર્યનો લડતનો વ્યૂહ રચવાનાં પ્રારંભિક પગલાં તરીકે અને મહાસભાની નીતિ મહાસભાના બદલાયેલા ધ્યેયને બની શકે તેટલી અનુરૂપ બનાવવાના હેતુથી આ મહાસભા ઠરાવે છે કે, વડી અને પ્રાન્તિક ધારાસભાનો અને સરકારે નીમેલી કમીટીઓનો સંપૂર્ણ બહિષ્કાર કરવો. અને મહાસભાવાદીઓને અને બીજા જેઓ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેતા હોય તેમને સીધી અથવા આડકતરી રીતે ભાવી ચુંટણીઓમાં ભાગ લેવાથી અલગ રહેવાનું ફરમાન કરે છે, અને આજે જે મહાસભાવાદીઓએ ધારાસભા અને કમીટીઓમાં કામ કરે છે, તેમને તેમની જગ્યાનું રાજીનામું આપવાનું ફરમાવે છે.

પ્રજાને વિનવે છે કે, તેણે મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ અતિશય વેગથી ચાલુ રાખવો, અને મહાસમિતિને, જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે, અમુક પસંદ કરેલાં કે બીજાં ક્ષેત્રોમાં, અને અમુક શરતો રાખીને, સવિનય ભંગ અને ના-કરની હિલચાલ શરૂ કરવાનો અધિકાર આપે છે.

૪. મહાસભામાં ગરીબ જનતાનું પ્રતિનિધિત્વ જળવાય તે માટે જરૂરી છે કે કારોબારી સમિતિ ઠરાવે તે મુજબ ફેબ્રુઆરી કે માર્ચ માસમાં મહાસભાનું અધિવેશન રાખવું, કારણ કે ડીસેમ્બર માસની સખત ઠંડીમાં પોતાને માટે વધારે કપડાં વગેરેનું મોટું ખર્ચ પ્રતિનિધિઓને ભોગવવું પડે છે અને બીજી રીતે પણ ડીસેમ્બર માસ અનુકૂળ નથી

૫ વ્યક્તિગત અગવડો બરદાસ્ત કરીને પૂર્વ આફ્રિકા જઇ આવનાર શ્રીમતી સરોજિની નાયડુને અભિનંદન આપે છે, તથા સાથે સાથે પૂર્વ આફ્રિકામાં રહેનાર હિંદીજનોને ત્યાંની હિંદી સમસ્યા પર પોતાની રાષ્ટ્રીય દૃષ્ટિથી લાગ્યા રહેવા માટે અભિનંદન આપે છે. પોતાનો મત છે કે આ પ્રશ્નનો નિકાલ કરવાનો એવો કોઇ ઉપાય આ દેશને સંતોષ આપી શકે તેવો નથી જેમાં કોમી પ્રતિનિધિત્વને સ્થાન હોય, અથવા જેમાં સમાન દરજ્જે મતાધિકાર આપવામાં આવ્યો ન હોય અથવા જેમાં સંપત્તિશાળી હિંદીઓને નાલાયક ઠરાવવામાં આવ્યા હોય.

૬. પોતાના મત પ્રમાણે રાજસ્થાનોના શાસકોએ પોતાની પ્રજાને જવાબદાર પૂર્ણ શાસન આપવાનો સમય આવી ગયો છે. તેઓ એવો કાનૂન ઘડે કે જાહેરાત કરે જેમાં પ્રજાના પ્રાથમિક અને મૂલભૂત અધિકારો–હલનચલનની સ્વતંત્રતા, વાણી સ્વાતંત્ર્ય, જાહેર સભાસ્વાતંત્ર્ય, શરીર, સંપત્તિની રક્ષા વગેરેનો સ્વીકાર કરવામાં આવેલો હોય.

૭. નહેરુ રીપોર્ટ રદ ગયેલો હોવાથી જરૂરી છે કે કોમી પ્રશ્નોના સંબંધમાં મહાસભાની નીતિ જાહેર કરવામાં આવે. વિશ્વાસ રાખે છે કે સ્વતંત્ર હિંદમાં કોમી પ્રશ્નનો કેવળ સંપૂર્ણ રાષ્ટ્રીય દષ્ટિથી જ ઉકેલ થઇ શકે છે, પરંતુ નહેરુ રીપોર્ટમાં કોમી પ્રશ્નનો ઉકેલ આણવા માટે જે ઉપાય દેખાડવામાં આવ્યા હતા તેના પર શિખો અને ખાસ કરીને મુસલમાનનો તથા લઘુમતી કોમોએ પોતાનો અસંતોષ પ્રગટ કર્યો હોવાથી શિખો, મુસલમાનો તથા બીજી લઘુમતી કોમોને વિશ્વાસ આપે છે કે કોઇ પણ ભાવી શાસનવિધાનમાં આ પ્રશ્નનો ઉકેલ આણવા માટે એવો કોઇ ઉપાય મહાસભાને માન્ય નહિ હોય જેમાં સંબંધ ધરાવતી કોમ પૂર્ણ રીતે સંતોષ મેળવતી ન હોય.

૮. પાર્લામેંટનો માજી સભ્ય શ્રી. સાપુરજી સકલાતવાળા અને ઇગ્લેંડ તથા બીજા દેશોમાં રહેતા હિંદીજનોને સ્વદેશ પાછા ફરવા માટે પાસપોર્ટનો ઇન્કાર કરવાની રીતને વખોડી કાઢે છે.

૯. એવા મતની છે કે પરદેશી સત્તાએ પરોક્ષ કે પ્રત્યક્ષ આર્થિક બોજા હિંદ પર લાદેલા છે, તેને સ્વતંત્ર હિંદ સહન કરી શકે તેમ નથી, અને હિંદ પાસે એવી અપેક્ષા કોઇએ રાખવી પણ ન જોઇએ. ગયાની મહાસભામાં આ વિષે થયેલા ઠરાવને બહાલી આપી સર્વની જાણ માટે જાહેર કરવામાં આવે છે કે હિંદુસ્તાનના દેવા વિષેની સઘળી રકમો સ્વતંત્ર હિંદ નિષ્પક્ષપાત અદાલત મારફતે તપાસાવશે અને આવી અદાલત જો એ દેવાંને વાજબી અને ન્યાયી નહિ લેખે તો તે દેવાં નાબુદ કરવામાં આવશે.

હોદ્દેદારો : મંત્રીઓ : ૧ ડૉ. સૈયદ મહમદ
: ૨ શ્રી. શ્રીપ્રકાશ
કોષાધ્યક્ષ : ૧ શેઠ જમનાલાલ બજાજ
૨ શ્રી. શિવપ્રસાદ ગુપ્તા
ઑડીટર : ૧ શ્રી. દલાલ
૨ શ્રી. શાહ

# પ્રકરણ ૯ મું



## કરાંચીનું ૪૫મું અધિવેશન

કરાંચીની મહાસભા ૧૯૩૧ ના માર્ચની ૨૯, ૩૦ અને ૩૧ મી તારીખોએ મળી હતી. લાહોરની મહાસભા પછી કરાંચીની મહાસભા મળે તે દરમિયાન હિંદના રાજકારણમાં ખૂબ જ મહત્ત્વપૂર્ણ બનાવો બની ગયા. હિંદે પહેલવહેલી સવિનય ભંગની લડત આદરી. આ બધા બનાવોની સાધારણ નોંધ લેતાં પણ એક જુદું પુસ્તક થઈ જાય માટે તેનો અત્રે માત્ર ઝાંખો ઉલ્લેખ કરીને જ અમે સંતોષ માનીશું.

લાહોરની મહાસભા પછી ત્રણેક અઠવાડીયા પછી ના. વાઇસરોયે એક ભાષણ કરીને હિંદની આશા નષ્ટ કરી. આ ભાષણના જવાબમાં ગાંધીજીએ એમના જાણીતા થયેલા ૧૧ મુદ્દાઓ રજુ કર્યા.

૨૬ મી જાન્યુઆરીએ સમસ્ત દેશે પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞા કરી. આ પ્રતિજ્ઞાને પાછળથી ગેરકાયદે જાહેર કરવામાં આવી હતી. હજી હમણાં જ કેટલાક મહાસભાવાદી પ્રધાનમંડળોવાળા પ્રાન્તોમાં તેની સામેનો પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો છે.

લાહોરના ઠરાવ પ્રમાણે મર્યાદિત ક્ષેત્રમાં સવિનય ભંગની લડત માટે વિચારણા ચલાવવા સાબરમતી મુકામે કારોબારી તથા મહાસમિતિની બેઠકો મળી. સવિનય ભંગ માત્ર અહિંસક જ રહેવો જોઇએ એ કારણે તેને દોરવવાની કુલ જવાબદારી ગાંધીજીને સોંપવામાં આવી. ગાંધીજીએ પોતાના આશ્રમના ચુંટેલા ૮૦ સાથીદારોને લઇને મીઠાનો કાયદો તોડી સત્યાગ્રહ આરંભવાનો વિચાર કર્યો. પરંતુ તે દરમિયાન સમાધાન માટે છેવટની તક લેવાના ઇરાદાથી તેમણે આર્જવભરી રીતે નામ. વાઇસરોય

પર એક લાંબો પત્ર લખ્યો, જવાબમાં કંઇ જ આશાભર્યું ન મળ્યું. **૧૨ મી માર્ચે ગાંધીજીએ સુરત જિલ્લાના દાંડી ગામ માટે પોતાના સાથીદારો સાથે કુચ કરી.** ૬ ઠ્ઠી એપ્રિલે ગાંધીજી સમેત સૌ દેશે સામુદાયિક રીતે મીઠાના કાયદાનો ભંગ કરી સત્યાગ્રહની લડત શરૂ કરી દીધી. ત્યાપછી ધરપકડો, લાઠીમાર વગેરેનું પ્રકરણ શરૂ થયું. :ધારાસણાના અગર પર કુચ કરતાં ગાંધીજી ગિરફતાર થયા. પ્રાન્તે પ્રાન્તમાં મોટા પાયાપર ધરપકડો શરૂ થઇ. નાગરિક સ્વાતંત્ર્ય દાબતા દમનના ખાસ ધારાઓ ચાલુ કરી દેવામાં આવ્યા. સ્ત્રી બાળકોએ વીરતાભર્યો ભાગ લીધો. સરહદના અડીખમ પઠાણોએ અત્યંત ઉશ્કેરણી છતાં એનમૂન અહિંસા દાખવી, ખેડૂતોએ જર જમીન ગુમાવી, ગુજરાત કર્ણાટકમાં ના–કર લડત પુરજોસમાં ચાલી, સોલાપુરમાં લશ્કરી કાયદો જાહેર થયો, નિર્દોષ ગણાતા ચાર શહેરીઓને ફાંસી મળી, એક હાથે દમન ચલાવનાર શાહીવાદે બીજા હાથથી અહીંની કોમવાદી, પ્રત્યાઘાતી હિતોના પ્રતિનિધિઓ સાથે ગોળ મેજ પર બેસીને ધારી રાખેલી યોજના માટે મંત્રણાઓ શરૂ કરી. હિંદ તરફ મનાવેલા પ્રતિનિધિઓમાં ૧૬ દેશી રાજ્યોના અને ૫૭ બ્રિટિશ હિંદના હતા. વચગાળાના સમય માટેની આવશ્યક સલામતીઓવાળાં દેશીરાજ્યો તથા પ્રાન્તોના બનેલા સમવાય તંત્રના સિદ્ધાન્તનો સ્વીકાર થયો. બંધારણીય વિચારણા તરફ તદ્દન બેદરકાર રહીને દેશે લડત ચલાવ્યે રાખી.

૧૯૩૦ નું વર્ષ પુરૂં થયું, બ્રિટનના વડા પ્રધાન રામ્સે મેકડોનલ્ડે આમની સભામાં જાહેરાત કરી નવી આશાઓની ભ્રમણા જગાડી. એકાએક ગાંધીજીનો છૂટકારો થયો. કારોબારીને ભેગા મળવા છોડવામાં આવી. વડા પ્રધાનની જાહેરાત પર કડવી ટીકા કરી શકય સમાધાનનું વાતાવરણ ન બગડે માટે ગોળમેજીઆઓએ કારોબારી પર તાર કર્યો. કારોબારીએ કરેલો નિર્ણય પ્રકાશમાં આણવાનું મુલતવી રાખ્યું.

દરમિયાન સમાધાનનું વાતાવરણ ઉભુ થયું. જો કે લડત અને

દમન ચાલુ જ હતાં. પં. મોતીલાલજી સ્વરાજ આવ્યું એમ ધારતાં સમાધાન જુએ તે પહેલાં મૃત્યુ પામ્યા. માર્ચ શરૂ થતાં દિલ્હીમાં ના. વાઇસરૉય સાથે સમાધાનીની મસલતો શરૂ થઇ. સમસ્ત દેશનું દિલ્હી તરફ ધ્યાન ગયું. પિકેટીંગ, સત્યાગ્રહીઓની જપ્ત જમીનો, ગુમાવેલી નોકરીઓ, પોલિસ અત્યાચાર, મીઠા પરનો કર, વગેરે બાબતો પર ગંભીર મતભેદો પડયા. આ મુદ્દાઓ પર સમાધાન તૂટતાં તૂટતાં રહી ગયું. કેટલીક મૌખિક વાતો કરી કેટલીક ભલી લાગણીઓના વાતાવરણમાં કારોબારીવતીથી ગાંધીજીએ લોર્ડ ઇર્વિન સાથે સમાધાન કર્યું અને પરિણામે લડત મુલતવી રહી. સમાધાનમાં પૂર્ણ સ્વરાજનો કયાંય સ્વીકાર કરવામાં આવ્યો ન હતો: સમવાયતંત્રના સિદ્ધાન્તનો સ્વીકાર કરવામાં આવ્યો હતો મહાસભા ગોળમેજીમાં ભાગ લે તો તે પોતાની માગણીઓ રજુ કરી શકશે તેવી છૂટ આપવામાં આવી. અને સલામતીઓ વગેરે હિંદના લાભમાં હશે તેવું કબૂલ કરવામાં આવ્યું.

ગાંધી અરવિન કરારે સ્થાપેલા યુદ્ધવિરામમાં લોકો પોતાને વિજયી માનવા લાગ્યા. શાહીવાદ સામે ૫૭ ના બળવા પછી હિંદે આ પહેલી જ સીધી લડત આપી હતી. માગેલું પૂર્ણ સ્વરાજ શું પણ તેનો પડછાયો પણ સમાધાન મારફતે મળ્યો ન હતો, પરંતુ સૂતેલી પ્રજાને પોતાની જાગૃતિની એક પ્રકારની સ્ફુર્તિ લાગતી હતી.

વિજયના વાતાવરણમાં કરાંચીમાં મહાસભા ભરાનાર હતી. આ બેઠકની તૈયારી કરવા માટે જોઇએ તેટલો સમય ન હતો તથા મહાસભાની જુદી જુદી સમિતિઓ પણ સામાન્ય સ્થિતિમાં હોય તે રીતે કામ પણ કરતી ન હતી. આ કારણે બંધારણીય રીતે તેના પ્રમુખની ચુંટણી કરવી શકય ન હતી. દેશને બારડોલીની લડત લડીને વિશાળ લડતની જાગૃતિ આપનાર શ્રી. વલ્લભભાઇ પટેલને કરાંચી અધિવેશનના પ્રમુખ તરીકે કારોબારીએ પસંદ કર્યાં.

કરાંચીની મહાસભા મળે અને ભામક પણ એક અપૂર્વ

વિજયનો આનંદ લે તેની વચમાં એક ખૂબ જ ગમગીન બનાવ બની ગયો. લાહોરમાં દેશના પ્રચંડ વિરોધ છતાં શ્રી. ભગતસિંહ, રાજગુરૂ તથા સુખદેવને ફાંસી આપવામાં આવી. ગાંધીજી આ લોકોને છોડવી ન શકયા તેથી એક વર્ગનો તેમના પર રોષ ઉતર્યો, ને કરાંચીમાં તેમને કાળાં ફુલ ધરવામાં આવ્યાં.

કાનપુરના કોમી રમખાણમાં ત્યાંની પ્રાંતિક સમિતિના પ્રમુખ તથા પ્રતાપના તંત્રી શ્રી. ગણેશશંકર વિદ્યાર્થીએ આપેલા બલિદાને પણ મહાસભાને ગમગીનીમાં નાંખી દીધી.

ગમગીન વાતાવરણમાં કરાંચીની મહાસભા મળી. કરાંચીના અધિવેશનની વિશેષતા એ છે કે તે પહેલીજ વાર લાહોર ઠરાવ મુજબ ગરીબોને અનુકૂળતા પડે તે રીતે ઓછા સાધનોની જરૂર પડે તેવી ઋતુ ગ્રીષ્મ-માં ભરાઇ. સ્વાગત સમિતિને પણ આ પરિસ્થિતિનો લાભ મળ્યો. તેણે રચેલો મંડપ અસાધારણ હતો. ઉનાળાની મોડી રાત સુધી ચાલતી મહાસભાના માથા પર તારા જડિત વિશાળ આકાશ અહીંજ જોવાનું મળ્યું.

સ્વાગત સમિતિના પ્રમુખ ડો. ચોઇથરામ હતા. તેમનું ટુંકું ભાષણ નીચે પ્રમાણે છે.

## સ્વાગત પ્રમુખ ડો. ચોઇથરામનું ભાષણ

" આપણા ઇતિહાસના એક ઘણાજ કટોકટિના પ્રસંગે આપણે આજે અહીં ભેગા મળ્યા છીએ. દાંડીની કૂચથી દિલ્હી વાટાઘાટ સુધીના બાર મહિનામાં આપણે ખરેખરૂં જીવન જીવ્યા છીએ. ૧૯૩૦-૩૧ માં ૧૯૨૦-૨૧ ના ઉત્સાહને વિસ્તારવાળા કામમાં ઉતારવાને આપણે ફતેહમંદ થયા છીએ. સત્યાગ્રહની લડતમાં અહિંસાનો જે પાઠ શિખાય છે તેને જગત પણ સ્વીકારવા લાગ્યું છે, અને દૂર દૂરના દેશોમાંથી તેના પડઘા સંભળાય છે.

નાગપુર ખાતે દસ વર્ષ પહેલાં જે માત્ર એક સિદ્ધાન્ત જેવો

લાગતો હતો તે અહિંસાએ અત્યારે બળવાન અને વ્યવહારૂ શસ્ત્ર તરીકે, પોતાને પુરવાર કર્યું છે. અહિંસાના આ નવા હથિયારથી લોકોની સહન કરવાની અને ભોગ આપવાની નવી શક્તિઓ પ્રકાશમાં આવી છે, જગતના કોઇપણ ભાગમાં અન્યાય સહન કરનાર જનતા અને જુલ્મ નીચે કચડાનારાઓમાં નવી આશાના અંકુરો ફુટયા છે.

હિંદી સ્ત્રીઓ માત્ર ઘરમાં વૈતરૂં કરનાર પ્રાણી છે અથવા તો જનાનખાનામાં પુરાઇ રહેતું એક રમકડું છે એવો ખ્યાલ જગતને આપવામાં આવ્યો હતો. પણ એ જ હિંદની સ્ત્રીઓએ દેશની હાલની લડતમાં જે રીતે સાથ આપ્યો છે તે એવો તો અદ્દભૂત છે કે ઇતિહાસને જગતમાં તેની જોડી શોધી નહિ મળે. બાળકોને પણ પોતાની શક્તિ દર્શાવવાનો સુંદર અવસર પ્રાપ્ત થયો હતો.

બ્રિટિશ અમલે જેમને મુફલીસ બનાવી ભૂખમરા ભેગા કરી દીધા છે તેવા ખેડૂતોના મનમાં આઝાદીની વાંછના પ્રગટી છે. અને તેમણે જે બલિદાન આપ્યાં છે તેની સરખામણીમાં પીઠાવાળાઓ કે પરદેશી કાપડના વેપારીઓની મુશ્કેલીઓ કે ખોટ કંઇ જ વિસાતમાં નથી.

જે કરારથી આપણે મહાસભાની બેઠક ભરવાને શક્તિમાન થયા છીએ તેની વિગતોમાં અત્યારે ઊંડા ઉતરવાની જરૂર નથી. આપણા ટીકાકારો એક વાત ભૂલી જાય છે કે આ તો યુદ્ધવિરામ છે, છેવટની સુલેહની શરતો નથી. કારોબારીને લાગ્યું કે સામાવાળાઓ માનભરી શરતે વાટાઘાટ કરવાની મનોવૃત્તિ ધરાવતા હતા ત્યારે જ તેણે યુદ્ધ મુલતવી રાખ્યું, અને એ પગલું ભરવામાં તેણે ડહાપણ કર્યું છે. લડતના કોઇ પણ તબકકાએ તેનો અંત આણવા માટે વાટાઘાટ સિવાય બીજો માર્ગ જ નથી.

દિલ્હીમાં તેમને લાગ્યું કે તેઓનો હૃદયપલટો થયો છે ત્યારે જ તેમણે સમાધાન કરવા મરજી બતાવી. તેમણે કશું પણ નમતું આપ્યું નથી. આઝાદી મેળવવાનો પ્રજાનો ઠરાવ જેમનો તેમ છે.

કારોબારીના નિર્ણયની હું વિરૂદ્ધ નથી છતાં મને લાગે છે કે લાહોરની ફાંસીમાં સરકારે ભૂલ કરી છે. સમાધાનીના વાતાવરણમાં કડવાશ ન ઉમેરાય માટે ગાંધીજીએ પોલિસ અત્યાચાર માટે તપાસ ચલાવવાનો પોતાનો આગ્રહ પડતો મૂકયો. આપણે એ આશા રાખી હતી કે સામાવાળાઓ પણ આવી સમાધાનવૃત્તિ દાખવશે, પરંતુ સરકારે એવાં પગલાં લીધાં છે કે આપણને સત્તા સોંપવાની તેની દાનત તરફ શંકા જાય છે.

આપણા પોતાના ઘરમાં આપણે માલિક હોવા જોઇએ, એ આપણી માગણીનો બ્રિટને સ્વીકાર કરવો જોઈએ. પોતે આપણા વાલી છે એ દાવો હવે ઇગ્લેંડે પડતો મૂકવો જોઈએ. આપણે સરખા હકકવાળા મિત્ર હોઇએ તે રીતે આપણી સાથે તેણે વાત કરવી જોઇએ. માનભરી વિચારણાની અંદર આડખીલી રૂપ થતા હોય તે સઘળા મુદ્દાઓ ઉડાવી દેવા જોઇએ. દરેક સલામતી હિંદના લાભની જ હોવી જોઇએ. દેશમાં બ્રિટિશરોનું જે સૈન્ય છે તે ચાલ્યું જવું જોઇએ, અને નાણાં સંબંધમાં આપણને બ્રિટન જેટલું જ છુટાપણું હોવું જોઇએ.

સુલેહની શરતો કેવી હોવી જોઇએ તે તમારે નક્કી કરવાનું છે. આપણી માંગણી આપણે ઘણા જ સ્પષ્ટ શબ્દોમાં રજુ કરવાનું જરૂરી છે. લંડનની ગોળમેજીએ સમવાયતંત્રમાં રાજાઓને તેમની શરતે દાખલ કરવાનું જે ધોરણ અખત્યાર કર્યું છે તેને આપણે ચલાવી લઈ શકીએ નહિ. સમાન હેતુ વિના સમવાયતંત્રમાં કોઇ જ દાખલ થઇ શકે નહિ. મધ્યસ્થતંત્રમાં જવાબદારીની આપણે જે માગણી કરીએ છીએ તે કંઈ સમવાયતંત્રની એક વિગત નથી. જવાબદારી વિનાનું ગમે તે પ્રકારનું સમવાયતંત્ર નકામું છે. જે રાજ્યોમાં પ્રજાનો અવાજ રજુ થઇ શકતો હોય તેવાં રાજ્યોને જ સમવાયતંત્રમાં દાખલ થઇ શકે તેવું ધોરણ રાખવું જોઇએ.

બ્રિટન પાસેથી કંઇ પણ મેળવવું હોય તો બીજી ગોળમેજી પરિષદમાં આપણે એકત્ર થઇને જવું જોઇએ. કોમી પ્રશ્નનો આપણે તત્કાલ

ફડચો કરી નાંખવો જોઇએ. એકની એક વાત વારંવાર કરવાથી કંઇ વળે નહિ. આ દેશને પોતાની માતૃભૂમિ માનતા હોય તે સઘળાઓએ એક થઇને પોતાના એવા પ્રતિનિધિ પસંદ કરવા જોઇએ કે જેમના પર સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકાય. ”

× × ×

પ્રમુખ તરીકેનું સરદાર વલ્લભભાઇનું ભાષણ તદ્દન ટુંકુ, આડમ્બર કે લાગણીના ભાવ વિનાનું સાદુ અને સરળ હતું. ભાષણનો સાર ભાગ નીચે મુજબ છે.

## પ્રમુખ સરદાર વલ્લભભાઇ પટેલનું ભાષણ

“ પં. મોતીલાલ નહેરુના મરણથી શ્રીમતી સ્વરૂપરાણી નહેરુ પં. જવાહરલાલ અને નહેરુ કુટુમ્બને ગયેલી ખોટ માટે તેમના પ્રત્યેની મારી લાગણી વ્યકત કરીને મારૂ ભાષણ શરૂ કરૂ છું. મૌ. મહમદઅલીના મરણથી દેશને ગયેલી ખોટ માટેના પ્રજાનાં આંસુઓ સુકાઇ જાય તે પહેલાં પં. ના મરણથી દેશને ભારે ખોટ ગયેલી છે.

ભગતસિંહ, સુખદેવ અને રાજગુરૂને ફાંસી દેવાથી આખા દેશમાં ગુસ્સાની લાગણી ફેલાઇ છે. તેમની કાર્યપદ્ધતિને હું સંમતી આપી શકતો નથી પણ તેમની દેશભકિત, હિંમત અને આત્મભોગ પ્રત્યે પ્રશંસાની લાગણી પેદા થાય છે.

કોઇ પણ હિંદી જે મોટામાં મોટો હોદ્દો ભોગવવાની આશા રાખી શકે તે હોદ્દો તમોએ એક સાદા ખેડુતને આપ્યો છે. પ્રજાના પહેલા સેવક તરીકે તમે મારી જે પસંદગી કરી છે તે મ્હેં અત્યાર સુધી જે કંઇ નજીવી સેવા બજાવી છે તેની કદર કરવા માટે જ નહિ પણ ગુજરાતે આપેલા મહાન ભોગોની કદર માટે જ છે.

હિંદે દુનિયાને અસાધારણ પુરાવો પૂરો પાડ્યો છે કે સામુદાયીક અહિંસાત્મક વલણ એ કંઇ તરંગી માણસના મગજનું સ્વપ્ન નથી પણ શ્રદ્ધાના અભાવે અત્યાચારોના બોજા હેઠળ કચડાતી માનવ જાતના ઉદ્ધાર



સરદાર વલ્લભભાઈ પટેલ
૧૯૩૧ માં કરાંચી ખાતે મળેલી
૪૫ મી રાષ્ટ્રીય મહાસભાના
પ્રમુખ

માટે જેમાં અસંખ્ય સંભવો સમાયેલા છે તેવી તે એક સ્પષ્ટ બનેલી બીના છે. આપણી ચળવળ અહિંસાત્મક હતી તેનો સૌથી મહાન પુરાવો એ છે કે આપણામાંના ખરાબમાં ખરાબ શંકાશીલોની બીક એવુતોએ ખોટી ઠરાવી છે. ધાર્યા કરતાં પણ વધારે બહાદુરી અને ધીરજ દેખાડી તેઓ કસોટીમાંથી પસાર થયા છે. લડતમાં સ્ત્રીઓ અને બાળકોનો ફાળો પણ મોટો છે. આ બનાવો એટલા નજીકના છે કે તેઓએ ભજવેલા ભાગની કિંમત આંકી શકાય તેમ નથી.

અહિંસાની દૃષ્ટિએ આપણી લડત સમસ્ત દુનિયાના જુદા જુદા દેશોએ અને ખાસ કરીને અમેરીકાએ પોતાની સહાનુભૂતિ દેખાડી આપણને ઉત્તેજન આપ્યું છે.

હમણાં જે કરારો કરવામાં આવ્યા છે તેને લીધે આ બહાદુરીભર્યા તબક્કા પર લંબાણથી વિવેચન કરવાની જરૂર નથી. તમારી બહાલીની અપેક્ષાએ કારોબારીએ આ સમજુતી કરી છે. કારોબારીમાં અવિશ્વાસ જાહેર કરીને તમે વધારે સારા માણસો નીમી શકો છો. બંધારણીય સ્થિતિ તરફ તમારૂં ધ્યાન ખેંચવા છતાંય હું નિઃશંકપણે માનું છું કે તમે આ સમાધાનને મંજુર રાખશો. આ સમાધાન બન્ને પક્ષો માટે માનભર્યું છે. આપણે તેનો સ્વીકાર ન કર્યો હોત તો આપણે પોતાની સ્થિતિ ખોટી બનાવી હોત. અને ગયા વરસના આપેલા ભોગોની અસર નાબુદ કરી હોત. સત્યાગ્રહી સુલેહ માટે તૈયાર હોય છે. સુલેહ માટે ખુલ્લો માર્ગ જણાતાં તેનો સ્વીકાર કર્યો હતો. ગોળમેજીના બ્રિટિશ હિંદી પ્રતિનિધિમંડળે પૂર્ણ જવાબદારીની માંગણી કરી હતી, તેનો બ્રિટિશ પક્ષે સ્વીકાર કર્યો હતો, અને વડા પ્રધાન, વાઇસરોય તેમજ આપણા આગેવાનોએ મહાસભાને અપીલ કરી હતી. આ બધું લક્ષમાં લેતાં માનભરી રીતે લડત તહકુબ રાખવાની ગોઠવણ થઈ શકે તેમ હોય અને દેશ માટે મહાસભાની માન્યતા પ્રમાણે જે ઉત્તમ છે તે માટે કંઇ પણ અંકુશ વિના દબાણ કરવાની મહાસભાને છૂટ રહેશે અને ગોળમેજીમાં મહાસભાને

ભાગ લેવા મહાસભાને આમંત્રણ આપવામાં આવશે, તો તેનો સ્વીકાર કરીને બંધારણના પ્રશ્નના ઉકેલમાં ભાગ લેવો એ પ્રમાણે કારોબારીને લાગ્યું.

સમાધાનની બંધારણને લગતી કલમ પ્રમાણે આપણે પૂર્ણ સ્વરાજ માટે દબાણ કરી શકીશું, આપણા લશ્કર, પરદેશો સાથેનો આપણો સંબંધ, નાણાં પ્રકરણ, જકાતી ધોરણ અને તેવી જ બાબતો માટે પૂર્ણ અંકુશની માગણી કરવાની આપણને છૂટ રહેશે. સલામતીઓ વગેરે તો પંડિત મોતીલાલજીના કહેવા પ્રમાણે રહેશે જ. સત્તાની સમાધાન મારફતે થતી ફેરબદલી વખતે મદદ માગનાર પક્ષ માટે સલામતીઓ રહેવાની જ.

બસો વર્ષસુધી ચતા શોષણને પરિણામે પરદેશી સાધનોની મદદ લેવાની આપણને જરૂર પડી છે, આ મદદ આપવા ઇંગ્લેંડ જો રાજી હોય તો તેની પાસેથી તેવી મદદ આપણે ખુશીથી સ્વીકારીશું.

હિંદમાંનું બ્રિટિશ લશ્કર દેશના બચાવ માટે નહિ પણ તેનો કબજો રાખવા માટે અને તેના આંતરિક બળ સામે બ્રિટિશ હિતો અને બ્રિટિશ સ્ત્રી પુરુષોના બચાવ કરવા માટે જ છે. હિંદના બચાવ માટે હિંદમાંના લશ્કરની જરૂર પડયાનો દાખલો બન્યો નથી. હિંદને લશ્કરની જરૂર હોય તો પણ દેખીતી રીતે જે રાક્ષસના નિભાવ માટે દરરોજ આપણું લોહી ચુસાય છે તેની તો હિંદને જરૂર છે. જ નહિ. મહાસભાની સત્તા ચાલે તો તેમાં તાત્કાલિક ઇચ્છીએ તેટલો ઘટાડો તે કરશે.

નાણાં પ્રકરણ પરના અંકુશની આપણે બ્રિટન સાથે વિભાગણી કરી શકીએ નહિ નાણાં ઉપર પુરો અંકુશ મેળવ્યા વિના કોઇ પણ દેશની પૂર્ણ પ્રગતિ શકય નથી. હિંદી પ્રજાના હાથમાં સત્તા આવતાં સીવીલ સરવીસના ખર્ચમાં અને તે વડે પગારોમાં મંગીન ઘટાડો કરવાની માંગણી કરવાની જરૂર પડશે.

આપણી એક પણ જવાબદારીનો ઇન્કાર કરવાનું આપણે સુચવ્યું નથી, પણ એવો દાવો કર્યો છે કે હિંદ પર નાંખવામાં આવેલા ઘણા

બેઓએ તદન અન્યાયી છે, એટલે અન્યોન્યની સમજુત નહિ થાય તો હિંદનાં કરજ વિષે નિષ્પક્ષ તપાસ ચલાવવાની આપણે માગણી કરતા આવ્યા છીએ અને હજુ પણ કરવી પડશે.

લાહોરનો પૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કાયમ જ છે. એ સ્વતંત્રતાનો એવો અર્થ થતો નથી કે બ્રિટન કે, બીજી કોઈ પ્રજા સાથે સંબંધ રાખવાની હઠીલાઈથી ના પાડવી. પરસ્પર લાભ માટે સમાન દરજ્જાએ ભાગીદારી કરવાની અને તે કોઈ પણ પક્ષની મરજીમાં આવે ત્યારે તોડી નાખવાની વાત સ્વતંત્રતામાં સમાઈ જાય છે. હિંદને સમાધાન અને મસલત મારફતે સ્વતંત્રતા મેળવવી હોય તો બ્રિટન સાથેનો સંબંધ રહેશે એમ માનવું વાજબી જ થશે. દેશી પ્રજાનો એક મજબૂત ભાગ માને છે કે ભાગીદારીનો ખ્યાલ કરી શકીએ તે પહેલાં આપણે સંપૂર્ણ છુટાપણાના તબક્કામાંથી પસાર થવું જોઈએ. હું તેમ માનતો નથી.

સમવાયતંત્ર માટે વિચાર છે ખરો પરંતુ તેથી નવી ગુંચવણો ઊભી થાય છે. રાજાઓ અલગ રહેવા રાજી નથી અને તેઓ સાચા ઉમંગથી જોડાય તો મોટો લાભ થાય. પરંતુ તેમનું જોડાણ લોકશાસનને અવરોધનારૂં થઈ પડવું ન જોઈએ. હું ઉમેદ રાખું છું કે તેઓ સ્વતંત્રતાને બાધક થઈ પડે તેવી કાફર વલણ અખત્યાર નહિ કરતાં જમાનાના જુસ્સાને અનુસરવા તત્પર થશે. હિંદની બીજી પ્રજા માફક રાજસ્થાની પ્રજાના મૂળભૂત હકકોનો સ્વીકાર થવો જોઈએ. સમવાયતંત્રમાં જોડાયેલા હિંદના પ્રજાજનોને પણ અમુક સર્વસામાન્ય હકક મળવા જ જોઈએ અને જો આવા હકક તેઓને આપવામાં આવે તો તેના પર થતા આક્રમણની દાદ આપનારી એક મધ્યસ્થ અદાલત હોવી જોઈએ. રાજસ્થાની પ્રજાજનોને ધારાસભામાં સીધું પ્રતિનિધિત્વ હોવું જોઈએ.

બ્રહ્મદેશને અલગ કરવું કે તેને હિંદના એક ભાગ તરીકે રાખવું તેનો નિર્ણય કરવાનો અધિકાર બ્રહ્મદેશના લોકોનો છે. હિંદથી છૂટા પડવાના મતવાળાઓને પોતાના વિચાર દર્શાવવાનો જેટલો હક્ક છે એટલો

જ અધિકાર બ્રહ્મદેશના યુનિયનીસ્ટ પક્ષને પણ છે, મહાસભાને ખબર માત્ર છે કે યુનિયનીસ્ટ પક્ષના વિચારોને જાહેર થતા અટકાવવામા આવ્યા છે.

બીજા બધા પ્રશ્નોમા હિંદુ-મુસ્લીમ અથવા કોમી એકતાનો પ્રશ્ન મોખરે આવે છે આ વિષે લાહોરની મહાસભાએ પોતાની વલણ ચોખ્ખી કરી છે લઘુમતીઓને સ્વીકાર્ય નહિ હોય તેવુ કોઈપણ બધારણ મહાસભા સ્વીકારશે નહિ આપણે કાચી સમાધાની જોઇતી નથી હું કાયમના સમાધાનમા માનનાર છો છુ આવી સમાધાની માટેનો માર્ગ હિંદુઓની બહુમતીઓએ હિંમત દર્શાવીને મોકળો કરવાની જરૂર છે આમ થાય તો બધા પક્ષ વચ્ચેની એકતા ઘડીવારમા સધાઇ જાય આપણી વચ્ચેની આવી એકતા સિવાય પરિષદોમા જવાનુ સાર્થક નથી ગોળમેજી પરિષદમા આપણે જવા ધારીએ છીએ તે બ્રિટન સાથેનો આપણો સબધ નક્કી કરવાને માટે. ગોળમેજી પરિષદ દ્વારા આપણે રાજાઓની સમીપ કદાચ આવી શકીશુ, પણ એ પરિષદ આપણી વચ્ચેનુ ખરૂં ઐક્ય સાધી શકશે નહિ આપણે મહાસભાદ્વારા પૂર્ણ સ્વરાજની પ્રાપ્તિ કરી લેવાની છે મહાસભાની સત્તા વેડફાઇ ન જાય તે આપણે જોવાનું છે

પરદેશી કાપડનો બહિષ્કાર એ આપણો ધર્મ-ફરજ છે. પરદેશી કાપડ મફત મળે તો પણ મોઘુ ગણાય. આપણા બેકાર ખેડૂતોનો ભૂખમરો અટકાવવાને આપણે બધા પ્રયત્નો કરવા જોઇએ મિલકાપડ ખાદીનો વિરોધ કરશે તો મહાસભાવાદીઓને એ વિરોધનો સામનો કરવો પડશે પરદેશી કાપડનો બહિષ્કાર એ કેવળ રાજદ્વારી શાસ્ત્ર નથી હિંદના આર્થિક ઉદ્ધાર માટે કામચલાઉ નહિ પરતુ કાયમની એ વસ્તુ છે પરદેશી કાપડપરની ચોકી કોઇ પણ કાળે બધ કરવામા આવશે નહિ આવી ચોકી કરવાનો પ્રજાનો અધિકાર છે બ્રિટિશ માલના બહિષ્કારનો વિચાર મહાસભા જેટલો જ જૂનો છે આ બહિષ્કારે ભારતના

ધર્મયુદ્ધમાં ઓછો ભાગ ભજવ્યો નથી. પણ આજે જ્યારે સંધિનું વાતાવરણ પ્રસરી રહ્યું છે ત્યારે આપણે કેવળ બ્રિટિશ માલના બહિષ્કારને રાજદ્વારી સાધન તરીકે વાપરવું પરવડતું નથી.

દરેક વિષયમાં આજકાલ સમાન હકકની વાતો થઇ રહી છે. પણ હાથી અને કીડીની વચ્ચે જેમ સરખામણી ન હોઇ શકે તેમ લોર્ડ ઇંચકેપ જે પોતાનાં બધાં સાધનો સાથે સ્વ. નરોત્તમ મોરારજીની સાથે સરખામણી કરવા માંડે તો એ અણુગતી વાત જ ગણી શકાય. નરોત્તમ મોરારજીના વારસોએ પોતાની દિશામાં મહામહેનતે જે પ્રગતિ કરી લીધી છે તે પ્રગતિને તોડી પાડવા માટે લોર્ડ ઇંચકેપ જો સરખા હકકની વાત કરે તો તે બરાબર નથી.

બ્રિટિશ કે પરદેશી સાહસને આફાત રાખીને હિંદી ઉદ્યોગો કે સાહસને રક્ષણ આપવું પડે તો તે બ્રિટિશરો સાથેની ભાગીદારીમાં પણ આપણા રાષ્ટ્રીય અસ્તિત્વ માટે જરૂરી છે. બ્રિટિશ શહેનશાહતની અંદર પણ રક્ષણ એ કંઇ નવો સિદ્ધાન્ત નથી.

જેવી રીતે પરદેશી કાપડનો બહિષ્કાર દેશના કરોડો ભૂખે મરતાં લોકો માટે આર્થિક જરૂરીઆત છે તેવી જ રીતે દેશની નૈતિક ઉન્નતિ માટે કેફી પીણાંઓ તથા દવાઓનો બહિષ્કાર જરૂરી છે. જ્યાંસુધી દેશમાં પરદેશી કાપડનો એક વાર પણ ટુકડો છે અને આપણા દેશબંધુઓને આડે રસ્તે દોરવાને એકપણ પીઠું હશે ત્યાંસુધી આપણે જંપીને બેસવાના નથી.

દરિયા કિનારાનાં ગામોના ગરીબોને મીઠું બનાવવાની છુટ અપાઇ છે એટલે સત્યાગ્રહ માટે મીઠાની ધાડો બંધ થશે. મીઠાનો કર ગોળમેજી પરિષદની વાટાઘાટ સુધી ઊભો હોવાથી વેપારીઓએ આ છૂટનો દુરુપયોગ ન કરવો.

ગાંધીજીના ૧૧ મુદ્દાઓ એ જ "સ્વરાજ્યનું સત્વ" છે. તે વિનાનું બંધારણ "સ્વરાજ્ય" ન ગણાય.

રાજા મહારાજાઓ અને જમીનદારોના હક્કોને હું માન આપીશ.

પણ તેઓએ પરસેવો પાડતા કરોડો લોકોના હિતને નુકશાન કરવું ન જોઇએ. તેઓએ એ જોવાનું છે કે દબાયેલા ખેડૂતો અને કામદારોની હાલત એટલી સદ્ધર થવી જોઇએ કે તેઓ ઉચામાં ઉંચા લોકો સાથે ઊભા રહી શકે.

મહાસભાએ અસ્પૃશ્યતા દૂર કરવાની છે, હિંદુ કોમે એ કલંક દૂર કર્યું હોત તો આપણી લડત વધુ કીર્તિવંત બની હોત. આત્મશુદ્ધિના આ કાર્ય વિના "સ્વરાજ" ખાસ ઉપયોગી નહિ નીવડે. **વંદે માતરમ્"**

* * *

કરાંચીની મહાસભામાં પહેલી જ વાર સત્યાગ્રહની લડત લડીને સરકારના જુદા પડવાના પ્રયત્ન છતાં વિશાળ હિંદી રાષ્ટ્રવાદમાં ભળી ગયેલા પઠાણો હાજર રહ્યા હતા. હિંદ હતું તે કરતાં વધારે વિશાળ પણ સંગઠિત રીતે અહીં ભેળું થયું હતું.

કરાંચીના ઠરાવોમાં વિવાદાસ્પદ ઠરાવ ગાંધી અરવીન કરારનામાને બહાલ રાખવા વિશેનો હતો.

આ કરારનામાની સામે દેશના જુવાનવર્ગનો ખૂબ જ રોષ પ્રગટતો જતો હતો. કરારનામું હિંદને કોઇપણ પ્રકારની સત્તા કે સત્તાની બાંહેધરી આપતું ન હતું. એટલું જ નહિ પરંતુ તદ્દન નજીવી–મીઠાનો કર રદ કરવા જેવી–બાબત (જેના પર આપણી લડત ચલાવવામાં આવી હતી) પર પણ તે કઈ જ ધાર્યું આપતું ન હતું. આ તો ઠીક પરંતુ નોકરશાહી પાસેથી જિતેલી મનાવેલી પ્રજા જે જાતના ફેરવાયેલા વર્તનની આશા રાખતી હતી તે આશા પણ ફળતી ન હતી. સ્વતંત્રતા માટે લડનાર અનેક જુવાનો હજુ જેલની પાછળ હતા. તાજેતરમાં જ લોકોની ઇચ્છાને અવગણીને ભગતસિંહ વગેરેને ફાંસી અપાઇ હતી. આ કારણે કરારનામા સામે ઝુંબેશ ઊઠે.તેવો સંભવ હતો. પરંતુ ખુલ્લી બેઠકમાં ઠરાવ પસાર થયો હતો. ભગતસિંહ વગેરેનાં કૃત્યો તરફ નહિ પરંતુ

તેમની વીરતાભરી દેશદાઝ તરફ સહાનુભૂતિ દર્શાવી એક વર્ગને શાંત પાડી દેવામાં આવેલો તેની નોંધ લઇ લેવી જોઇએ.

આ ઉપરાંત અત્યંત અગત્યનો ઠરાવ એ પ્રજાના મૂળભૂત હક્કોના જાહેરનામાંનો છે. પ્રજાના રાજકીય અધિકાર માટે લડતી મહાસભાએ પહેલી જ વાર તેના સામાજિક અને આર્થિક અધિકાર વિષે જાહેરાત કરી. આ ઠરાવ સમાજવાદી સિદ્ધાંતો પ્રમાણેનો ઠરાવ નથી પરંતુ અત્યાર સુધી મહાસભા તરફ જોતાં એ ચોક્કસ આગળનું પગલું રજુ કરે છે. આ ઠરાવમાં કામદારો–કિસાનોની ઓછામાં ઓછી માગણીઓ સ્વીકારવામાં આવી છે. લઘુમતી કોમોને તેમનાં હિતોની રક્ષા માટે બાંહેધરી આપી છે, નાગરિકોના તદ્દન પ્રાથમિક હક્કોની જાળવણી કરી છે, જાહેર નોકરોની નીતિ નક્કી કરી છે.

રાષ્ટ્રધ્વજમાં શિખો પોતાનું પ્રતિનિધિત્વ માંગી રહ્યા હતા. આ કારણે રાષ્ટ્રધ્વજના રંગોમાંથી કોમી તત્વ દૂર કરીને તેને તદ્દન રાષ્ટ્રીય બનાવવાના હેતુથી કરાંચીએ એક સમિતિ નીમી. આ ઉપરાંત એક બીજી સમિતિ દ્વારા જાહેર વેરાની તપાસ કરવાનું પણ ઠરાવવામાં આવ્યું.

'કરાંચી મહાસભાએ પસાર કરેલા ઠરાવો.

## ઠરાવો

### ૪૫મા કરાંચી અધિવેશનના ઠરાવો

૧ આ મહાસભા કોઇ પણ પ્રકારની અથવા કોઇ પણ સ્વરૂપની રાજકીય હિંસાથી અલગ રહીને તેમજ તેના વિષે નાપસંદગી દર્શાવીને સ્વ. સરદાર ભગતસિંગ અને તેમના સાથીઓ શ્રી. સુખદેવ અને શ્રી. રાજગુરૂનાં શૌર્ય તેમજ બલિદાનને માટે તેમની પ્રસંશા વ્યક્ત કરે છે, અને તેમના નિરાધાર થયેલાં કુટુંબોની સાથે એ ત્રણેયના અવસાનથી ગયેલી ખોટને માટે શોક પ્રદર્શિત કરે છે. આ મહાસભાનો અભિપ્રાય છે કે આ ત્રણ જણને આપવામાં આવેલી ફાંસી એ સ્વચ્છંદ વેરનું કૃત્ય છે અને એ કૃત્યથી તેમની સજામાં ઘટાડો કરવાની

સમસ્ત પ્રજાની એકમતે કરવામાં આવેલી માંગણીને જાણી બુઝીને ઠોકરે મારવામાં આવી છે. વળી આ મહાસભાનો એવો પણ અભિપ્રાય છે કે, આ ક્ષણે બન્ને પ્રજાઓ વચ્ચે શુભેચ્છાની લાગણી વધે એ આવશ્યક છે, એ વાતનો ચોતરફથી સ્વીકાર કરવામાં આવેલો હોવા છતાં તે માટેની, તેમજ હતાશ થઈને રાજકીય હિંસાનો માર્ગ ગ્રહણ કરનાર પક્ષનું હૃદય જીતીને તેને શાંતિને માર્ગે વાળી લેવાની સોનેરી તક સરકારે ગુમાવી છે.

૨. આ મહાસભાનો એવો દૃઢ અભિપ્રાય છે કે જો સરકાર અને મહાસભા વચ્ચેનાં સમાધાનનો ઉદ્દેશ્ય ગ્રેટબ્રિટન અને હિંદમાં સદ્ભાવ વધારવાનો હોય અને જો સમાધાનની મતલબ ગ્રેટબ્રિટન મારફતે શાસનનો અધિકાર છોડવાની ઇચ્છા હોય તો સરકારને માટે એ ઇષ્ટ છે કે તેણે બધા રાજદ્વારી કેદીઓને, નજરબંધ કેદીઓને, તથા અટકાયતમાં રાખવામાં આવેલાઓને-તેમના વિષે સમાધાનમાં ઉલ્લેખ કરવામાં ન આવ્યો હોય તેમ છતાં છોડી મૂકે અને હિંદમાં તેમજ હિંદ બહાર રહેતા હિંદી જનો પર તેમના રાજકીય વિચારને કારણે મૂકવામાં આવેલી રાજદ્વારી અટકાયતો દૂર કરે.

વળી આ મહાસભા સરકારને યાદ આપે છે કે તે જો આ ઠરાવનો બરાબર જવાબ વાળશે તો થોડા જ સમય પર આપવામાં આવેલી ફાંસીની સજાઓથી પ્રજાના હૃદયમાં થયેલો ઉંડો રોષ કંઇક અંશે શાંત થશે.

૩. યુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિના પ્રમુખ, નિઃસ્વાર્થમાં નિઃસ્વાર્થ રાષ્ટ્ર સેવકો પૈકી એક, અને કોઇ પણ પ્રકારના કોમી રાગદ્વેષથી મુક્ત હોવાથી બધા જ પક્ષો અને બધી જ કોમોમાં પ્રિય થઇ પડેલા ગણેશશંકર વિદ્યાર્થીના હુલ્લડ દરમિયાન થયેલા મરણના સમાચાર સાંભળીને મહાસભા પોતાને થયેલું ઊંડું દુઃખ પ્રદર્શિત કરે છે. સ્વર્ગસ્થના કુટુમ્બને આશ્વાસન આપતાં મહાસભા અભિમાન પૂર્વક નોંધ કરે છે કે, પોતાના પ્રથમ પંક્તિના એક આગેવાન સેવકે ભયમાંથી બીજા લોકોને બચાવવાનો તેમજ ચોતરફ ફેલાયેલાં તોફાન અને ગાંડપણની વચ્ચે રહીને શાંતિ અને સમાજ સ્થાપવાનો પ્રયત્ન કરતાં પોતાના અમૂલ્ય જીવનનું બલિદાન આપ્યું છે. દેશના હિતમાં રસ લેતા બધા લોકોને આ ઉચ્ચ બલિદાનનો વેર વધારવામાં નહિ પણ બે કોમો વચ્ચેનું સમાધાન વધારવામાં ઉપયોગ કરવાને આ મહાસભા વિનંતિ કરે છે, તથા આ ઝગડાનું કારણ શોધી કાઢવાનો અને બે કોમો વચ્ચે પડેલાં તડ સાંધવાને જરૂરી જણાય તે તેમજ પાસેના પ્રદેશોમાં તથા

જિલ્લાઓમાં કોમી વિખવાદનું ઝેર ફેલાય તે અટકાવવાને માટે જરૂરી પગલાં લેવાને એક સમિતિની નિમણુંક કરે છે.

સમિતિના સભ્યો : ૧ શ્રી ભગવાનદાસ, ૨ શ્રી. પુરૂષોત્તમદાસ ટંડન, ૩ ખ્વાજા અબ્દુલ મજીદ, ૪ શ્રી. રોરવાની, ૫ મૌ. ચંદ્રલ મુકક ૬ શ્રી. સુંદરલાલ.

૪. મહાસભાની કાર્યવાહક સમિતિ અને હિંદી સરકાર વચ્ચે થયેલી કામચલાઉ સમાધાની પર વિચાર ચલાવ્યા પછી આ મહાસભા તેને મંજુર રાખે છે, અને સ્પષ્ટ કરવા માંગે છે કે મહાસભાનું પૂર્ણ સ્વરાજ્યનું ધ્યેય અખંડિત રહે છે.

બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓની જોડે કોઇ પણ પરિષદમાં પ્રતિનિધિઓ મોકલવાનો માર્ગ બીજી રીતે મહાસભા માટે ખુલ્લો હશે તો મહાસભાના પ્રતિનિધિઓ એવા પ્રયત્ન કરશે કે, જેથી આ ધ્યેયની સિદ્ધિ થાય અને પ્રજાને લશ્કર, પરદેશ સાથેનો વહેવાર, નાણાં તથા નાણાં વિષેની અને આર્થિક નીતિ ઉપર કાબુ મળે. હિંદમાં બ્રિટિશ સરકારે કરેલાં નાણાંના વહેવારો નિષ્પક્ષ ન્યાયમંડળ દ્વારા તપાસાય અને હિંદે કે ઇંગ્લેંડે ઉપાડવાના બોજાની તપાસ થયે રકમ નકકી થાય, અને બન્ને પક્ષને સ્વેચ્છાએ ભાગીદારીમાંથી નીકળી જવાનો હકક મળે. પણ હિંદુસ્તાનના હિતને અર્થે દેખીતી રીતે આવશ્યક હોય તેવી ધરછોડ કરવાની મહાસભાના પ્રતિનિધિઓને છૂટ રહેશે. એ શરતે આ મહાસભા મહાત્મા ગાંધી ને તેમની આગેવાની નીચે કામ કરવા કાર્યવાહક સમિતિ જેમને નીમે એવા પ્રતિનિધિઓ સાથે એવી પરિષદમાં મહાસભાનો પક્ષ રજુ કરવાને નીમે છે અને સત્તા આપે છે.

૫. ગઇ સત્યાગ્રહની લડાઇમાં જે લોકોએ કેદ, ગોળી, સંગીન, લાઠી વગેરે દ્વારા મહાન કષ્ટ ઉઠાવ્યું છે અથવા જપ્તી, લૂંટ, આગ અથવા દમનના બીજા પ્રકારોથી સંપત્તિની હાની ઉઠાવી છે તેમને આ મહાસભા અભિનંદન આપે છે. મહાસભા ખાસ કરીને હિંદની સ્ત્રીઓને ધન્યવાદ આપે છે કે જેમણે હજારોની સંખ્યામાં બહાર આવીને રાષ્ટ્રને સ્વતંત્રતા અપાવવાના કામમાં મદદ આપી છે અને તેમને ખાત્રી આપે છે કે મહાસભા કોઇ એવું બંધારણ નહિ સ્વીકારે જેમાં મતાધિકારની બાબતમાં સ્ત્રી અને પુરૂષો વચ્ચે ભેદ રાખવામાં આવેલો હોય.

૬. બનારસ, મિરજાપુર, આગ્રા, કાનપુર અને બીજાં સ્થાનો પરનાં કોમી હુલ્લડોને આ મહાસભા હિંદની સ્વતંત્રતાના દુઃખમાં ઘાતક સમજે છે તથા જે લોકો આવાં તોફાન કરે છે અથવા કરાવે છે અને તોફાન થાય તેવી અફવાઓ ફેલાવે છે તેમની નિંદા કરે છે. શાંતિનો ભંગ કરાવવા તેમનાં કાર્યોને ધૃણાજનક ગણે છે. આગ કે બીજા કોઇ પ્રકારથી સંપત્તિના નાશથી તથા શહેરીઓની તેમાંય ખાસ કરીને સ્ત્રી બાળકોની હત્યાથી મહાસભાને ખૂબ જ દુઃખ થયું છે, તથા આવી જંગલી વૃત્તિનો શિકાર બનેલા જીવિત તથા મૃત વ્યક્તિઓના કુટુમ્બીજનો તરફ દિલસોજી વ્યક્ત કરે છે.

૭. દારૂનું વેચાણ સદંતર બંધ કરવાના લક્ષ્યની તરફ છેલ્લા બાર મહિનામાં રાષ્ટ્રનું પ્રયાણ જોઇને આ મહાસભાને ખૂબ સંતોષ થયો છે અને તે બધી મહાસભાની સંસ્થાઓને ફરમાવે છે કે દારૂનિષેધના કાર્યમાં ઉત્સાહપૂર્વક ચળવળ ચલાવે તથા આશા રાખે છે કે દેશની સ્ત્રીઓ દારૂના વ્યસનીઓને તેમનાં શરીર, આત્મા અને ગૃહસુખના સર્વનાશમાંથી રોકવાના કાર્યમાં બેવડું કામ કરશે.

૮. છેલ્લાં દશ વર્ષોમાં સેંકડો ગામોમાં કામ કરવાથી મળેલા અનુભવથી સ્પષ્ટ થયું છે કે સામાન્ય જનતાની ગરીબાઇ દિનપ્રતિદિન વધતી જાય છે. તેનું એક કારણ એ પણ છે કે નવરાશના વખતમાં લોકોની પાસે કોઇ બીજો સહાયકારી ધંધો નહિ હોવાથી લાચાર બનીને બેકાર રહેવું પડે છે, અને રેંટિયોજ એક એવી વસ્તુ છે જે આ અભાવનું વ્યાપક રૂપમાં સ્થાન લઇ શકે તેમ છે. એ પણ જોવામાં આવ્યું છે કે રેંટિયો અને પરિણામે ખાદીનો ત્યાગ કર્યા પછી પરદેશી કે સ્વદેશી મિલનું કાપડ ખરીદવામાં આવે છે. આનાથી ગામડાના પૈસા બે બાજુએથી છિનવી લેવામાં આવે છે—તેમની કમાણી ઓછી થઇ જાય છે અને કપડાંને માટે પોતાની પાસેના પૈસા આપવા પડે છે. આ બેવડી ધનહાનીને રોકવાનો એક માત્ર ઉપાય એ છે કે પરદેશી કાપડ અને સુતરનો બહિષ્કાર કરવામાં આવે અને તેને સ્થાને ખાદીનો ઉપયોગ કરવામાં આવે. દેશી મિલો જરૂર પ્રમાણે ખાદીથી રહી જવા પામેલી કમી ઓછી કરે. આ કારણે મહાસભા સામાન્ય જનતાને અનુરોધ કરે છે કે વિલાયતી કાપડની ખરીદી ન કરે અને કરોડો ગ્રામનિવાસીઓને નુકસાન કરનાર વિલાયતી કાપડ તથા સુતરનો પોતાનો ધંધો છોડી દે.

વધુમાં મહાસભા મહાસભા સમિતિઓ અને તેમની સાથે સંબંધ ધરાવતી

બીજી સંસ્થાઓને ફરમાવે છે કે ખાદીને માટે જોરથી પ્રચાર શરૂ કરીને પરદેશી કાપડના બહિષ્કારને વધારે વેગવાન બનાવે.

મહાસભા રાજસ્થાનોને અનુરોધ કરે છે કે તેઓ આ રચનાત્મક કામમાં જોડાય અને વિલાયતી કાપડ તથા સુતરને પોતાની હદમાં ઘુસવા ન દે.

મહાસભા દેશી મિલોના માલિકોને અનુરોધ કરે છે કે તેઓ નીચે જણાવેલું કામ કરીને આ મહાન રચનાત્મક તથા આર્થિક ઉદ્યોગને સહાય આપે.

( ૧ ) પોતે હાથે કાંતેલા સુતરની વપરાશ કરીને ગ્રામવાસીઓના સહાયકારી ધંધાને પોતાની નૈતિક મદદ આપે.

( ૨ ) ખાદીની સાથે હરીફાઇ કરી શકે તેવું કાપડ બનાવવાનું છોડી દે અને આ બાબતમાં ચરખાસંઘના પ્રયત્નોમાં પોતાનો સાથ આપે.

( ૩ ) પોતાના માલની કિંમત શક્ય હોય ત્યાં સુધી ઓછામાં ઓછી રાખે.

( ૪ ) પોતાના માલમાં વિલાયતી સુતર, રેશમ કે બનાવટી રેશમની વપરાશ ન કરે.

( ૫ ) દુકાનદારોની પાસે જે વિલાયતી માલ પડેલો છે તેને લઇ લે અને તેને બદલે સ્વદેશી માલ આપીને તેને પોતાના વ્યવહારમાં સ્વદેશી બનાવવામાં મદદ આપે અને તેમની પાસેથી લીધેલા વિલાયતી કાપડને પરદેશમાં મોકલવાનો પ્રબંધ કરે.

( ૬ ) મિલકામદારોનો દરજ્જો ઉંચો કરે અને નફા કે નુકશાનમાં તેઓ હિસ્સેદાર છે એમ સમજાવે. મોટા મોટા વેપારીઓને મહાસભા જણાવે છે કે તેઓ જો માનતા હોય કે પરદેશી કાપડનો બહિષ્કાર હિંદના આર્થિક કલ્યાણ માટે જરૂરી છે અને સૌના મત પ્રમાણે હિંદી જનતાની આર્થિક હાની કરતા પરદેશી વેપારને છોડી દેવાનું તથા પોતાના હિતને બાદ કરતાં આ દેશને માટે લાભ કર્તા વેપાર તરફ ધ્યાન લગાવવાનું જરૂરી છે તો તેઓ આંતર રાષ્ટ્રીય ભાઇચારાને ઉત્તેજન આપે અને વ્યાપારી નીતિમત્તાને વધારે ઉન્નત બનાવે.

( ૭ ) પરદેશી કાપડ તથા માદક પદાર્થોના વેચાણ પરના બહિષ્કારમાં જે સફળતા મળી છે તેથી મહાસભાને આનંદ થાય છે તથા મહાસભાની સંસ્થાઓને ફરમાવે છે કે શાંતિમય પિકેટીંગમાં ઢીલાશ ન આણે, સરકારની સાથે જે સમાધાન થયું છે તેની શરતો પ્રમાણે આ શાંત ચોકી બરાબર ચલાવે.

(૮) આ મહાસભા જાહેર કરે છે કે હિંદના લોકોને બીજા દેશો અને હિંદની સરહદની પેલી પાર રહેનાર લોકો સાથે કોઇ પણ પ્રકારનો ઝઘડો નથી, તેઓ તો બધાની સાથે મિત્રતા કરવા તથા તેમની સાથે શાંતિથી રહેવા ઇચ્છે છે. વાયવ્ય સરહદપર બ્રિટિશ સરકાર જે નીતિ ચલાવી રહેલી છે અને જેને આગળ ધપવાની નીતિ તરીકે ગણાવવામાં આવે છે તેને તથા સરહદ પરના લોકોની સ્વતંત્રતા છિનવી લેવાના શાહીવાદીઓના કામને ધિક્કારી કાઢે છે. મહાસભાનો હાર્દિક મત છે કે હિંદનાં લશ્કરનો તથા નાણાંનો આ નીતિને સફળ કરવા માટે ઉપયોગ કરવામાં ન આવે અને સરહદનો લશ્કરી કબજો કરવામાં આવ્યો છે તે ઉઠાવી લેવામાં આવે.

૯. સરહદ પ્રાન્તમાં એવો પ્રચાર કરવામાં આવે છે કે એ પ્રાન્તની બાબતમાં મહાસભાના વિચાર સારા નથી. આથી અને આ સંદેહને દૂર કરે તેટલા માટે આ મહાસભા જણાવી લે છે કે બંધારણની કોઈ પણ ભાવી યોજનામાં વાયવ્ય સરહદ પ્રાન્તને હિંદના બીજા પ્રાન્તોના સમાન ધોરણે તંત્ર આપવામાં આવે.

૧૦ મહાસભા સ્વીકારે છે કે બ્રહ્મદેશવાસીઓને હિંદથી અલગ થઇ સ્વતંત્ર બર્મન રાજ સ્થાપવાનો, અથવા સ્વતંત્ર હિંદના એક પૂર્ણ અધિકારયુક્ત અંગ બની રહેવાનો અને ઇચ્છે ત્યારે આ હિંદથી અલગ થઇ જવાનો અધિકાર છે., તેમ છતા બ્રહ્મદેશવાસીઓને પોતાનો મત દર્શાવવાની તક આપ્યા વિના તથા તેના ચુંટાયેલા પ્રતિનિધિઓની ઇચ્છા વિરુદ્ધ બ્રહ્મદેશને જબરદસ્તીથી હિંદની અલગ કરવાની બ્રિટિશ સરકારની ચાલબાજીને આ મહાસભા વખોડી કાઢે છે. બ્રહ્મદેશમાં બ્રિટિશ વર્ચસ્વ રહે તથા બ્રહ્મદેશ તથા સીંગાપુરમાં પેટ્રોલિયમ પુષ્કળ નીકળતું હોવાથી તથા લશ્કરી વ્યૂહની દૃષ્ટિએ એ મહત્વનાં સ્થાન છે અને પૂર્વ એશિયામાં બ્રિટિશ શાહીવાદનો અડ્ડો કાયમ રહે, આ હેતુઓથી બ્રહ્મદેશને હિંદથી જાણી જોઇને અલગ કરવાનો નિશ્ચય કરવામા આવેલો હોય એમ લાગે છે.

બ્રહ્મદેશ બ્રિટનની હકુમત નીચે હંમેશા માટે રહે, તેની ભૌતિક સંપત્તિથી બ્રિટિશ શાહીવાદીઓનો હેતુ સિદ્ધ થાય અને એવી રીતે તે સ્વતંત્ર હિંદ તથા પૂર્વના બીજા દેશોને માટે અંતરાય રૂપ નીવડે તેવી બધી જ નીતિનો આ મહાસભા સખત વિરોધ કરે છે. મહાસભા ઇચ્છે છે કે બ્રહ્મદેશની સરકારને જે ખાસ અધિકારો આપવામાં આવેલા છે તે પાછા લઇ લેવામાં આવે. બ્રહ્મદેશની

પ્રતિનિધિત્વ ધરાવતી અને મહત્વની રાષ્ટ્રીય સંસ્થાઓને ગેરકાયદે ઠરાવતી જાહેરાતને, અગાઉની સ્થિતિને પુનઃ સ્થાપિત કરવા માટે અને બ્રહ્મદેશના ભાવી પર તેના રહેવાસીઓ શાંત વાતાવરણમાં અંતરાય વિના વિચરી શકે અને આખરે બ્રહ્મદેશના વાસીઓના આત્મનિર્ણયનો નિર્ણય થાય એટલા માટે રદ કરવામાં આવે.

૧૧. દક્ષિણ તથા પૂર્વ આફ્રિકાની ઘટનાઓને જોઇને ને દેશના હિંદી વસાહતીઓની અવસ્થાના સંબંધમાં આ મહાસભા શંકાશિલ બની ગઇ છે. દક્ષિણ આફ્રિકામાં કાયદા ઘડવાનો વિચાર ચાલી રહ્યો છે તે અત્યારસુધી આપવામાં આવેલા વચનોની વિરૂદ્ધ છે અને કેટલેક અંશે હિંદીઓના અધિકારો પર હુમલો કરનારા પણ છે. આ મહાસભા એ દેશોની સરકારને અપીલ કરે છે કે તે ત્યાંના હિંદી વસાહતીઓ સાથે તેઓ પોતાના દેશભાઇઓ માટેના હિંદમાંના વર્તનની જેવી અપેક્ષા રાખે છે તેવા પ્રકારનો વર્તાવ ચલાવે. દીનબંધુ એન્ડ્રુઝ તથા પં. હૃદયનાથ કુંઝરુ હિંદી વસાહતીઓને નિઃસ્વાર્થ ભાવે જે મદદ આપી રહ્યા છે તે માટે મહાસભા તેમને ધન્યવાદ આપે છે.

હોદ્દેદારો : મંત્રીઓ : ૧. પં. જવાહરલાલ નહેરુ
૨. શ્રી. જયરામદાસ દોલતરામ
૩. ડૉ. સૈયદ મહમૂદ
કોષાધ્યક્ષ : શ્રી. જમનાલાલ બજાજ

## પ્રજાના મૂળભૂત અધિકારો

૧. ( ક ) હિંદુસ્તાનના દરેક પ્રજાજનને પોતાના વિચારો દર્શાવવાની સ્વતંત્રતાનો, સભા અને સંગઠનની સ્વતંત્રતાનો તથા નીતિ અને કાયદાથી વિરૂદ્ધ ન હોય તેવાં કાર્યો માટે શાંતિપૂર્વક અને શસ્ત્ર વિના એકત્રીત થવાનો હક છે.

( ખ ) હિંદુસ્તાનનો દરેક પ્રજાજન, પોતાની ધર્મબુદ્ધિને અનુસરવાની તથા પ્રજાની સુલેહ શાંતિ અને સદાચારની આડે ન આવે તેવી રીતે પોતાનો ધર્મ માનવાની અને આચરવાની સ્વતંત્રતા ભોગવશે.

( ગ ) નાની કોમોની તથા ભિન્ન ભિન્ન ભાષા બોલનારા પ્રદેશોની સંસ્કૃતિ ભાષા અને લિપિ સુરક્ષીત રહેશે.

( ધ ) હિંદુસ્તાનના સૌ પ્રજાજનો કાયદાની દ્રષ્ટિએ ધર્મના, ન્યાતજાતના, કોમના અથવા તો સ્ત્રી પુરુષના ભેદભાવ વિના સમાન છે.

( ઙ ) કોઇ પણ દેશજનની તેના ધર્મ, ન્યાતજાત, માન્યતા અથવા લિંગ ભેદને કારણે સરકારી નોકરીમા, સત્તા કે માનના હોદ્દામા, તથા કોઇ પણ વેપાર કે ધધો કરવામા કોઇ પણ જાતની અધિકાર હીનતા ગણવામા આવશે નહિ

( ચ ) કુવા, સરિયામ રસ્તા, નિશાળો અને જાહેર વાપરની બીજી તમામ જગાઓ જે રાજ્યને અથવા સ્થાનિક સસ્થાઓને ખર્ચે બાધવામા આવેલા હશે અથવા કોઇ ખાનગી વ્યક્તિએ જાહેર પ્રજાના ઉપયોગને અર્થે અર્પણ કર્યા હશે તેની બાબતમા સૌ દેશજનોના સમાન હક્કો અને ફરજો ગણાશે.

( છ ) હથિયાર રાખવાની અને વાપરવાની બાબતમા જે નિયમો અને પ્રતિબધો કરવામા આવે તેને અનુસરીને દરેક દેશજનને હથિયાર રાખવાનો અને ધારણ કરવાનો હક્ક છે.

( જ ) કાયદાના અમલની રૂઇએ કરવામા આવે તે સિવાય બીજી કોઇ પણ માણસની સ્વતત્રતા છિનવી લેવામા નહિ આવે, તેમજ તેના ઘરમા કે માલિકીના જગામા પ્રવેશ નહિ કરવામા આવે કે તે જપ્ત કે ખાલસા કરવામા નહિ આવે

( ઝ ) સઘળા ધર્મોની બાબતમા સરકાર નિષ્પક્ષતા જાળવશે.

( ઞ ) પુખ્ત વયના તમામ માણસોને મતાધિકાર રહેશે

( ટ ) મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા સરકાર કરશે.

( ઠ ) સરકાર કોઇને ઇલકાબો નહિ આપે

( ડ ) મોતની સજા નાબુદ કરવામા આવશે

( ઢ ) હિદુસ્તાનનો દરેક દેશજન હિદુસ્તાનમા કોઇ પણ સ્થળે જઇ શકશે, અને દેશના કોઇ પણ ભાગમા વસવાટ કરી શકશે, મિલ્કત ધારણ કરી શકશે, કોઇ પણ વેપાર ધધો કરી શકશે તથા દેશના બધા ભાગોમા કાયદાના રક્ષણની તથા કાયદેસર મુકર્દમાની બાબતમા સમાનતા ભોગવશે

મજુર વર્ગ

૨ ( ક ) સમાજની આર્થિક રચના ન્યાયી ધોરણ પર રચાયેલી હશે. જેથી સમાજમા દરેક જણ સારી અને સુઘડ ઢબે પોતાનુ જીવન ગુજારી શકે.

( ખ ) સરકાર કારખાનાનાંમાં કામ કરતા મજૂરોના હિતની રક્ષા કરશે અને યોગ્ય કાયદાથી તથા બીજી રીતે તેમને સારી ઢબે જીવન ગાળી શકે તેટલો દરમાયો મળે, કામ કરવાની જગ્યા આરોગ્યપ્રદ હોય, મજૂરીના કલાક મર્યાદિત હોય, માલિકો અને મજૂરો વચ્ચેની તકરારનો નિવેડો લાવવા માટે યોગ્ય વ્યવસ્થા હોય, તથા ઘડપણ, માંદગી કે બેકારીને લીધે જે આર્થિક હાડમારી આવી પડે તેની સામે રક્ષણ મળે, તેવી વ્યવસ્થા કરશે.

૩. દાસત્વમાંથી અથવા લગભગ દાસત્વ જેવી સ્થિતિમાંથી મજૂરોની મુકિત.

૪. મજૂર સ્ત્રીઓનું રક્ષણ અને ખાસ કરીને સુવાવડ દરમિયાન રજાનો પુરતો બંદોબસ્ત.

૫. નિશાળે જવા યોગ્ય ઉમ્મરનાં બાળકોને ખાણોમાં કે કારખાનાંમાં રોકવાની બંધી થશે.

૬. પોતાના હિતની રક્ષાને અર્થે ખેડૂતો અને મજૂરોને સંઘો બાંધવાનો હકક રહેશે.

## કારભાર અને સરકારી ખર્ચ

૭. જમીન ભોગવટાની, જમીન મહેસુલની તથા ગણોતની પ્રથામાં સુધારા કરવામાં આવશે. ખેતીની જમીન ઉપરના બોજાની વાજબી વ્યવસ્થા કરવામાં આવશે, જે અનુસાર નાના ખેડૂતો અત્યારે જે જમીન મહેસુલ તથા ગણોત ભરે છે તેમાં ઠીક ઠીક ઘટાડો કરીને તેમને તત્કાલ રાહત આપવામાં આવશે; આર્થિક દૃષ્ટિ પોષણ વિનાની ખેતીની બાબતમાં જરૂરી જણાય તેટલી મુદત માટે ગણોતમાંથી મુકિત આપવામાં આવશે. અને આવી રીતે ગણોતમાંથી મુક્તિ આપવાને અથવા ગણોતના દરમાં ઘટાડો કરવાને કારણે જરુરી જણાય ત્યાં નાના જમીનદારોને જરૂરી રાહત આપવામાં આવશે; તથા ઉપર જણાવેલો હેતુ બર લાવવા માટે ઓછામાં ઓછી ઠરાવેલી એવી વાજબી રકમ ઉપરાંતની જમીનમાંથી થતી ચોખ્ખી આવક ઉપર ક્રમસર વધતો જતો એવો આવક વેરો નાંખવામા આવશે.

૮. ઓછામાં ઓછી અમુક ઠરાવેલી મિલકત ઉપરાંતની મિલકત ઉપર ક્રમિત દરને ધોરણે વારસા વેરો નાંખવામાં આવશે.

૯. લશ્કરી ખર્ચમાં પુષ્કળ ઘટાડો કરવામાં આવશે, જેથી આજના પ્રમાણ કરતાં ઓછામાં ઓછા અર્ધા ભાગનો ઘટાડો થાય.

૧૦. મુલ્કીખાતામાં ખર્ચ અને પગારોમાં ઘટાડો કરવામાં આવશે. ખાસ નીમેલા શાસ્ત્રજ્ઞો તથા એવા લોકો સિવાયના કોઇપણ સરકારી નોકરને અમુક ચોક્કસ રકમ, જે સામાન્ય રીતે માસિક રૂપિયા ૫૦૦ થી વધારે ન હોય, તે કરતા વધારે પગાર આપવામાં આવશે નહિ.

૧૧. હિંદુસ્તાનમાં બનાવવામાં આવતા મીઠાપર વેરો નહિ નાંખવામાં આવે.

## આર્થિક અને સામાજિક કાર્યક્રમ

૧૨. દેશી કાપડને સરકાર રક્ષણ આપશે; અને એ હેતુથી પરદેશી કાપડ અને પરદેશી સુતરના બહિષ્કાર કરવાની તથા એવા બીજા જરૂરી જણાય તે ઉપાયો લેવાની નીતિ સરકાર અખત્યાર કરશે. સરકાર બીજા દેશી ઉદ્યોગોને પણ જ્યાં જરૂર જણાય ત્યાં પરદેશીની હરીફાઇ સામે રક્ષણ આપશે.

૧૩. કેફીપીણાં અને પદાર્થોની દવાના ઉપયોગ સિવાય સદંતર બંધી કરવામાં આવશે.

૧૪. નાણાં ચલણ અને હુંડિયામણનું નિયમન રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ કરવામાં આવશે.

૧૫. ઉદ્યોગો અને ખાતાં, ખનીજ, દ્રવ્યો, રેલ્વે, જળ માર્ગો વહાણવટુ તથા વહેપારના બીજાં સાધનો પર સરકારી માલિકી અથવા કાબુ રહેશે.

૧૬. ખેડૂતોને દેવાંદારીમાંથી રાહત, તથા સીધી કે આડકતરી વ્યાજખોરી પર અંકુશ.

૧૭. દેશીઓને લશ્કરી તાલીમ માટે એવી વ્યવસ્થા સરકાર કરશે, જેથી પગારદાર લશ્કર ઉપરાંત રાષ્ટ્રના રક્ષણ માટે બીજી વ્યવસ્થા ઊભી થઇ શકે.

# પ્રકરણ ૧૦ મું

## લડતનાં અધિવેશનો [ દિલ્હી ૪૬ : કલકત્તા ૪૭ ]

કરાંચી પછીનાં બે ( ૧૯૩૨ અને ૧૯૩૩ નાં ) અધિવેશનો સત્યાગ્રહની બીજી લડત દરમિયાન પોલીસોના સખત જાપ્તા નીચે ભરવામાં આવેલાં હતાં. સામાન્ય સમયમાં મહાસભાનું અધિવેશન જે સરળતાથી ભરી શકાય તેમ હોય છે તેવી સરળતા આ બે અધિવેશન દરમિયાન મળી શકી ન હતી. દરેક પ્રકારનું નાગરિક સ્વાતંત્ર્ય સામાન્ય કાયદાઓ ઉપરાંત દમનના વિશેષ ધારાઓથી અંકુશિત કરવામાં આવ્યું હતું. પોલીસના જુલ્મો જેવાં કે કનડગત, લાઠીમાર, ગેરકાયદે અટકામત વગેરે તો ચાલુ જ હતાં. આવી પરિસ્થિતિમાં કરાંચી પછીની દિલ્હી તથા કલકત્તાની બેઠકો વિરોધી દેખાવો, લડત તરફની વફાદારી તથા સ્વાતંત્ર્યની લડત લડવાની પ્રજાની મક્કમતા જાહેર કરવા માટે ભરવામાં આવી હતી.

આ બેઠકોની વિગતમાં ઉતરીએ, તે પહેલાં કરાંચી પછી બનેલા બનાવોની ઝાંખી રૂપરેખા દોરી લેવાની જરૂર છે. કારણ કે આ બે બેઠકોનું મહત્વ તેની આ રાજકીય ભૂમિકાદ્વારાજ સમજી શકાય તેમ છે.

કરાંચીમાં આછો આછો અને ભ્રામક ભ્રામક પણ પ્રજાએ વિજયનો જે આનંદ માણ્યો હતો તે બહુ લાંબો વખત ટક્યો નહિ. ગાંધી ઇરવીન સંધી પછી કાયદેસર થયેલી મહાસભાની સમિતિઓએ વ્યવસ્થિત કાર્ય શરૂ કરી દીધું હતું, દારૂનિષેધ અને પરદેશી કાપડનો બહિષ્કાર ચાલુ જ હતા. મર્યાદિત રીતે દરિયા કાંઠાના લોકોએ મીઠું વપરાશ પૂરતું લેવા માંડયુ હતું. પરંતુ વધારે મહત્વની વસ્તુ તો એ છે કે લડત લડેલી

પ્રજાએ જાગૃત થવાનો સંકલ્પ કર્યો હતો. અને તેણે અનેક રીતે અસહ્યની બીક તથા વ્હેમ દૂર કર્યાં હતાં. નોકરશાહી માટે આ વસ્તુ-અસહ્ય હતી. ગાંધીજી સાથે થયેલી સંધી નોકરશાહી પ્રમાણીકપણે પાળવા તૈયાર ન હતી. લડત દરમિયાન ગેરકાયદેસર ઠરાવેલી મહાસભાની, યુવકોની અને એવી બીજી અનેક સંસ્થાઓ હજુ પણ ગેરકાયદે હતી. આટલું બસ ન હોય તેમ નોકરશાહીએ કરારનો ખુલ્લો ભંગ શરૂ કરી દીધો હતો. છૂટક છૂટક ધરપકડો તો ચાલુ જ હતી. બારડોલી અને યુક્તપ્રાંતની ધૂંચે યુદ્ધવિરામનું વાતાવરણ ઉશ્કેરણીભર્યું બનાવી મૂકયું. કરારથી મહાસભા ગોળમેજીમાં જઇ શકે તેમ હતું, પરંતુ બારડોલી વિષેની નીતિને કારણે એ વસ્તુમાં વિઘ્ન આવી પડયું. સરકાર સામે તેના ગુન્હાઓનું ફરિયાદનામું પ્રગટ કરવામાં આવ્યું. પરંતુ ગાંધીજીએ સંદેશા ચલાવી વાતાવરણને હળવું કર્યું અને પરિણામે મહાસભાના એક જ પ્રતિનિધિ તરીકે ગાંધીજી આખરે ગોળમેજીમાં જઇ શકયા જો કે સંધી પછી નોકરશાહીએ જે શંકાભર્યું વાતાવરણ ઉભું કર્યું હતું તે જોતાં ગાંધીજીની સફર સફળ થાય તેવી બહુ આશા નહોતી. શાહીવાદને ટાણેકટાણે મદદ દેનાર હિંદી રાજાઓ, જમીનદારો, તાલુકદારો, કોમવાદીઓ અને જુસ્સા વિનાના મવાલોના પ્રતિનિધિ વિલાયતની વાટાઘાટમાં ગોળમેજ ઉપર કશું જ પ્રાપ્ત ન કરી શકે.

ગોળમેજી પરિષદમાં ચાલેલી ચર્ચાની વિગતમાં ઉતરવાનું આ સ્થાન નથી. ગાંધીજીને ઉપર કહ્યા તેવા હિતના પ્રતિનિધિઓ વચ્ચે ઘેરી લેવામાં આવ્યા. કોમી સમાધાન માટે તેમને સમાધાન નહિ ઇચ્છતા કોમવાદીઓ વચ્ચે બેસાડી દઇ ખૂલ્લી અશકયતામાં બીજી અશકયતાઓ ઉમેરી દેવામાં આવી. મુખ્ય પ્રશ્નને નાહકની અને નજીવી વિગતોમાં ઉડાડી દેવામાં આવ્યો.

વિલાયતમાં આ પ્રમાણે ચાલી રહેલી ચર્ચાઓમાં વખત અને શક્તિનો વ્યય થઇ રહ્યો હતો અને તેની પાછળ દેશનું ધ્યાન લગાડી દેવામાં આવ્યું હતું ત્યારે બીજી બાજુ પર હિંદમાં નોકરશાહી સમાધાનને

છાજલી પર મૂકી દમનનો દોર ચલાવી રહી હતી. સમાધાન કરનાર લોર્ડ ઇરવીનને સ્થાને લોર્ડ વિલિંગ્ડન આવી ગયા હતા અને તેઓ નોકરશાહીને મને ભાવતા અમલદાર બની ગયા હતા. સંધિના આત્માને ક્યારનો દફનાવી દેવામાં આવ્યો હતો પરંતુ હવે તો તેના શબ્દોનો પણ ભંગ કરવામાં આવવા લાગ્યો.

જગતવ્યાપી આર્થિક આંધીમાં હિંદુસ્તાનની સંપત્તિનો ઉત્પાદક ગામડાનો ખેડૂત સપડાઈ ગયો. વસ્તુઓના ભાવ બેહદ રીતે નીચે ગબડી ગયા હતા. આવી પરિસ્થિતિમાં ખેડૂતને સહાય કરવા તેનો જમીનદાર કે સરકાર તૈયાર ન હતા. ખેડૂતોની હાડમારીની પરાકાષ્ઠા યુક્ત પ્રાન્તમાં આવી. ત્યાંના જમીનદારો તથા તાલુકદારોના કિસાનો તદ્દન ખરાબ સ્થીતીમાં આવી ગયા. તેમણે પોતાની પરિસ્થિતિમાં રાહત માંગી પરંતુ આ માંગણી-રાહતને સ્થાને તેમણે દમનના ઓર્ડીનન્સો મળ્યા. પરિસ્થિતિ અસહ્ય બની અને આર્થિક કારણોસર ત્યાં ના-કરની લડત શરૂ કરવી પડી. યુક્ત પ્રાન્તની માફક બંગાળ તેમજ સરહદ પ્રાન્તોમાં પણ દમનના દોર શરૂ થઇ ગયા. બંગાળના ચીતાગોંગ અને હિજલીના બનાવોએ દેશભરમાં અરેરાટી ફેલાવી દીધી.

ગાંધીજી કશું જ લીધા વિના દેશ પાછા ફરે અને તેઓની સલાહ પ્રમાણે મહાસભા સવિનયભંગની લડતની વ્યવસ્થાપૂર્વક તૈયારી કરે તે પહેલાં જ તેને પહોંચી વળવાની નોકરશાહીએ ક્યારની તૈયારી કરી દીધી હતી.

ગાંધીજી હિંદ પાછા ફર્યા. તેમણે લોર્ડ વિલિંગ્ડન પાસેથી મુલાકાતની માંગણી કરી પરંતુ બંગાળ અને સરહદના ઓર્ડીનન્સો સિવાયની વાત કરવા માટે આવવું હોય તો આવવાનો જવાબ મળ્યો. ફરી છેવટની ગાંધીજીએ માંગણી કરી પરંતુ તેમાં નિષ્ફળતા મળી. મુબઇની કારોબારી માટે તે અગાઉ તેમાં હાજર રહેવા માંગતા પં. જવાહરલાલને ગિરફતાર કરવામાં આવ્યા. બીજા આગેવાનો પણ ગિરફતાર

થયા. કારોબારીને આખરે નોકરશાહીની ચેલેંજના જવાબમાં સત્યાગ્રહની લડત શરૂ કરવી પડી. વિશાળ પાયા પર ધરપકડો શરૂ થઇ, તૈયાર ઘડેલા ઓર્ડીનન્સો જાહેર થયા, નાગરિક જીવન અશકય થયું, નિર્દોષ કેળવણીની સંસ્થા સુદ્ધાં બીજી જાહેર સંસ્થાઓ ગેરકાયદે થઇ, છાપાનાં મ્હોને ડુચો લગાવવામાં આવ્યો, લાઠીમાર અને જપ્તીના દોર શરૂ થયા. ૧૫ દિવસમાં લડત દબાવી દેવાની વાતો કરવામાં આવી પરંતુ શરૂઆતમાં લડત ખૂબ જ જોરથી ચાલી.

આવો ખૂબ જ તંગ પરિસ્થિતિમાં **૧૯૩૨ ના એપ્રિલ માસમાં દિલ્હી મુકામે કરાંચી પછીનું ૪૬ મું અધિવેશન** ભરવાનું નકકી કરવામાં આવ્યું. મહાસભાની પ્રગટ સંસ્થાઓ તથા તેની બીજી વ્યવસ્થા ગેરકાયદે હતી પરંતુ અંદરના દોર ચાલુ હતા તે પ્રમાણે પ્રાન્ત પ્રાન્તના પ્રતિનિધિઓએ છૂટક છૂટક દિલ્હીમાં ભેગા થવું એવું નકકી કરવામાં આવ્યું. મહાસભાના અધિવેશનના સ્થાન દિલ્હીમાં અધિવેશનને અશકય કરવા માટે ત્યાંની પોલિસે તૈયારી કરી હતી. એટલું જ નહિ પરંતુ પ્રાન્તે પ્રાન્ત અને તેના શહેરે શહેર અને ગામે ગામ ખૂબ જ જાપ્તો રાખવામાં આવ્યો હતો અને દિલ્હી તરફ જતા ગમે તે પર શંકા જતાં પકડી લેવામાં આવતો. આ અધિવેશન માટે **પં. માલવિયાજીને પ્રમુખ તરીકે સ્વીકારવામાં આવ્યા હતા પરંતુ તેમને ગિરફતાર કરી લેવામાં આવ્યા હતા.** આવી તદ્દન અશકય પરિસ્થિતિમાં મળતી મહાસભા પાસેથી લાંબા ભાષણો કે ઠરાવોની આશા ન રાખી શકાય. આવી મહાસભા લોકોની ભાવના વ્યકત કરવા માટે જ હોય, અને તેણે યોગ્ય રીતે લોકોની ભાવનાને વ્યકત કરી હતી.

અતિશય ચબરાકી, દમન અને જાગૃતિ છતાં મહાસભાનું ૪૬મું અધિવેશન દિલ્હીના મશહૂર ચાંદની ચોકમાં કલોક ટાવર આગળ મળ્યું. **પં. માલવિયાનું સ્થાન અમદાવાદના સત્યાગ્રહી મિલમાલેક શેઠ રણછોડલાલ અમૃતલાલે લીધું હતું.** પોલિસના સખત જાપ્તા



શેઠ રણછોડલાલ અમૃતલાલ
૧૯૩૨ માં દિલ્હી ખાતે મળેલી
( સરકારે મના કરેલી )
૪૬ મી રાષ્ટ્રીય મહાસભાના
પ્રમુખ

 

ત્તાં હિંદભરમાંથી આ ગેરકાયદે અધિવેશનમાં હાજરી આપવા માટે ૨૦૦ જેટલા પ્રતિનિધિઓ ભયંકર જોખમ વેઠીને તેથીય વધારે જોખમને મરદાસ્ત કરવા માટે આવ્યા હતા.

વાર્ષિક અહેવાલ વંચાયા બાદ અહીં ચાર ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. પહેલા ઠરાવ મારફતે મહાસભાના પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયને મહાલી આપવામાં આવી હતી. બીજા ઠરાવમાં સત્યાગ્રહનો સંગ્રામ ફરીને શરૂ કરવા માટે સંમતિ આપવામાં આવી હતી. ત્રીજા ઠરાવથી ગાંધીજીની નેતાગીરીમાં વફાદારી જાહેર કરવામાં આવી હતી અને તેમના આદેશનો ૨ જવાબ વાળનાર દેશને અભિનંદન આપવામાં આવ્યાં હતાં. ચોથા અને છેલ્લા ઠરાવમાં અહિંસા વિષે વિશ્વાસ પ્રગટ કરવામાં આવ્યો હતો અને તીવ્ર રોષનાં કારણ હોવા છતાં પણ સરહદના પઠાણોએ જે બેનમૂન અહિંસા જાળવી હતી તે માટે તેમને અભિનંદન આપવામાં આવ્યાં હતાં.

દિલ્હીમાં એકઠા મળેલા લોકો પર ઘોડા છોડી મૂકવામાં આવ્યા હતા.

આ પછી લડત તેમ જ રાજકારણમાં એક નવી જ વસ્તુએ દેખાવ દીધો. ગોળમેજી દરમિયાન ગાંધીજીએ હિંદુ કોમથી હરિજનોને જુદા પાડવાની રીત સામે વાંધો ઉઠાવીને તે વસ્તુ થતી અટકાવવા પોતાનો જાન આપવાની જે તૈયારી બતાવી હતી તેની તેમણે હિંદી વજીરને જેલમાંથી કાગળ મારફતે યાદ આપી. આ વખતે હિંદુસ્તાનમાં ફ્રેન્ચાઇઝ કમીશન ફરી રહ્યું હતું. ગોળમેજીમાં અંદર અંદરની સમજુતી નહિ થયેલી હોવાને કારણે, તે કાર્ય કરવાનુ વડા પ્રધાન રામ્સે મેકડોનલ્ડને સોંપવામાં આવ્યું હતું, વડાપ્રધાનના ચુકાદામાં હિંદુઓમાંથી હરીજનોને અલગ પાડી દેવામાં આવે તેવી બીક રાખવામાં આવતી હતી. ગાંધીજી આ વસ્તુને પોતાના જાનના જોખમે પણ થતી અટકાવવા માગતા હતા અને તેઓ કોઇપણ પ્રકારનું પગલું લે તે પહેલાં અધિકારીઓને વિચાર કરવા પુરતો સમય પણ આપવા માગતા હતા. તેમનો સર હોર પરનો પત્ર આ વસ્તુનો સૂચક પણ હતો. પરંતુ હિંદી વજીર કે વડા પ્રધાન ગાંધીજીના નિશ્ચય તથા આ આખાય પ્રશ્નની ગંભીરતા સમજી ન

શક્યા વડા પ્રધાને હરિજનોને હિંદુ કોમથી છૂટા પાડી અલગ મત વિભાગમા ગોઠવી દીધા, ઉપરાત પણ વૈરવૃત્તિની વધારે ઉગ્રતાથી તેમને સામાન્ય મતવિભાગમા પણ હિસ્સો આપ્યો ગાધીજીએ આનો વિરોધ કર્યો, ચુકાદો ફેરવવા વડાપ્રધાનને તાર કર્યો, ઉદ્ધતાઇભર્યો જવાબ મળ્યો, આખરે તેમણે જણાવ્યા પ્રમાણે ૨૦ મી સપ્ટેમ્બરથી મરણ પર્યન્તના ઉપવાસ શરૂ કર્યા ગાધીજીના ઉપવાસના નિર્ણયની ખબર બહાર આવતા દેશમા સનસનાટી ફેલાઇ ગઇ હિંદ તેમજ બહારથી તેમને આ પગલુ ભરતા અટકાવવા અનેક વિનતી આવી

ગાધીજીના ઉપવાસે સત્યાગ્રહની લડતને બાજુ પર ફેંકી દીધી, લડત આસ્તે આસ્તે મંદ પડતી ચાલી હતી, તેને આ વસ્તુએ જબ્બર ફટકો આપ્યો, કેટલાય માન્ય અને કમાયેલા સેવકો દેશની સ્વતંત્રતાની લડાતી લડતમાથી ખસીને હરિજન પ્રવૃત્તિમા પડયા, અર્ધદગ્ધ અને થાકેલાઓને તો દૂર ખસવા માટે અનુકૂળ બહાનુ મળી આવ્યુ સત્યાગ્રહની લડતને દોરી રહેલા મહાસભાના ખુદ સરમુખત્યાર શ્રી રાજગોપાલાચારી આખાને આખા હરિજન કાર્યમા ગુંથાઇ ગયા

ગાધીજીએ ઉપવાસ શરૂ કર્યા કે તરતજ હરિજનોને લગતા કોમી ચુકાદામા ફેરફાર આણવાની પ્રવૃત્તિ શરૂ થઇ લાગતી વળગતી કોમો અંદર અંદર સમજુત કરી કોઇ માન્ય યોજના ઘડી લાવે તો તેનો સ્વીકાર કરી, કોમી ચુકાદો ફેરવવાની વાત તો વડા પ્રધાને અનેકવાર જાહેર કરી હતી ગાધીજીએ પણ તે પ્રમાણે જણાવી દીધુ હતુ પં મદનમોહન માલવિયાએ આ દિશામા પ્રયત્નો શરૂ કર્યા ડૉ આંબેડકર સુદ્ધા બીજા હરિજન આગેવાનો પણ મંત્રણામાં જોડાયા ઉપવાસના પાચમા દિવસે પુનામાં મળેલા આગેવાનોએ માન્ય યોજના તૈયાર કરી આ યોજના પ્રમાણે હરિજનોને ખાસ બેઠકોની બાંહેધરી આપી સામાન્ય મતવિભાગમા ખેંચવામા આવ્યા. કોમી ચુકાદા પ્રમાણે વડી તેમજ પ્રાન્તિક ધારાસભાઓમા મળીને તેમને બેવડી બેઠકો આપવામાં આવી, સામાન્ય અંદાજ પત્રમાં તેમના કાર્ય માટે અલગ રકમ



શ્રીમતી નેલી સેનગુપ્તા
૧૯૩૩ માં કલકત્તા ખાતે મળેલી
( સરકારે મના કરેલી )
૪૭મા રાષ્ટ્રીય મહાસભાના
પ્રમુખ

કાઢવાની જોગવાઇ સ્વીકારવામાં આવી. જાહેર નોકરીઓ માટે કોઇપણ જાતની ભેદનીતિ નહિ રાખવાનું વચન આપવામાં આવ્યું. પુનામાં ઘડવામાં આવેલા આ કરારને ૨૬ મી સપ્ટેમ્બરે સત્તાવાળાઓએ સ્વીકાર્યો અને ગાંધીજીએ પોતાનું અનશન બંધ કર્યું.

* * *

દરમિયાન મહાસભાના લડત દરમિયાનના **બીજા ૪૭ મા ૧૯૩૩ નાં અધિવેશનનો વારો આવ્યો.** સરકારનું દમન તો છેક પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું અને મહાસભાની એક પણ સંસ્થા કાયદેસર રીતે ચાલુ નહતી. આ કારણોએ દિલ્હીની માફક કલકત્તાનું પણ અધિવેશન વિધિસર રીતે મળે તેવો સંભવ નહતો. આમ છતાં આ અધિવેશન ભરવું જ જોઇએ અને તેની મારફતે સરકારના ભયંકર દમન અને પ્રતિબંધ છતાં રાષ્ટ્રની મક્કમ પ્રતિજ્ઞા જાહેર કરવી જ જોઇએ. દિલ્હીમાં જે રીતે આગલું અધિવેશન ભરાયું હતું તેજ રીતે **કલકત્તામાં પણ ૩૧ મી માર્ચ ૧૯૩૩ માં ૪૭ મું અધિવેશન** ભરાયું. આ અધિવેશનના પ્રમુખસ્થાને પણ **પં. માલવિયાજી હતા.** તેઓ **શ્રી. સ્વરૂપરાણી નહેરૂની સાથે કલકત્તા જતાં રસ્તામાં જ આસાનસોલ ખાતે ગિરફતાર થઇ ગયા.**

કલકત્તામાં દેશે બધા મળીને ૨૨૦૦ પ્રતિનિધિઓ મોકલ્યા. ડૉ. પ્રફુલ્લ ઘોષ આ અસાધારણ બેઠકના સ્વાગત પ્રમુખ બન્યા હતા. અધિવેશન ભરાય તેની સામે સત્તાવાળાઓએ બન્યા એટલા બધા પ્રયત્નો કરી લીધા. **પં. માલવિયાજી પકડાયા પછી મહાસભાના ત્યારના કામચલાઉ પ્રમુખ શ્રી. માધવરાવ અણેે પણ કલકત્તા જતાં પકડાઈ ગયા.** સ્વાગત સમિતિના સભ્યોને અટકાયતમાં લેવામાં આવ્યા, અને કલકત્તાના કેટલાક બીજા મહાસભાવાદીઓ પર પ્રતિબંધક હુકમ પહોંચાડવામાં આવ્યા. પોતાના પ્રાન્તમાંથી નીકળતાં જ એક હજાર પ્રતિનિધિઓ ગિરફતાર થઈ ગયા. રસ્તામાં પણ ઘણા પકડાયા. **આમ છતાં બેઠક શ્રીમતી નેલી સેન ગુપ્તાના પ્રમુખપણા નીચે મળી** ત્યારે ૧૧૦૦ પ્રતિનિધિઓ

હાજર રહી શકેલા. પોલિસને આવતાં વાર ન લાગી.. શાંત રીતે ભેગા મળેલા દેશના આ પ્રતિનિધિઓ પર પોલિસે લાઠી વરસાવી. **શ્રીમતી પ્રમુખની સાથે બીજા ઘણાને ગિરફતાર કર્યાં.** પોલિસના સતત લાઠીમાર છતાં થડી રાખેલા સાત ઠરાવો પુરા વંચાઇ જતાં સુધી કેટલાક અડગ મહાસભાવાદીઓ પોતાના સ્થાન પર જ મકકમ રહ્યા. અહીં ગિરફતાર કરવામાં આવેલા કેટલાયને બેઠક ખતમ થતા સુધીમાં છોડી મૂકયા. પં. માલવિયાજી છૂટીને કલકત્તા પહોંચ્યા અને પોલિસની હેવાનિયતથી દેશને માહિતગાર કર્યો. પોલિસના વર્તાવ માટે તેમણે તપાસ સમિતિની માગણી કરી પરંતુ આ માગણીનો અસ્વીકાર થયો.

કલકત્તાની બેઠકમાં પસાર થયેલા ઠરાવો મૂળ સ્વરૂપે મેળવવા મુશ્કેલ હોવાથી તેનો સાર જ આપીને સંતોષ માનીએ છીએ.

કલકત્તાએ કુલ સાત ઠરાવો પસાર કર્યા હતા. પહેલા ઠરાવ મારફતે ૧૯૨૯ ની લાહોરની બેઠકમાં સ્વીકારવામાં આવેલું પૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય ફરી સ્વીકારવામાં આવ્યું; બીજા મારફતે રાષ્ટ્રીય સ્વમાન અને પ્રજાના હક્કોના સંરક્ષણને અર્થે સત્યાગ્રહને એક માત્ર ન્યાયી શસ્ત્ર તરીકે જાહેર કરવામાં આવ્યું; ત્રીજાથી લડતમાં વધારે પ્રમાણમાં જોડાવાની દેશને હાકલ કરવામાં આવી, બહિષ્કારને કડક કરી ખાદીનો ઉપયોગ વધારવાનું જણાવવામાં આવ્યું; ચોથાથી ભયંકર દમન નીતિથી પ્રજામાંથી રાષ્ટ્રીય જુસ્સો મારી નાંખવા ઇચ્છતી બ્રિટિશ સરકારે યોજેલા શ્વેતપત્રની કે બીજી કોઇપણ યોજનાનો અસ્વીકાર કરવાનું કહેવામાં આવ્યું: તથા તે યોજના બ્રિટિશ સરકારની હકૂમત દેશમાં ચિરસ્થાયી કરવાના હેતુથી તથા હિંદુસ્તાનને ભોગે બ્રિટિશ હિતોને જ આગળ ધપાવવા સારૂ યોજવામાં આવેલ છે એમ જાહેર કરવામાં આવ્યું; બાકીના ઠરાવો ગાંધીજીના ઉપવાસ તથા કરાંચીમાં કરેલા પ્રાથમિક હક્કોની જાહેરાત સંબંધી હતા.

આ રીતે કલકત્તાનું અધિવેશન ખતમ થયું.

---

# પ્રકરણ ૧૧ મું

## મુંબાઈના અધિવેશન પહેલાં—

કલકત્તાની મહાસભા એ સત્યાગ્રહની લડતનો છેલ્લો મોટો દેખાવ ગણી શકાય, હવે તો લડતનાં પાણી વળતાં થયાં છે એ ચોખ્ખેચોખ્ખું દેખાઇ આવતું હતું.

મુંબાઇની મહાસભા વિષે આપણે વિચાર કરીએ ત્યાં સુધીમાં તદ્દન ટૂંકમાં લડત પાછી ખેંચી લેવાઇ તે વિષે કંઇક જાણી લેવાની જરૂર છે.

પુના કરાર પછી ગાંધીજીને અપાયેલી છૂટો પાછી ખેંચી લેવામાં આવી હતી, પરંતુ અંતે પાછી સોંપવામાં આવી હતી અને તેઓ યરોડામાં બેસીને હરિજન પ્રવૃતિ ચલાવી રહ્યા હતા તથા તેમને આ પ્રવૃત્તિને મદદરૂપ થઇ પડે તેવી મુલાકાતો લેવાની પણ છૂટ આપવામાં આવી હતી. બહારની દુનિયાના આવા ય સંબંધથી ગાંધીજી લડતમાં વપરાતી ગુપ્ત રીતિઓ વિષે જાણી શકયા હતા અને તેના તરફ તેમણે પોતાની નાપસંદગી દર્શાવી. પરંતુ તેઓ જેલમાં બેસીને આ વિષે કશુંજ કરી શકે એમ નહતું. પરંતુ તેઓ કરી શકયા. તેમણે આત્મશુદ્ધિને માટે ૨૧ દિવસના અપવાસ આદર્યા. ગાંધીજીની તબિયત નબળી પડતાં તેમને સરકારે છોડી મૂકયા. છૂટીને તરત જ તેમણે લડતમાં વપરાતી ગુપ્ત રીતિઓ તરફ પોતાનો અણગમો જાહેર કરી તેને છોડી દેવાની વાત કરી. વળી ગોળમેજીથી પાછા ફરતાં અટકી પડેલી વાટાઘાટ ચલાવી તૂટેલા તાંતણાને સાંધવાના ઇરાદાથી તેમણે સરકારની શુભનિષ્ઠા જાણવા માટે મહાસભાના કામચલાઉ પ્રમુખને લડત ૭ અઠવાડીયાં મુલતવી રાખવા ભલામણ કરી. તેમની આ ભલામણ પ્રમાણે લડતને ૭ અઠવાડિયા

સુધી મુલતવી રાખવામાં આવી. ગાંધીજીની ભલામણથી મહાસભાએ પોતાના વલણમાં જે ફેરફાર આણ્યો હતો તે ફેરફારનો ધાર્યો જેવો સરકારે જવાબ વાળ્યો નહિ. જ્યાં સુધી મહાસભા સવિનય ભંગને સદાને માટે છોડવાની ખાત્રી ન આપે ત્યાં સુધી તેની સાથે સરકાર કોઇપણ જાતની વાટાઘાટ ચલાવવા તૈયાર ન હતી. લડત મોકુફીની વાત જાણતાં યુરોપમાં શરીર સુધારતા શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ તથા શ્રી. સુભાષચંદ્ર બોઝે તે તરફ પોતાનો રોષ પ્રગટ કર્યો. તેમણે એક સંયુક્ત નિવેદન દ્વારા મહાસભાની નેતાગીરી બદલવા જણાવ્યું. લડતની આખીય રીત બદલવી જોઇએ એવો તેમનો અભિપ્રાય હતો અને આને માટે મહાસભામાં નવા વિચારવંતા તત્ત્વોને દાખલ કરવા જોઇએ.

૭ અઠવાડિયાની મોકુફી પૂરી થવા છતાં સરકાર તરફથી કંઈપણ જવાબ ન મળતા ફરી બીજાં ૭ અઠવાડિયા માટે લડતને થંભાવવામાં આવી. આ બધું લડત આસ્તે આસ્તે બંધ કરી દેવા તરફજ ઢચાણ હતું. સ્વાભાવિક રીતે આવી વાતો લડતા અને થાકેલા મનના લોકોમાં જે પ્રત્યાઘાત આણે છે તે પ્રત્યાઘાત તેમને તરત જ ફરીને બેઠા કરી શકતો નથી.

બીજી મોકુફી દરમિયાન જુલાઇની ૧૨ મી તારીખે પુનામાં આગેવાનો મળ્યા અને તેમણે લડત ચાલુ રાખવી કે નહિ તે વિષે ખૂબ જ ગરમાગરમ વિચારણા ચલાવી. આ બધી ચર્ચાઓ ગુપ્ત હતી પરંતુ તેના અનાધિકારી હેવાલો છાપામાં આવતાં તેની ખરાબ અસર સરકાર પર પડી. મહાસભાના આગેવાનો સમાધાન માટે પ્રમાણિક અને નિખાલસ પ્રયત્નો કરી રહ્યા હતા તેનો તે સ્વીકાર કરવા જ તૈયાર ન હતી. દમનથી દેશના જુસ્સાને મારી નાંખનાર નોકરશાહી અત્યારે ગર્વીલી બની હતી અને તે સામા પક્ષને સંપૂર્ણ નમાવ્યા સિવાય કોઇપણ જાતની વાટાઘાટ ચલાવવા તૈયાર ન હતી. પુનાની પરિષદમાં ઠરાવવામાં આવ્યું હતું કે ગાંધીજીએ નામ. વાઇસરોયની મુલાકાત માગવી, તે મારફતે તેમને

બધી પરિસ્થિતિથી વાકેફ કરી સામાન્ય પરિસ્થિતિને સ્થાપવા માટે પ્રયત્નો કરવા. આ પ્રમાણે નામ. વાઇસરોયની મુલાકાતની ગાંધીજીએ માગણી કરી પરંતુ આ માગણીનો રાબેતા મુજબ અસ્વીકાર કરવામાં આવ્યો.

ગાંધીજીની સલાહ અનુસાર સામુદાયિક સત્યાગ્રહને બંધ પાડવામાં આવ્યો, પરંતુ વ્યક્તિગત સત્યાગ્રહને માટે છૂટ રાખવામાં આવી. ગાંધીજીએ છેવટની તૈયારી કરીને પોતાની પરિપ્રાપ્તિ જેવા સાબરમતિના સત્યાગ્રહ આશ્રમને સદાને માટે છોડી દીધો અને રાસ તરફ કૂચ શરૂ કરી. ગાંધીજીને ગિરફતાર કરવામાં આવ્યા, પરંતુ તેમના આશ્રમનો કબજો સરકારે ન લીધો.

ગાંધીજી જેલમાં ગયા પરંતુ તેમને અગાઉની માફક હરિજન કાર્ય કરવા માટે છુટ આપવામાં ન આવી અને પોતાના જીવનમરણ જેવા માનેલા આ કાર્ય માટે છૂટ આપવામાં ન આવી તેના વિરોધમાં તેમણે ઉપવાસ શરૂ કર્યા. બિમાર પડતાં તેમને આખરે મુક્ત કરવામાં આવ્યા. ગાંધીજીએ છૂટીને લડત કે રાજકારણમાં પડવાનું પસંદ કર્યું નહી પણ મરજિયાત રીતે તેમણે પોતાની સજાની અવધિ સુધી જેલ જેવું જ પોતાનું સ્વાતંત્ર્ય સ્વીકાર્યું અને માત્ર હરિજન કાર્ય કરવાનું જારી રાખ્યું. આ કાર્ય માટે તેમણે દેશભરમાં પ્રવાસ આદર્યો, ફંડો ઉઘરાવ્યા. એક વસ્તુની નોંધ લઇ લઇએ. આ પ્રવાસમાં પુના ખાતે ત્યાંની મ્યુનીસીપાલીટીનું માનપત્ર સ્વીકારવા જતાં કોઇ અજાણ્યા સખ્સે તેમના પર બોમ્બ ફેંક્યો. સદ્ભાગ્યે ગાંધીજી બચી જવા પામ્યા.

શ્રી. સ્વરૂપરાણી નહેરુની માંદગીને કારણે પં. જવાહરને છોડી મૂકવામાં આવ્યા. તેમણે ગાંધીજીની મુલાકાત લીધી.

આ અરસામાં બિહારમાં ખૂબજ ભયંકર ભૂકંપ થયો. આ ભૂકંપમાં રાહત પહોંચાડવા માટે મહાસભાનું આખુંય યંત્ર લાગી પડયું.

પં. જવાહર ત્યાં ગયા, જાતે કોદાળી પાવડા લઇને સ્વયંસેવકનુ કામ કર્યું. ભૂકંપમા રાહત આપવા માટે સરકાર પાસેથી સહકાર માગવામા આવ્યો પરંતુ સરકારે સહકાર ન આપ્યો, મહાસભાની રાહત સમિતિને પણ બદનામ કરવા તેણે બાકી ન રાખ્યુ.

પં જવાહરને બિહારની સરકારી નીતિની ટીકા કરવા માટે ગિરફતાર કરવામા આવ્યા

દરમિયાન ધારાસભા પ્રવેશ અને બંધારણીય લડત વિષેની ચળવળ નરમ વિચારના મહાસભાવાદીઓ તરફથી શરૂ કરી દેવામા આવી સત્યાગ્રહની લડતને દાબી દેવા માટે દમનના જે કાયદાઓ ઘડવામા આવ્યા હતા તે કાયદાઓ માટે સરકારે કહેવાતા પ્રજાના પ્રતિનિધિઓનો ટેકો મેળવ્યો હતો પ્રાન્તિક તેમજ વડી ધારાસભામા આ રીતે પ્રજાને નામે બને તે બરાબર ન હતુ. ત્યા પ્રજાના સાચા પ્રતિનિધિઓ જાય અને સહકારથી પ્રજા વિરોધી પગલાઓને પસાર થતા અટકાવે, તથા પ્રજાની બીજી માગણીઓને વ્યક્ત કરે તે જરૂરનુ લાગવાથી ધારાસભાનુ કાર્ય ચલાવવુ એવુ આ આગેવાનોને લાગ્યુ ડૉ અનસારીને ત્યા આ વિચારના આગેવાનોની એક અવિધિસરની પરિષદ મળી અને મરી ગયેલા સ્વરાજપક્ષને સજીવન કરવાનો નિર્ણય કરવામા આવ્યો અત્રે એ યાદ રાખવુ જોઇએ કે ધારાસભાનો બહિષ્કાર કરવાનુ લાહોરની મહાસભાએ ઠરાવ્યુ હતુ અને જ્યાસુધી આ ઠરાવ પાછો ખેંચી લેવામા ન આવે ત્યા સુધી તે વિષે કાઇ ચોક્કસ નિર્ણય ન કરી શકાય ધારાસભા પ્રવેશનો પક્ષ કરનારા આગેવાનોએ ગાધીજીને પોતાના મતના કરવા માટે પ્રયાસો શરૂ કર્યા અને માટે ગાધીજી હરિજન કાર્ય માટે બિહારના ગામડામા પ્રવાસ કરી રહ્યા હતા ત્યા તેમને મળવા માટે ડૉ. અનસારી વગેરે ગયા. ગાધીજીએ આ નવા ઉભા થતા બંધારણવાદને લગભગ પોતાના આશિર્વાદ આપી દીધા અને આ વાદે થાકેના નેતાઓ અને થાકેલી પ્રજાનુ બીજીજ દિશા તરફ ધ્યાન દોર્યું

'ગાંધીજીએ કોક એક સત્યાગ્રહીની જેલમાંની સત્યાગ્રહીને ન શોભે તેવી રીતથી ખીન્ન બનીને સત્યાગ્રહ બંધ કરવાની જાહેરાત કરી. સત્યાગ્રહ વિષે તેઓ જે માન્યતા ધરાવી રહ્યા હતા તેવી માન્યતા પ્રમાણિકપણે પુરી પાડીને દેશ સત્યાગ્રહ કરે તેવી તૈયારીમાં ન હતો તેવું તેમણે જાહેર કર્યું. સત્યાગ્રહની લડત પાછી ખેંચી લેવા છતાં તે શસ્ત્રમાં તેમણે પોતાનો વિશ્વાસ જાહેર કર્યો. પુરા સત્યાગ્રહી તરીકે તેઓ જ અથવા તેઓ માન્ય કરે તે જ વ્યક્તિ સત્યાગ્રહ કરી શકે. આ રીતે દેશની મુક્તિની લડત સત્યાગ્રહના નૈતિક સિદ્ધાન્ત પર અફાળવામાં આવી તથા એક વ્યક્તિના પર તેના ઉપાયો-લડતો અજમાવવાની વાત મૂકવામાં આવી. સામાજિક લડતનો વિકાસ કરવા માટે જે સિદ્ધાન્તો જરૂરી છે એ સિદ્ધાન્તોથી તદ્દન આ ઊલટા સિદ્ધાન્તોનો સ્વીકાર કરવમાં આવ્યો. લડતના મૂળ પર ઘા કરતી પરિસ્થિતિમાં સ્વાભાવિક રીતે લડત વિરોધ કરનાર બંધારણવાદ જ ખીલી શકે. સીધા સામનાની લડત સદાને માટે બંધ રહી અને પ્રત્યાઘાતની ગતિ ધીમે ધીમે શરૂ થઈ. સીધા સામનાનો સિદ્ધાન્ત સ્વીકારીને મહાસભાએ પ્રત્યાઘાત જેવા વિનીત મવાળવાદને મહાસભામાંથી કાઢી મૂકયો હતો પરંતુ અત્યારે લડત બંધ કરીને તથા ધારાસભા પ્રવેશને સ્વીકારીને તેણે કાઢી મૂકેલા મવાળ બંધારણવાદને માટે મહાસભાના દ્વાર ખુલ્લા કર્યાં. મહાસભા તેનો તરતનો વર્તમાન કાળ એકદમ છોડી શકે તેમ ન હતું એ ખરૂં પરંતુ પસાર થયેલા સમયની ભૂમિકા પર જોતાં આપણે જરૂર કહી શકીએ કે બંધારણવાદને દાખલ કરીને મહાસભાએ તેના અસલ બળસમા ગણાતા જુસ્સાને દબાવી દીધો. મહાસભા હારી હતી પરંતુ હારમાં પણ સ્વમાન ધરાવનાર આવી પરિસ્થિતિ ન સ્વીકારે. પરિસ્થિતિની વિચિત્રતા તો એ હતી કે ૧૯૨૩ પછી મહાસભામાં ધારાસભા પ્રવેશનો વિચાર આવતા સીધા સામના તથા સત્યાગ્રહને વરેલા જે ના-ફેરવાદીઓએ તેની સામે ઝુંબેશ ઉઠાવેલી તેજ ના-ફેરવાદીઓ આ નવા બંધારણવાદના પ્રખર

હિમાયતીઓ બનતા ચાલતા હતા. સાચું જોતાં દેશનું રાજકારણ ખૂબ જ ઝડપથી અજ્ઞાત રીતે આગળ વધી ગયું હતું અને આને અનુકૂળ બની તેને દોરે તેવી શક્તિની તેમની પાસેથી અપેક્ષા રાખી શકાય તેમ ન હતું. આને માટે નવા જ બળની, નવી જ વિચારસરણીની જરૂર હતી. ગઇ કાલના સીધો સામનો કરનાર આજે બંધારણવાદી બન્યા હતા, ઇતિહાસના પ્રવાહમાં તેઓ બીજી પેઢીમાં થતા જતા અને નવી પેઢીના પ્રશ્નોનો ઉકેલ આણવા માટે તેઓ યોગ્ય ન હતા. તેમણે આખરે ઇતિહાસમાં ગૌરવ મેળવી ગયેલી વિભૂતિઓ સાથે જ સ્થાન લેવું જોઇએ.

## બળનું ફુંદાઇ ગયા

કરાચીમા સ્વરાજપક્ષની પુનઃસ્થાપના કરવામા આવી અને ધારાસભા-કીય કામ માટે એક કાર્યક્રમ તૈયાર કરવામાં આવ્યો.

મેની ૧૮ મી ૧૯ મીએ પટણામા મહાસમિતિની બેઠક મળી અને તેણે ખૂબ જ ગરમા ગરમ ચર્ચા પછી ગાધીજીની ભલામણ પ્રમાણે સત્યાગ્રહની મોકૂફીને બહાલી આપી તથા સત્યાગ્રહ કરવાનો ગાધીજીનો અધિકાર સ્વીકાર્યો, સાથે સાથે તણે ધારાસભા પ્રવેશને પણ બહાલી આપી ધારાસભાના કાર્યની દોરવણી કરવા માટે એક પાર્લામેન્ટરી બોર્ડની સ્થાપના કરી. પટણાની મહા-સમિતિ દરમિયાન બંધારણવાદનો વિરોધ કરી શકે તેવુ બળ દેશભરમાં ઉભુ થયુ હતું અને તેણે અધિકારી મહાસભાવાદીઓનો સખત સામનો કર્યો હતો આ નવુ બળ તે મહાસભા સમાજવાદી પક્ષ. આ પક્ષની ૧૯૩૪ ના મે માં સ્થાપના થઈ. તેણે મહાસભામાં નવુ જ બળ, નવી જ વિચારસરણી દાખલ કરી. થાકેલા બંધારણવાદનો તે વિરોધી હતો અને માત્ર રાજકીય સ્વાતંત્ર્યથી સતોષ નહિ માની સામાજિક પરિસ્થિતિ-મા પણ ધરમૂળના ફેરફાર કરવા તે માગતો હતો સમાજપક્ષની પ્રથમ પરિષદ આચાર્ય નરેન્દ્ર દેવના પ્રમુખપણા નીચે પટણામા મળી તેણે મહાસભાના મવાલ બંધારણવાદને વખોડી કાઢયો તથા પક્ષનો કાર્યક્રમ ઘડી મુંબઇ મુકામે મળનાર પક્ષની પરિષદ સમક્ષ રજુ કરવા ઠરાવ્યું

તથા પ્રાન્તે પ્રાન્તમાં પક્ષની શાળાઓ સ્થાપવાનું નક્કી કર્યું. મહાસભામાં સ્થપાયેલો આ પક્ષ બંધારણવાદના વિરોધી ઉદ્દામવાદના બળોને એકત્ર કરવામાં અગત્યનો ભાગ ભજવી રહ્યો છે. મહાસભાની ચર્ચામાં, તેના સિદ્ધાન્તો પ્રમાણે આઝાદીની લડતની દિશામાં પણ તે ચોક્કસ દોરવણી આપી રહ્યો છે. પક્ષનો હેતુ આખરે મહાસભાના આખાય તંત્રનો કબજો લઇ, તેને વધારે લોકશાસનના ધોરણે મૂકવાનો છે. આ પક્ષની આસપાસ ભેગા મળીને આજે દેશના સૌ ઉદ્દામવાદી શાહીવાદ વિરોધી બળો મહાસભામાં એકત્ર થવા લાગ્યા છે અને મહાસભા વધારે વિશાળ સંસ્થા બનતી ચાલી છે. મહાસભા માત્ર મધ્યમ વર્ગના આગેવાનોની ચર્ચા પરિષદ બની રહેવાને બદલે વધારે વિશાળ સમુદાયના પ્રતિનિધિઓની સંસ્થા બનતી ચાલી છે. રાજકારણના અસ્પષ્ટ આદર્શોની ચર્ચાને સ્થાને સામાન્ય સમુદાયના રોજ-બ-રોજના પ્રશ્નોનો પડઘો મહાસભાના ચોકમાં પડતો ચાલ્યો છે. મહાસભા જ્યારે બંધારણવાદમાં ગુંચાઇ જવા માગતી હતી ત્યારે તેને વધારે જીવન્ત રાખવા માટે આવા એક જાગૃત પક્ષની જરૂર હતી

મહાસભાએ રીતસરની લડત પાછી ખેંચી લીધા પછી સરકારે આસ્તે આસ્તે ગેરકાયદે ઠરાવેલી સંસ્થાઓ પરના પ્રતિબંધો પાછા ખેંચી લેવા માંડયાં, સવિનય ભંગની લડત રીતસરની પાછી ખેંચી લેવાય તે અગાઉ જ તે લગભગ ઢીલી પડી ગઇ હતી, જેલમાંથી છૂટીને આવતા સત્યાગ્રહીઓ કાંતો પોતાના ધંધે લાગી જતા, અથવા તો જાહેર પ્રવૃતિની ધગશ જળવાયેલી રહી હોય તો હરિજન પ્રવૃત્તિમાં પડી આત્મસંતોષ મેળવી લેતા, આના કરતાં પણ વધારે તમન્નાવાળા કેટલાક-બહુજ અલ્પ સંખ્યાનાં લોકો વ્યક્તિગત સત્યાગ્રહમાં પડતા, આ રીતે જેલમાં રહેલા સત્યાગ્રહીઓની સંખ્યા ખૂબ જ ઘટી ગઇ હતી. અને લાંબી સજા ભોગવેલા લડતની શરૂઆતમાં જેલ ગયેલાઓ તથા ટૂંકી મુદતના વ્યક્તિગત સત્યાગ્રહીઓ છૂટતા હતા એટલે સરકારને જેલો ખાલી કરવા માટે ખાસ

નવુ કઇ કરવું પડયુ નહતુ. જેલના સળિયા પાછળ ખૂબ જ ઓછા સત્યાગ્રહીઓ હતા એટલે તેમને છોડવવા માટે પણ ખાસ આંદોલન કે વાટાઘાટની જરૂર પડી ન હતી

પરતુ આટલુ ચર્ચતા આપણે અહીં બીજા પ્રકારના રાજદ્વારીઓનો ઉલ્લેખ કરી લેવાની જરૂર છે જેલો સત્યાગ્રહીઓ વિનાની બનતી જતી હતી ખરી પરતુ તેના સળિયા પાછળ જે હજારો ત્રાસવાદીઓ, હિસા વાદીઓ, તપાસ વગરનાઓ, વગેરે અનેક રાજદ્વારીઓ પડયા હતા તેને છોડવા માટે સરકાર કશુ જ કરતી નહતી આ રાજદ્વારીઓની સખ્યા હજારોની થતી હતી એકલા બગાળમા જ આવા રાજદ્વારીઓ હજારોની સખ્યામા હતા આ ઉપરાત અનેક પ્રકારના અપમાનજનક પ્રતિબધો નીચે પણ એટલી જ સખ્યામા લોકોની સ્વતંત્રતા છિનવી લેવામા આવી હતી આ લોકોને સત્યાગ્રહ સાથે સીધો સબધ ન હતો પરતુ તેથી તેમને વિસારી દેવામા ન જ આવે, કારણ કે તેઓ પણ હિદની આઝાદી માટે લડી રહ્યા હતા અને તેઓ પણ એક જ શાહીવાદના ભોગ બન્યા હતા

સરકાર સંસ્થાઓ પરના પ્રતિબધો દૂર કરતી હતી પરતુ તેની આ નિતિમાં પણ અપવાદ કરતી હતી હિદુસ્તાની સેવાદળ તથા સરહદના ખુદાઇ ખિદમતગારો હજુ પણ સરકારના અકુશ નીચે હતા

દરમિયાન ત્રણે ગોળમેજીઓ પૂરી થઇ હતી અને તેણે કરેલી સૂચનાઓ પર વિચાર ચલાવીને હિદીવજીર સર હોરે બધારણની સૂચનાઓ વાળુ એક શ્વેતપત્ર પ્રસિદ્ધ કર્યું આ શ્વેતપત્ર ગોળમેજીમા સ્વીકારેલા મુદ્દાઓ કરતાં પણ ઘણુ પ્રત્યાઘાતી હતુ. હિદી પ્રતિનિધિમડળે સયુકત માગણી-ઓનો જે ખરડો પેશ કર્યો હતો તેને પણ સતોષ આપવા માટે તેમા કશુ જ કરવામા આવ્યુ ન હતું શ્વેતપત્રની સુચનાઓની વિગતમાં અહીં ઉતરી ન શકાય અને એટલું જણાવી લઇએ કે આ ભનામણોનો મરકાર સાથે અહોનિશ સહકાર આપતા મવાળમા મવાળ અને કોમવાદી સસ્થા-

ઓએ પણ વિરોધ કર્યો. આ વિરોધના હિસાબે તેની સામે મહાસભાનો વિરોધ કેટલો હોવો જોઈએ એ સહેજે સમજી શકાશે.

મહાસભાની કારોબારીએ પણ શ્વેતપત્રનો વિરોધ કરતો ઠરાવ ઘડયો તથા આત્મનિર્ણયના સિદ્ધાન્ત પ્રમાણે હિંદનું બંધારણ ઘડવાનો અધિકાર લોકોના ચુંટાયેલા પ્રતિનિધિઓ પાસે છે તેમ જાહેર કર્યું.

આ પ્રકરણ પૂરૂં કરતાં પહેલાં કોમી ચુકાદાએ મહાસભાના રાજકારણમાં જે ભાગલા પાડયા હતા તેનો ઉલ્લેખ કરી લેવો જોઈએ. કોમી ચુકાદાથી લઘુમતીઓને કંઈક અંશે પ્રાન્તોમાં વધારે પ્રતિનિધિત્વ મળી ગયેલું હોવાથી તેઓ તેનો અસ્વીકાર કરવા તૈયાર ન હતી. આમાં ખાસ કરીને મુસ્લિમોનો સમાવેશ થાય છે. આ સંજોગોમાં શ્વેતપત્ર કે ભાવી બંધારણ કે તેના એક ભાગ કોમી ચુકાદાને રાષ્ટ્ર વિરોધી ગણવા છતાં મહાસભા તેનો સદંતર વિરોધ કે સ્વીકાર કરી ન શકી. આ પ્રશ્ન ઉપરનું મહાસભાનું વલણ સ્વીકાર કે અસ્વીકારનું કશું જ ન હતું. બંધારણની શાહીવાદી સૂચનાઓનો તેણે સદંતર વિરોધ કર્યો હોવાથી તેના એક ભાગ ગણાતા ચુકાદાનો એ અલગ રીતે ખાસ સ્પષ્ટ શબ્દોમાં જુદો વિરોધ કરવા તૈયાર ન હતી. બંધારણની સુચનાઓ જ આખી રદ્દ જાય અને સાથે સાથે કોમી ચુકાદો પણ ભલે રદ જાય એ તેનું વલણ હતું. લઘુમતીઓ તો તેના કોમી હિતાહિતના દષ્ટિબિંદુની લાલચે અવિરોધ રાખવા માગતી. મહાસભાની અધિકારી વલણ સામે પં. માલવિયાજી, શ્રી. અણ્ણે તેમજ તેમના વિચારના કેટલાકે વિરોધ ઉઠાવ્યો. તેમણે અસ્પષ્ટ વલણ છોડીને ચોખ્ખા શબ્દોમાં કોમી ચુકાદાનો વિરોધ કરવા માટે મહાસભાને અનુરોધ કર્યો. કોમી ચુકાદો અને પાછળથી પુના કરારે જે તેમાં ફેરફાર આણ્યો હતો તેથી બંગાળની મજબૂત લઘુમતી કોમ—હિંદુઓને ખૂબ જ દસ્યમાન ગેરલાભ ગયો હતો, ૫. માલવિયા–અણ્ણેના વિરોધમાં બંગાળના મહાસભાવાદી હિંદુઓ ભળ્યા. મહાસભાની કારોબારીએ પુનઃ વિચાર ચલાવી પોતાની " તટસ્થ " વૃત્તિને કાયમ કરી.

આના પરિણામે પં. માલવિયાજી તથા શ્રી. અણેએ કારોબારીમાંથી રાજીનામું આપી મહાસભાની અંદર રાષ્ટ્રીય પક્ષ ઊભો કર્યો. વડી ધારાસભાની ચુંટણી પાસે આવતી હતી તેમાં મહાસભાની અંદર કોમી ચુકાદાના પ્રશ્ન પર એક અલગ પક્ષ સ્થપાય અને તે મહાસભાના અધિકારી ઉમેદવારો સામે હરીફાઇ કરે તે ઇચ્છવા જોગ તો ન હતું પરંતુ આ પ્રશ્ન પર બન્ને પક્ષો વચ્ચે સમાધાન થઇ શકયું નહિ. મુંબઇની મહાસભામાં આપણે જોઇશું કે આ ગુંચ અણઉકેલી રહી અને વડી ધારાસભાની ચુંટણીમાં બંગાળમાં અધિકારી મહાસભાવાદી ઉમેદવારોની વિરૂદ્ધમાં રાષ્ટ્રવાદીઓ લગભગ પૂર્ણ રીતે સફળ બન્યા. કોમી ચુકાદા સિવાય બન્ને પક્ષો બીજા બધા જ મુદાઓ પર એકમત હતા અને એક મત રહ્યા છે.

આ પ્રકરણ અહીં જ ખતમ કરી લેવું જોઇએ કારણ કે મુંબઇ મહાસભા તથા તેની આસપાસની પરિસ્થિતિને આ પ્રકરણમાં સમાવવી યોગ્ય નથી.

——૬——

# પ્રકરણ ૧૨ મું

—▭—

## મુંબઇનું ૪૮મું અધિવેશન

કરાંચી પછી લગભગ સાડા ત્રણ વર્ષે પહેલી જ વાર મહાસભાનું રીતસરનું અધિવેશન ભરાનાર હતું. આ અધિવેશન માટે મુંબઇનું સ્થાન નક્કી કરવામાં આવ્યું હતું. કરાંચીમાં જીત મેળવ્યાનો આનંદ હતો, મુંબઇમાં મહાસભા આવા કોઈ આનંદ માટે ગર્વ લઈ શકે તેમ ન હતું. બીજા સવિનય ભંગનો સખત માર તથા પરાજય સ્વીકારીને મહાસભા મળતી હતી અને એટલે અંશે ગુસ્સાની દ્રષ્ટિએ આ અધિવેશનમાં અમુક પ્રકારની ગમગીની હતી. આમ છતાં નવા વ્યૂહ અને નવા દ્રષ્ટિબિંદુઓ મહાસભામાં આસ્તે આસ્તે પ્રવેશી રહ્યા હતા, એ બધાયની ચર્ચા અહીં થનાર હતી. ત્રણ સાડા ત્રણ વર્ષના જેલનિવાસ દરમિયાન ફરજિયાત એકાંત અને આત્મનિરિક્ષણના સમય દરમિયાન કેટલાક રાષ્ટ્રવાદીઓના મનમાં અનેક પ્રકારના દ્રષ્ટિબિંદુઓ અને આયોજનો ઘડાયા હતા. મહાસભા નોકરશાહીના દમનથી હારી હતી ખરી પરંતુ તેની હારમાં પોતાના પક્ષની પણ કયી નિર્બળતા હતી તે પણ જાણવાનું પ્રાપ્ત થયું હતું. રાષ્ટ્રની આઝાદીનો આદર્શ જ્યાં સુધી પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી હાર અને જીતમાં આપણે તેના તરફ જ દ્રષ્ટિ રાખીને આગળ વધવાનું છે, અને આમ હોવાથી હારમાં જ વધારે ચોકસ અને જોરદાર કાર્યક્રમની વિચારણા ઉપલબ્ધ થઇ શકે છે. મુંબઇની મહાસભા સમક્ષ આ બધું આવનાર હતું.

આપણે આગલા પ્રકરણમાં જોઇ ગયા હતા કે શ્રી. સુભાષબાબુ તથા શ્રી. વિઠ્ઠલભાઇ પટેલે યુરોપથી એક નિવેદન પ્રગટ કરીને મહા--

સભાની નેતાગીરીમા ફેરફાર આણવાની વાત કરી હતી આ વસ્તુ તાત્કાલિક પરિણામો આણવા માટે અગત્યની ન હતી, પરંતુ એમણે સૂચવેલો વિચાર એમના એકલા પુરતો જ રહેવા પામ્યો ન હતો

મહાસભાની અંદર નેતાગીરીની ફેરબદલીના જ પ્રશ્નો પડયા ન હતા મહાસભાની અંદર એક ચોક્કસ પણ મજબૂત પક્ષ મહાસભાએ નહિ સ્વીકારેલુ દૃષ્ટિબિંદુ સ્વીકારી તે દૃષ્ટિબિંદુ તરફ મહાસભાને વાળવાને માટે મથી રહ્યો હતો શ્રી સુભાષચન્દ્ર કે વિઠ્ઠલભાઇ પટેલની સૂચનાથી સ્વતંત્ર રીતે આ પક્ષ પોતાનુ કાર્ય કરી રહ્યો હતો મહાસભા માટે આ સમય આત્મનિરીક્ષણનો હતો

૧૯૨૦ થી મહાસભાને સતત રીતે દોરનાર મહાત્મા ગાંધી પણ જોઇ શકયા હતા કે તેઓ જે સિદ્ધાન્તોથી મહાસભાને ઘડવા તથા વિકસાવવા માગતા હતા તે સિદ્ધાન્તોનો સૌ મહાસભાવાદીઓ સ્વીકાર કરવા તૈયાર ન હતા પોતાના ધર્મ સમાન ગણેલા સિદ્ધાન્તોને ગાંધીજી છોડવા તૈયાર ન હતા તેમજ આ સિદ્ધાન્તોથી જુદા પડનારા બીજા મહાસભાવાદીઓ કોઇ પણ બીજા મહાસભાવાદીઓ કરતા ઓછા દેશદાઝવાળા ન હતા વળી ગાંધીજી સામે એવી પણ ફરિયાદ કરવામા આવતી હતી કે તેઓ મહાસભાના સ્વતંત્ર વિકાસની આડે આવતા હતા આ બધા કારણોનો વિચાર કરીને ગાંધીજીએ મહાસભામાથી ખસી જવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો મહાસભાને વિનીતોના બંધારણવાદના ચકાવામાથી બહાર કાઢીને દેશની એક પ્રબળ સંસ્થા બનાવી વ્યવસ્થિતમાં વ્યવસ્થિત શાહીવાદ સામે અગ્રગમ રીતે લડાવનાર તેનો સેનાની તેના સ્વતંત્ર વિકાસના હેતુથી તેમાથી છૂટો થતો હતો તે વિચારે તેની નેતાગીરીમા ઉછરેલી તથા તેની નેતાગીરીમાં હિંદના ભાવીમા પરોવનાર મહાસભાવાદીઓમાં ગમગીની ફેલાવી દીધી બીજી બાજુ પર મહાસભામા જે નવો વિરોધ જન્મો થતો હતો તેમાના ઘણાખરા પણ એક વાર ગાંધીજીના વાવટા નીચે લડયા હતા પરંતુ તેઓ વધારે વિશાળ હિત દૃષ્ટિએ પોતાની વિચારસરણી

ઘડી રહ્યા હતા. ગાંધીજી જતાં તેમને દુઃખ થતું હતું પરંતુ તેઓ ગાંધીજીને રાખવા ખાતર પોતાના અન્ય દષ્ટિબિંદુને છોડવા તૈયાર ન હતા.

ગાંધીજી એક જ રીતે મહાસભામાં રહી શકે અને તેને દોરી શકેઃ મહાસભા સંપૂર્ણ રીતે તેમના સિદ્ધાન્તોનો સ્વીકાર કરે. આ કેવળ અશક્ય હતું અને ગાંધીજી આ મુદ્દાપર મહાસભામાં ભંગાણ પડાવવા ઇચ્છતા ન હતા, અને એ કારણે તેઓ સરળતાપૂર્વક ખસી જવા માગતા હતા. આવી તંગ પરિસ્થિતિમાં મહાસભા તેમના કેટલાક સિદ્ધાન્તોને સ્વીકારી બંધારણમાં ફેરફાર કરવા તૈયાર થાય તે સ્વાભાવિક છે. મુંબઇની મહાસભાએ ઠરાવદ્વારા બંધારણમાં જે ફેરફારો સ્વીકાર્યા હતા, તે લાગણીની આ તંગ પરિસ્થિતિનું પરિણામ હતું તે સહેજ સમજી શકાય તેમ છે. મુંબઇએ સ્વીકારેલા સુધારાઓ તેના સ્વાભાવિક વિકાસમાં બહુ મદદકર્તારૂપ નીવડયા નહિ અને તંગ પરિસ્થિતિ દૂર જતાં પછીની મહાસભાએ તેમાં યોગ્ય છૂટછાટ મૂકવાનો પ્રયત્ન પણ કરી લીધો એ આપણે જોઇશું.

આ ઉપરાંત મુંબઇની મહાસભા સમક્ષ પાર્લામેંટરી કામનો વિરોધ પણ ઊભો થવાનો હતો. બંધારણવાદ અને સીધા સામનાના દષ્ટિબિંદુઓ વચ્ચેના યુદ્ધ માટે મુંબઇએ તૈયાર રહેવાનું હતું. શ્વેતપત્રમાંની યોજનાનો અસરકારક વિરોધ કેવી રીતે શક્ય બને અને આઝાદીની લડતને કેમ વેગ મળે તે તેને જોવાનું હતું.

પટણાની બેઠક પછી મહાસભામાં સમાજવાદીઓએ ઠીક ઠીક બળ મેળવ્યું હતું અને મુંબઇમાં તેમની પહેલી જ રીતસરની બેઠક મળી હતી. આમાં લગભગ હિંદભરના તમામ ભાગોમાંથી પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. મહાસભાની ખુલ્લી બેઠકમાં લાહોરના ધારાસભા બહિષ્કારના ઠરાવને દૂર કરીને ધારાસભા પ્રવેશને બહાલી આપવાની હતી. આ વખતે સમાજવાદીઓએ દેશને દોરવણી આપતું વલણ લેવાનું હતું. આનો પણ તેમણે સંપૂર્ણપણે વિચાર કરી લીધો હતો.

આવા સંજોગોમા મુબઈની ૪૯ મી મહાસભાની બેઠક મળી વર્ષ દરમિયાન બિહારના ભયકર ભૂકંપમા સુદર અને વ્યવસ્થિત કામ કરનાર બાબુ રાજેન્દ્ર પ્રસાદને આ અધિવેશનના પ્રમુખ તરીકે સ્વીકારવામા આવ્યા હતા મુબઇમા મળેલી બધી જ મહાસભાના પ્રમુખો લગભગ બિહારીઓ જ અકસ્માત રીતે થઇ ગયા છે તેની નોધ લઇ લઇએ છીએ આ અગાઉની મુબાઇની ખાસ બેઠકમા ૧૯૧૯ ના ભાવી બધારણીય સુધારા વિષેના હિદી વજીર-મોન્ટેગ્યુની સુચનાઓ પર વિચાર ચનાવવાનો હતો આ વખતે પણ એ જ સ્થાનની મહાસભાને ભાવી બધારણ વિષેની હિદી વજીર-સર હોરની સૂચનાઓ-શ્વેતપત્ર-પર વિચાર ચનાવવાનો હતો ૧૯૧૮ ની ખાસ મહાસભા અગાઉ હોમરૂલનુ પ્રજાકીય આદોલન ચાલી ગયુ હતુ ૧૯૩૪ ની મહાસભા અગાઉ પણ તેથી ય વિશાળ પ્રજાકીય આદોલન ચાલી ગયુ હતુ આ બન્ને મહાસભા વચ્ચેના આ સમાન્તરો બધી જ રીતે એક સરખી રીતે દોરી ન શકાય, ૧૯૩૪ માની પરિસ્થિતિ ઘણી જ ઉપલી કક્ષામા હતી એની નોધ કરી લેવી જોઇએ

મુબઇની મહાસભાના સ્વાગત પ્રમુખને સ્થાને મુબઈની સવિનય ભગની લડતને બેનમૂન રીતે વ્યવસ્થિત કરનાર મુબઇ પ્રાન્તિક સમિતિના પ્રમુખ શ્રી ખુરશેદ નરીમાન હતા મુબઇ જે અસાધારણ પ્રચાર તથા વ્યવસ્થા માટે હિદના કોઇપણ શહેર કરતા વધારે કુશળ છે તે કુશળતા લડત તથા મહાસભાની બેઠક દરમિયાન સ્પષ્ટ થયેલી જોવામા આવતી હતી

મહાસભાની બેઠકના સ્થળ વિષે પાછળથી સત્તાવાળાઓએ અનેક અગવડો ઊભી કરી હતી આખરે સ્થળ ખસેડીને વર્લીના દરિયાકાંઠા પર ગોઠવવામા આવ્યુ હતું બેઠક દરમિયાન સરહદના ગાધી અબદુલ ગફાર ખાન જેલમાં હતા તેમના તરફના માનને ખાતર મહાસભાના સ્થળને ગફાર નગર નામ આપવામા આવ્યુ હતું પં જવાહર પણ જેલમા હતા

સ્વાગત પ્રમુખ શ્રી નરીમાનનું ભાષણ નીચે પ્રમાણે છે

## સ્વાગત પ્રમુખ શ્રી. નરીમાનનું ભાષણ

' મહાસભાની ખાસ બેઠક ભરવાનું મુંબઇને માન મળ્યે લગભગ ૧૬ વર્ષ થઇ ગયાં છે. બ્રિટિશ પ્રધાનમંડળે હિંદમાં દાખલ કરવા ધારેલી બંધારણીય સુધારાની યોજના પર રાષ્ટ્રનો મત જાહેર કરવા માટે ૧૯૧૮માં અહીં મહાસભા ભરવામાં આવી હતી. અહીં મળેલા રાષ્ટ્રના પ્રતિનિધિઓએ સુધાગનો વિરોધ કર્યો હતો.

આજે પણ આખાય દેશે એકત્ર થઇને હિંદને જકડી રાખનારી વધુ સાંકળો ઘડવાના શાહીવાદીઓના પ્રયત્નોનો વિરોધ કરવાની જરૂર ઊભી થઇ છે. સ્વતંત્ર થવાના અને પૂર્ણ સ્વતંત્રતાના આદર્શને વફાદારી બતાવવાના નિર્ણયનું પુનરાવર્તન કરવા માટે રાષ્ટ્રના પ્રતિનિધિઓ આજે અહીં એકત્ર થયા છે.

મુંબઇમાં મળેલી મહાસભાની ત્રણેય બેઠકનું પ્રમુખસ્થાન બિહારના પુત્રરત્નોએ લીધું છે. બિહારના ખેડૂત જેવા દેખાતા આગેવાન, જાહેર કાર્યકરોના રાજા સમા બાબુ રાજેન્દ્રપ્રસાદના પ્રમુખપણા નીચે આપણે એકઠા થયા છીએ.

લાહોરના ઠરાવને અમલમાં મુકવાના સાધન તરીકે સત્યાગ્રહનો ઉપયોગ કરવામાં આવ્યો ત્યારે મુંબઇએ નવી યોજનાઓનો વિકાસ કરવાનું શરૂ કર્યું. રાષ્ટ્રવાદના બળને વિજય મેળવી આપી શકે તેવી રૂપરેખા દોરવાનું માન મુંબઇ લઇ જાય છે. " શોલાપુર દિન " વખતે જમીન પર બેસીને, આઝાદ મેદાનમાં ઝંડાવંદન સુધી પોલિસના હુકમના બેરીબંદરના માનનીય અનાદરથી, વડાલાના મીઠાના અગર પરની ધાડ સુધી તેનો રીતસર વિકાસ થયો છે. અઠવાડીયે અઠવાડીયે સરકારી સત્તાધારી બળો ઢીલાં પડતાં ગયાં, જ્યારે મહાસભા વિજયવંત બનતી ગઇ. બહિષ્કારની વ્યવસ્થા અને પિકેટીંગના જોરથી સરકાર પર વધુ દબાણ આવી પડ્યું. પોતાનાં તાત્કાલિક હિતનો ભોગ આપવાની વેપારીની તત્પરતા મદદે આવી પહોંચની,

પ્રજાનો ઉત્સાહ, અંગત જોખમ વહોરીને પણ પોતાની ફરજ બજાવવામાં સ્વયંસેવકોએ બતાવેલી બહાદુરી, આ બધાં કારણોથી બહિષ્કાર વધારે અસરકારક બન્યો અને પિકેટિંગનું કાર્ય આગળ વધ્યું. સરકાર પશુબળ વાપરવાનો ઉપાય લેતી હતી તેથી મહાસભાને વધુ વિજય મળવા ઉપરાંત જાહેરપ્રજા તરફથી વધુ બળ મળતું હતું. મહાસભાના સ્વયંસેવકને ઉચ્ચ કાર્ય માટે શાંત અને અહિંસક રીતે પોતાની જિંદગી આપવાની હાકલ થતી ત્યારે હિંદુ મુસ્લિમ, ખ્રિસ્તી, શિખ વગેરે સૌ કોમનાં લાખો પુરુષો સ્ત્રીઓ અને બાળકોએ એકજ વ્યક્તિની માફક કાર્ય કર્યું છે. બોરીબંદર આગળ હરજીવન લાલજી વાવરો લઇને પડ્યા, કાલબાદેવીમાં પરદેશી કાપડથી ભરેલી મોટરલારી તળે બાબુ ગેનું કચડાયો, કવીન્સ રોડ પર કાવીશ કર પોલિસની સંગીનના હુમલાનો ભોગ બન્યો. આ શહિદો અને બીજા અજ્ઞાત સ્વયસેવકો ઉપર મુંબઇએ માતાનાં આંસુ સાર્યાં પરંતુ હિંદની આઝાદી માટે જીવન બલિદાન દેનાર મુંબઇના પુત્રો હતા. મુંબઇ ગર્વથી ફુલાતું હતું.

૧૯૩૦ માં ગાંધી–અરવીન સંધિથી લડત બંધ પડી, પરંતુ શાંતિ ચાલુ ન રહી. બીજી લડત ચાલુ થઇ. ૧૯૩૦ માં હારેલી નોકરશાહીએ વેર લેવા દાંત કચકચાવ્યા. આખરે દમનનીતિ અને બિનમહાસભાવાદીઓના દગાની અસર થઈ. મહાસભા થાકી હતી અને હિંદી સ્વાતંત્ર્યના દુશ્મનો વધુ જોર પકડતા ગયા. ગાંધીજીના છુટકારા પછી ૧૯૩૩ માં પુનામાં. કાર્યકર્તાઓની પરિષદ ભરવામાં આવી. સામુદાયિક સત્યાગ્રહને સ્થાને વ્યક્તિગત સત્યાગ્રહની છૂટ આપવામાં આવી. થાકયાનાં ચિહ્નો ચોક્કસ રીતે દેખાતા હતા. દરમિયાન મહાસભાના એક પક્ષે ધારાસભા પ્રવેશની. ચર્ચા શરૂ કરી. ૧૯૩૪ માં ગાંધીજીએ તેને ટેકો આપ્યો અને પાર્લામેંટરી બોર્ડની રચના કરવામાં આવી. આ પછી વ્યક્તિગત સત્યાગ્રહને પાછો. ખેંચી લેવામાં આવ્યો.

સત્યાગ્રહ દરમિયાનના પ્રતિબંધો હજી ચાલુ છે. સરકારી માનસ ખુલ્લુ જણાય છે.

સત્યાગ્રહ દરમિયાન સરકારે જે જુદા જુદા પ્રાન્તોમાં દમન કર્યું છે તે પ્રાન્તોને મદદ આપવાની જરૂર છે. કર્ણાટક, ગુજરાત અને યુક્ત પ્રાન્તોના ખેડૂતોએ ઘણું સહન કર્યું છે. મહાસભાની હાકલને માન આપીને તેઓએ સર્વસ્વ ગુમાવ્યું છે. મહાસભા તેમને મદદ નહિ કરે તો તેણે પોતાની ફરજ અદા કરી નથી તેમ ગણાશે.

જેઓએ પટણાની મહાસમિતિમાં હાજરી આપી હશે તેમને યાદ હશે કે મહાસભાવાદીઓના અમુક વિભાગ તરફથી બંધારણના મુદ્દા પર પાર્લામેંટરી બોર્ડ ઊભા કરવા સામે વિરોધ ઉઠાવવામાં આવ્યો હતો. લાહોરના ઠરાવની દૃષ્ટિએ આવો નિર્ણય ખુલ્લી બેઠકમાં જ થઈ શકે. ચુંટણી પહેલાં આ બેઠક ભરવાની અગત્ય હતી. પાર્લામેંટરી બોર્ડને ખુલ્લી બેઠકમાં સંમતી માટે અને લાહોરનો ધારાસભા બહિષ્કારનો ઠરાવ બંધારણપૂર્વક રદ કરી શકાય.

આ પહેલી જ બેઠક છે જેમાં મહાસભાની અંદરનો એક પક્ષ તેની મૂળ યોજનાના માર્ગેથી દૂર જઇને રાજદ્વારી દૃષ્ટિએ પોતાની લડત ચલાવે છે. મહાસભા સમાજવાદી પક્ષે આ કાર્ય હાથ ધર્યું છે. સમાજ-વાદીઓનું ગાડું તેમના આદર્શ અને યોજનાની દૃષ્ટિએ દેશના ધ્યેયને અનુસરી રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાના ચીલે ચઢશે કે અકાળ મૃત્યુ પામશે એ કહેવું અત્યારે મુશ્કેલ છે.

રાજસ્થાનીઓ પ્રત્યેની નીતિ અને વલણ પણ આ બેઠકમાં વિચા-રણા તથા નિકાલ મેળવવા રજુ કરવામાં આવશે.

કોમી ચુકાદાના મતભેદો એટલા તો ઉગ્ર સ્વરૂપમાં પરિણમ્યા છે કે કોમી ચુકાદા વિરોધી સંસ્થા હસ્તીમાં આવી છે.

ગાંધીજીની નિવૃત્તિના નિર્ણય સંબંધીનો પ્રશ્ન પણ ખુલ્લી બેઠકમાં ચર્ચાશે. તેમની જાહેરાતથી દેશને ભારે આઘાત લાગ્યો છે. હું મુંબઇના શહેરીઓ તથા મારી વતીથી આ નિર્ણય પર ફરી વિચાર ચલાવવા ગાંધીજીને વિનંતી કરું છું.

આગેવાનોને પણ આપણે ભૂલવા જોઈએ નહિ. પંડિત જવાહરલાલ પોતાની અંગત કે રાષ્ટ્રીય આફતોથી જરાપણ નહિ ડરતાં એકધારી જુવાનીની ધગશથી દેશહિતનાં કાર્ય કરે જાય છે. તેમને આપણે અંતઃકરણ પૂર્વક અભિનંદન આપીએ છીએ અને તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીએ છીએ. પરદેશમાં વસતાં સુભાષચંદ્ર બોઝ જેવા અડગ યોદ્ધાને યાદ કર્યા સિવાય આપણે ચલાવી શકીએ નહિ.

જાણીતા તેમજ અજાણ્યા દેશસેવકોને આપણે અંજલિ આપીએ છીએ.

છેલ્લા દસકાથી જે પ્રાન્ત પર ઉપરા ઉપરી આફતો ઉતરી આવી છે તેમાંથી હું આવું છું. રેલ સંકટ અને ભુકંપના ભોગ બનેલાની વ્હારે ચઢી દેશે તમને જે મદદ કરી છે અને જે સહાનુભૂતિ દર્શાવી છે તે માટે હું આખા દેશનો હાર્દિક આભાર માનું છું.

મહાસભાની પ્રવૃત્તિના છેલ્લાં પચાસ વર્ષોની રૂપરેખા દોરવાની લાલચને હું જતી કરું છું અને તે કાળ દરમિયાન આપણે જે આદર્શો સેવેલા, જે આશાઓ રાખેલી; જે પ્રયત્નો આદરેલા જે જહેમતો ઉઠાવેલી, જે નિરાશાઓ અનુભવેલી અને જે નિષ્ફળતાઓના ભોગ બનેલા તેનો અહીં હું નિર્દેશ કરતો નથી. આજે તો છેલ્લાં થોડા વર્ષ દરમિયાન મહાસભાએ જે પ્રવૃત્તિઓ આદરી છે તેનો અંગુલિનિર્દેષ કરી લેવાની જરૂર છે કારણ કે અત્યારના સળગતા પ્રશ્નોને યથાર્થ રીતે સમજવા માટે કાર્યક્રમની યોજના કરવા માટે એ જાણવું જરૂરી છે.

ગાંધી–અરવીન કરારો થયા પછી ૧૯૩૧ માં કરાંચી ખાતે મહાસભાની બેઠક મળેલી. આ બેઠક વખતે આશા રાખવામાં આવી હતી કે એ કરારો કે બ્રિટન અને હિંદ વચ્ચે હંમેશનું સમાધાન થશે. પરંતુ આ પ્રમાણે બન્યું નથી. અત્યારે સવિનય ભંગને મુલતવી રાખવામાં આવ્યો છે એટલે આ સંજોગોમાં ગાંધીજી બીજી ગોળમેજી પરિષદમાંથી પાછા ફર્યા તે વખતે કેવા સંજોગોમાં સવિનય ભંગની લડત ફરી શરૂ કરવામાં આવી,

નેતાગીરીના પ્રશ્નને બાજુ પર રાખતાં ભાવી કાર્યક્રમનો પ્રશ્ન સહેજે ઉપસ્થિત થાય છે. સંપૂર્ણ સ્વતંત્રતાનું આપણું ધ્યેય મેરૂ સમાન અચળ છે. આ સમય આરામનો નથી પણ ખરી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના આપણા મનોરથો કયી રીતે પાર પડે તેનો વિચાર કરી કાર્ય ઉપાડી લેવાનો છે. આ કાર્યક્રમમાં માતૃભૂમિના પ્રત્યેક બાળકનો હિસ્સો છે. મહાસભાવાદી, મહાસભાવાદી પાર્લામેન્ટેરિયન, રાષ્ટ્રીયપક્ષવાદી, સમાજવાદી એ સૌએ સાથે મળીને દેશની સ્વતંત્રતાનું સુકાન હાથ ધરવા માટેના ઉપાયોની યોજના ઘડી કાઢવી જોઇએ.

સરકારના સંકુચિત વિચારને લઇ મંડપ અને છાવણીની વ્યવસ્થા કરવાનું કાર્ય મુશ્કેલ બનેલું. દેશમાં મંદી ફેલાવાથી સત્કાર સમિતિને પૈસા મેળવવામાં જરા સંકોચ સહન કરવો પડ્યો છે. નજીવી ભૂલો માટે સત્કાર સમિતિ તરફ ઉદારવૃત્તિ રાખી તેના વતીથી હું ક્ષમા યાચું છું.

* * *

બાબુ રાજેન્દ્રપ્રસાદ એક કસાયલા કાર્યકર ઉપરાંત એક સફળ અભ્યાસી પણ છે તેની પ્રતીતિ તેમના ભાષણ દરમિયાન તેમણે શ્વેતપત્રની કરેલી ઝિણવટભરી સમીક્ષા પરથી થઈ આવે છે. શ્વેતપત્ર પર સુંદર અને અભ્યાસી પ્રવચન તરીકે તેમનું ભાષણ ગણાવવું જોઇએ. એ આખાય ભાષણને અહીં આપી શકાય નહિ, તેમજ એક મુદ્દાને વધારે મહત્તા આપીને બીજા એટલાજ અગત્યના મુદ્દાને છોડી પણ દઈ ન શકાય. આ કારણે અમે એમના ભાષણને આખાયને કે શ્વેતપત્ર પરની ટીકાને સંપૂર્ણ રીતે આપી શકતા નહિ હોવાથી તેનો માત્ર સાર ભાગજ અહીં રજુ કરીએ છીએ.

## મુંબઇ પ્રમુખ બાબુ રાજેન્દ્રપ્રસાદનું ભાષણ

" સાડા ત્રણ વર્ષ સુધી અપાર દુઃખો અને યાતનાઓ સહન કર્યા પછી આપણે આજે ફરીથી મળીએ છીએ. એ સમય દરમિયાન આપણે ઘણા આગેવાનો ગુમાવ્યા છે. જેલના સળીયા પાછળ રિબાતા આપણા



બાબુ રાજેન્દ્રપ્રસાદ

૧૯૩૪ માં મુંબાઇ ખાતે ભરાયેલી
૪૯ મી રાષ્ટ્રીય મહાસભાના
પ્રમુખ

એ બધી વસ્તુઓ સંબંધી ઊંડી ચર્ચામાં ઉતરવાની જરૂર રહી નથી પરંતુ એટલું તો હું જણાવી લઈશ કે જે અમલદારોને ગાંધી–અરવીન કરારનું પાલન કરવાનું હતું તેઓ હમેશાં એ કરારના પ્રણેતાઓના ઉદ્દેશને ધૂળમાં મેળવવા માટે કોઈપણ અવસર ચૂકતા નહિ. એટલું જ નહિ પરંતુ એ કરારનું પાલન તો જરા પણ નહોતા કરતા. લૉર્ડ અરવીન નિવૃત્ત થયા પછી લૉર્ડ વિલિંગ્ડન સત્તા પર આવ્યા અને લૉર્ડ અરવીને મહાસભા સાથે સમાધાન કરવામાં જે છૂટછાટ મૂકી હતી તે પ્રત્યે અમલદારો કરડી નજરે જોવા લાગ્યા. તેમને આ કરારો તાબે થવા જેવા લાગ્યા. લૉર્ડ અરવીનની ગેરહાજરી દરમિયાન સરકારી અમલદારોનું માનસ પલટાયું અને બીજી ગોળમેજી પરિષદમાંથી ગાંધીજી પાછા ફરે ત્યારે મહાસભા પર ઓચિંતું આક્રમણ કરવાની નીતિ સરકારે અખત્યાર કરી. મહાસભાની માગણીઓનો સરકાર સ્વીકાર કરે એ બનવાજોગ હતું જ નહિ.

મહાસભા અને સરકાર વચ્ચે સંધિ ચાલતી હતી તે કાળ દરમિયાન યુક્તપ્રાન્તના લોકોએ મહેસુલ ભરવાનું મુલતવી રાખ્યું હતું અને કેવળ આર્થિક કારણોસર મહેસુલ ઓછું કરાવવા માટે વાટાઘાટ ચલાવવામાં આવતી હતી અને મંદીના કારણે મહેસુલ ભરવાનું મુલતવી રાખવામાં આવ્યું હતું. આ ચળવળને ના-કરની ચળવળ ગણી લઈ સરકારે ખોટું બહાનું કાઢ્યું અને એને અંગે ગાંધીજી હિંદમાં પાછા ફરે તે અગાઉ માત્ર બે જ દિવસ પહેલાં પં. જવાહરલાલ વગેરેને ગિરફતાર કરી દીધા. બંગાળમાં દમનનો કોરડો પુર જોશથી ચાલુ કરી દેવામાં આવ્યો હતો. ત્યારપછી સરહદ અને યુક્તપ્રાન્તોમાં પણ દમન શરૂ કરી દેવામાં આવ્યું.

આમ છતાં ગાંધીજીએ સમાધાનની એક તક લેવાનો વિચાર કર્યો અને નામ. વાઇસરોયની મુલાકાત માટે અરજ કરી. આના જવાબમાં બંગાળ, સરહદ અને યુક્તપ્રાન્તના ઑર્ડીનન્સો સિવાયની બીજી ચર્ચા કરવા અથવા જણાવવામાં આવ્યું. ગાંધીજીને કારોબારીને સવિનયભંગ

આદરવાની સલાહ આપવા સિવાય છુટકો ન હતો, આમ છતાં ગાંધીજીએ બીજો તાર મૂકી બિનશરતી મુલાકાતની માગણી કરી. વધારામાં જણાવ્યું કે આ માગણીનો અસ્વીકાર થતાં કારોબારીને સવિનયભંગ શરૂ કરવાની ફરજ પડશે. આના જવાબમાં બીજા આગેવાનો સાથે ગાંધીજીની ધરપકડ કરવામાં આવી.

આમ સરકારે મહાસભા પર અણધાર્યો હુમલો કર્યો. બિલકુલ તૈયારી વિના દેશના કાર્યકર્તાઓએ ચળવળ ચાલુ રાખી; સરકારે દમનનો કોયડો વીંઝયો, ઓર્ડીનન્સો કાઢ્યા, ઓર્ડીનન્સોને ધારાસભાએ બહાલી આપી. ધારાસભા પણ અયોગ્ય સભ્યોની બનેલી હોય તો કેવું નુકસાન કરી શકે છે તે આ ઉપરથી સમજાય છે. ઓર્ડીનન્સોના અમલ માટે ખાસ અદાલતો સ્થાપવામાં આવી, કારોબારીને અનિયંત્રિત સત્તાઓ આપવામાં આવી, બંગાળમાં બળવાખોર પ્રવૃત્તિને દાબી દેવા માટે જાત જાતના કાયદાઓ પસાર કરવામાં આવ્યા, મહાસભાએ બધા જ બળવાખોર હુમલાઓને સંપૂર્ણ રીતે વખોડી કાઢ્યા છે.

અત્યારે આખા દેશમાં આર્થિક આધી વ્યાપી ગઇ છે. અને તેમાં સરકારની હિંદના ભોગે બ્રિટનનાં હિતો જાળવવાની નિતિથી વધારો થયો છે. છેલ્લાં થોડાં વર્ષથી હિંદના ગરીબ ખેડુતો કરનો ભારે બોજો સહન નહિ કરી શકવાથી મહેસુલ ભરવા અસમર્થ બન્યા છે. તેમનું દેવુ વધી ગયું છે. સરકારે રાષ્ટ્રીય ઘડતરના ખાતાના ખર્ચમાં કાપકુપ ચલાવી છે, દેશના વેપાર રોજગારમાં મંદી આવી છે. બેકારી બેસુમાર વધી છે. ૨૦૦ કરોડ રૂપિયાનું સોનું પરદેશ ઘસડાઇ ગયું છે. છેલ્લાં કેટલાંક વર્ષો દરમિયાન હિંદના જાહેર દેવામાં પણ ઘણો જ વધારો થઇ ગયો છે.

ઓટાવા કરારોથી હિંદને ગેરલાભ છે, તેમાં પણ ખાસ કરીને ખેડુતોને ઘણો જ ગેરલાભ છે. આ કરારોથી હિંદને બ્રિટનના શાહી પસંદગીના રચના ચક્રે બંધાવુ પડ્યુ છે.

પરદેશમાં વસતા હિંદીઓની પણ આપણા કરતાં જરા ય સારી

સ્થિતિ નથી. સંસ્થાનોમાં તેમની જરૂર નહિ હોવાને કારણે તેમને ત્યાંથી કોઇ પણ રીતે હાંકી કાઢવા માટે પ્રયત્નો કરવામાં આવે છે. બીજા પરદેશીઓને હિંદમાં વસવાટ કરીને માલમિલકત ધરાવવાના જેટલા હક્ક છે તેટલા હક્ક હિંદીઓને સામ્રાજ્યના બીજા ભાગમાં નથી.

લોર્ડ વિલિંગ્ડને ભાર મૂકેલી લોર્ડ અરવીનની નીતિ દ્વિમુખી છે. આ નીતિ પ્રમાણે એક બાજુથી બંધારણીય સુધારાઓ આપવાની વાત કરવામાં આવે છે જ્યારે બીજી બાજુ પર દમન ચલાવવામાં આવે છે. આ નીતિને કારણે અસંખ્ય લોકોને સહન કરવું પડયું છે, શહેરીજનોના પ્રાથમિક હકકો ખુંચવી લેવામાં આવ્યા છે.

ત્રણ ત્રણ ગોળમેજી પરિષદો, કમીટીઓ, વિષય વિચારિણીની બેઠકો, અને જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીની લાંબી તપાસ થઇ ગઇ છે. તેનું કાર્ય તપાસમા ને તપાસમાં છ વર્ષ સુધી ચાલ્યું છે. આ કાર્ય દેશના વિનીત્ આગેવાનોને પણ સ્વીકાર્ય થશે કે કેમ તે જોવાનું છે.

શ્વેતપત્રને એકી અવાજે વખોડી કાઢવામાં આવેલો છે. તેને આશા વિનાનો અને અસંતોષકારક જાહેર કરવામાં આવેલ છે. લશ્કર, નાણાં, પરદેશો સાથેનો સંબંધ, તથા આંતરિક વહીવટ માટેની માગણી કરતો સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કરનાર મહાસભાને માટે તો તે તદ્દન અસ્વીકાર્ય છે. શ્વેતપત્રમાં ઉપરની વસ્તુઓનો સમાવેશ કરવામાં આવેલો ન હોય તો તેનો કંઇ જ અર્થ નથી.

ઇગ્લેંડમા શ્વેતપત્રમાં સુચવેલુ બંધારણ આપવા માટે પ્રચંડ આંદોલન ચાલી રહેલુ છે અને તેમાં ય જ્યારે મજુરપક્ષના આગેવાન શ્રી. હેન્ડરસન હિંદને તેના આત્મનિર્ણયનો અધિકાર આપવા ના પાડે છે ત્યારે તેના પર મિથ્યા પ્રલાપ કરવો મને નિષ્ફળ જણાય છે. શ્વેતપત્ર પર પાર્લામેન્ટરી કમીટી વિચાર ચલાવી રહેલી છે. સંપૂર્ણ સ્વતંત્રતાને બાજુએ રાખીએ તો પણ તેમાં રહેલા મુદ્દાઓ સાંસ્થાનિક સ્વરાજ્યની પણ પાસે લઇ જતા નથી. મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાથી પણ તે વધારે ખરાબ છે.

કોઈ પણ સરકારી જાહેરાતની આશાએ નહિ પરંતુ આપણી લડતના નૈતિક અને આધ્યાત્મિક દષ્ટિબિંદુને ધ્યાનમાં લઇને આપણે સત્યાગ્રહને મુલતવી રાખ્યો છે.

આપણે સ્વીકારવું પડશે કે સરકારે આપણા મર્મસ્થાન પર હુમલો કરીને જીત મેળવી છે. લોકો સ્વાતંત્ર્ય અને જિંદગી જેટલા પ્રમાણમાં ગુમાવવા તૈયાર હતા તેટલા પ્રમાણમાં મિલકત ગુમાવવા તૈયાર ન હતા. લડતમાં જેઓનો વિશ્વાસ હોય તેમના પુરતી છૂટ રાખીને લડત ફરી સજીવન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

ઘણી જાતિઓ, ઘણા ધર્મો અને ઘણી ભાષાઓ બોલતી પ્રજાઓવાળા વિશાળ અને એક મોટા ખંડ જેવડા દેશનું સ્વાતંત્ર્ય એ આપણું ધ્યેય છે. આપણું કાર્ય મોટું પણ મુશ્કેલી ભર્યું છે, તેથી આપણે આપણી નબળાઇઓ અને ત્રુટીઓનો વિચાર કરવો જોઇએ. આથી જ કાર્યવાહીના મહાસમિતિના કેટલાક ઠરાવો તથા ગાંધીજીનાં કેટલાક નિવેદનો પર ઘણી કડક ટીકાઓ થઇ છે, આ ઠરાવો અને ગાંધીજીના નિવેદનોની કેટલીક મૂળભૂત બાબતો પર ચર્ચા ચાલી છે તેમાં જ તેની ઉપયોગિતા તેમ જ કિંમત છે. ગાંધીજીએ તા. ૭ મી એપ્રિલે પટણાથી પ્રગટ કરેલાં નિવેદનમાં પોતાને માટે અપવાદ રાખીને મહાસભા તથા મહાસભાવાદીઓને સત્યાગ્રહ મોકુફ રાખવાની અને જેઓ ધારાસભા પ્રવેશમાં માનતા હોય તેમને ધારાસભા પ્રવેશનાં કાર્યક્રમ ઉપાડી લેવાની સલાહ આપી છે. પટણાની મહાસમિતિએ એના પર લંબાણ વિચારણા ચલાવ્યા પછી તેને બહાલી આપી છે.

શ્વેતપત્ર સબંધી જેમ સૌ એકમત છે તે રીતે કોમી ચુકાદા પ્રત્યે બધા એકમત નથી. ઘણી રીતે રાષ્ટ્રહિત વિરોધી ચુકાદાનો સ્વીકાર કરવાનું અશક્ય છે. કેટલીક લઘુમતી કોમો તેમાં ખાસ કરીને મુસ્લીમો તેનો અસ્વીકાર કરવાનો વિરોધ કરે છે, અથવા ધારે છે કે આ ચુકાદાથી એમનાં હિતોનું રક્ષણ થાય છે. મુસ્લીમો અને બીજી લઘુમતી કોમો

વિરૂદ્ધમા હોય તેવા આ પ્રશ્નનુ નિરાકરણ કરવાનુ કાર્ય કારોબારીને કરવુ પડેલ. એક પક્ષ તેનો અસ્વીકાર કરવાનું કહે છે જ્યારે બીજો પક્ષ સર્વમાન્ય સમાધાન થતા સુધી તેનો સ્વીકાર કરવાનુ સૂચવે છે

ગાધીજીએ હમણા બે નિવેદનો પ્રસિદ્ધ કરીને સત્ય, અહિસા, ખાદી વગેરે વિષે પોતાનો આગ્રહ જાહેર કર્યો છે આ સિદ્ધાન્તો તેમને જીવનથી પણ વધુ પ્રિય છે અત્યારે એક એવો વર્ગ ઉભો થયો છે જેને ઉપરના સિદ્ધાન્તોમા શ્રદ્ધા રહી નથી તેઓ મહાસભાના આ કાર્યક્રમને સ્વીકારવા તૈયાર નથી આ કારણે ગાધીજીએ નિવૃત્ત થવાનો વિચાર કર્યો છે બીજા નિવેદનદ્વારા તેઓ પોતાની નિવૃત્તિની અનિવાર્યતા દર્શાવે છે ગાધીજી પોતે સુચવેના સુધારાથી મહાસભામા ભગાણુ પડતુ અટકાવા ઇચ્છે છે ગાધીજી તેના પર મત લેવા માગતા નથી, પરંતુ હુ તમને વિનતી કરૂ છુ કે એ બધી વસ્તુઓને આપણા કાર્યક્રમમાં અને કાર્યરીતિમા સ્થાન આપવા સબધી વિચાર કરવાની જરૂર છે

આજે આપણા આ સ્વાતન્ત્ર્યયુદ્ધ તરફ દુનિયા જોઇ રહી છે તેનુ કારણ એ જ છે કે આપણુ ધ્યેય ઘણુ જ ઉચુ છે આપણા રાજકર્તાઓને સુધારી શકવામા આપણે નિષ્ફળ ગયા હોઇએ પરતુ એટલુ તો કહ્યા વિના ચાલે તેમ નથી કે જો આપણે અહિંસાના ધ્યેયને સ્વીકાર્યું ન હોત તો આ વખતે જેટલી પશુતા વપરાઇ છે અને દુખો દેવામા આવ્યા છે તેથી વધુ પશુતા અને દુખો આપણે સહન કરવા પડ્યાં હોત.

આખી દુનિયામા એવો એક પણ રાષ્ટ્રધ્વજ નથી જે વધુ ઉમદા અને શુદ્ધ ગુણોનો પ્રતિનિધિ રૂપ હોય. મનુષ્ય જીવનની ચાર મહાન વિઘાતક વિચાર સરણીઓ–શાહીવાદ, લશ્કરવાદ, મૂડીવાદ અને ઉદ્યોગવાદ– એ સૌનો એ એક સામનો વિરોધ કરે છે ખાદી અને રેંટિયો ગરીબો અને મૂડીદારો વચ્ચે ઐક્ય કરાવનાર એક જરૂરી સાંકળ છે તેમજ દેશ અહિંસક રીતે બધા પ્રકારના શોષણનો વિરોધ કરી રહેલ છે તે દર્શાવનાર

એક ચિહ્ન છે. રાષ્ટ્રીય જીવનમાં તેમજ અંગત વ્યવહારમાંની શુદ્ધિ દર્શાવનાર એ લક્ષણ છે. ખાદી, સત્ય અને અહિંસાના ત્રિવિધ બળથી આપણે કરાંચીના ઠરાવ કરતાં પણ વિશેષ મેળવી શકીએ તેમ છીએ.

સમાજવાદીઓ આપણા ધ્યેયને વધારે આકર્ષક બનાવવા માગે છે અને શોષણનો જેમ બને તેમ જલદી અંત ઇચ્છી રહ્યા છે, પરંતુ હું તેમને જણાવીશ કે સત્ય અને અહિંસા કરતાં વિશાળ બીજું એક પણ ધ્યેય નથી. આપણે શોષણ કરવાની વૃત્તિને દૂર કરવા માંગીએ છીએ. આપણો વિરોધ પાપીઓ સામે નહિ પણ પાપ સામે છે.

ગાંધીજી નિવૃત્ત થવાના છે એનો અર્થ એવો નથી કે તેઓ જાહેર જીવનને બિલકુલ છોડી દેવાના છે, અથવા મહાસભામાં નહિ રહેવાથી બિલકુલે મદદ કરવાના નથી.

આજની આપણી જરૂર વધારે મોટા કે વધારે પ્રેરણાત્મક કાર્યક્રમની નહિ પરંતુ આપણે જે કંઇ મેળવી શકીએ તે મેળવી લેવાનાં દૃઢ નિશ્ચયની છે. આપણી હરોળમાં ભંગાણ પડાવવામાં રાજકર્તાઓ સફળ થવાથી સત્તાની લગામ પોતાના હાથમાંથી નહિ છોડવાના નિશ્ચયમાં તેઓ વધારે મક્કમ બન્યા છે.

જેમને કામની દરકાર છે તેમને માટે રચનાત્મક કામ પુષ્કળ પડ્યું છે.

શ્વેતપત્ર પર અને સરકારી દમનનીતિ પર પ્રજાનો અવાજ રજુ કરી શકે એટલા માટે વડી ધારાસભાની ચુંટણીમાં હરિફાઇ કરવાનો મહાસમિતિએ નિર્ણય કર્યો છે. મને શ્રદ્ધા છે કે મતદારો પોતાના અમુક કાર્ય વડે પોતાનો મહાસભા પરનો અખંડ વિશ્વાસ સાબીત કરશે આપણે ધારાસભામાં જઇ જે કંઇ કરીશું તેથી સ્વરાજ્ય આવી જવાનું છે એવું માનવાની જરૂર નથી. " સ્વાતંત્ર્ય લેતાં પહેલાં આપણે તેનું મૂલ્ય ચૂકવી આપવાનું છે. " ભૂતકાળમાં આપણે જે કંઇ કર્યું છે.

અને જે સંકટો વેઠયા છે તેને માટે આપણે જરૂર ગર્વ લઇ શકીએ પરંતુ જે મહાન હેતુ આપણે સાધવાનો છે તે તરફ જોતાં આટલું પુરતું નથી. આપણે ઉપાડેલા મહાન અને કીર્તિવંત કાર્ય માટે અખૂટ ધૈર્ય અડગ નિશ્ચય અને અતિશય ત્યાગની જરૂર છે. કાળ અને દુનિયાનાં બળો આપણને મદદ કરે છે. સૌથી વિશેષ તો સત્ય અને અહિંસાનાં સત્યાગ્રહી શસ્ત્રો ગ્રહી વિજ્ઞાન અને માનવ બુદ્ધિએ બક્ષેલાં મનુષ્ય સંહારનાં છેલ્લામાં છેલ્લી ઢબનાં હથિયારોથી નખસિખ સુધી સજ્જ બનેલી સમર્થ સરકાર સાથે બાથ ભીડતી પ્રજાના આ મહાન સંગ્રામમાં ઇશ્વરનો હાથ છે. આપણે માટે પીછેહઠ હોય નહી. આપણું ધ્યેય સ્પષ્ટ છે. તેમાં સંપૂર્ણ સ્વતંત્રતાથી જરા ય ઓછાને અવકાશ નથી.

મુક્તિ માટેની અનેકવિધ વૃત્તિઓનું સ્વતંત્રતા એ સ્વાભાવિક પરિણામ છે. આપણે એ અહિંસા દ્વારા મેળવવાનું છે. એક દેશથી થતા બીજા દેશના અને દેશના એક ભાગથી થતા બીજા ભાગના શોષણનો અંત એ એનો અર્થ છે. અન્યોન્યના લાભ ખાતર એક પ્રજા બીજી પ્રજાઓ સાથે મિત્ર ભાવે હળેમળે એને માટે એમાં અવકાશ છે.

અહિંસાત્મક સામુદાયિક કાર્ય એક વાર નિષ્ફળ જાય, બીજીવાર નિષ્ફળ જાય પરંતુ તેથી અંતે વિજય તો આપણો જ છે. અનેકે પોતાનાં જીવન અને સર્વસ્વ ખોયાં છે. આપણી સામે પડેલી વીષમ પરિસ્થિતિથી ડરવાની કે બીકના માર્યા સીધો માર્ગ છોડવાની જરૂર નથી.

" સત્યનું સ્થાન હમેશ ફાંસીનો માંચડો છે, અસત્ય સિંહાસન દીપાવે પરંતુ ફાંસીનો માંચડો જ ભાવીની તુલા ધારણ કરે છે અને તેની પ્રતિચ્છાયાનાં ઝાંખા પ્રકાશમાં ઊભો રહી ઇશ્વર એની પર પોતાની નજર રાખે છે.

મુંબઇએ પસાર કરેલા ઠરાવો પર વિવેચન કરવાનું ન હોય–ઠરાવો પોતે જ પોતાના રૂપે હોય.

મુંબઇએ ગ્રામોદ્યોગ સંઘ સ્થાપ્યો તેનો અહીં ઉલ્લેખ કરી લઇએ. આ ઉપરાંત તેણે મહાસભાને વધારે કાર્યદક્ષ બનાવવા માટે ખુલ્લી બેઠક તેમજ મહાસમિતિનું પ્રતિનિધિત્વ ખૂબ જ ઘટાડી નાખ્યું તે જણાવી લઇએ. મહાસભા આસ્તે આસ્તે ગંજાવર પ્રદર્શન જેવી બનતી જતી હતી અને આવી રીતે બનતા તે કાર્યદક્ષ ઓછી બનતી એવો અનુભવ મેળવનાર ગાંધીજીએ તેનું કદ નાનું કરવા સૂચવ્યું. મહાસભાના વાર્ષિક મેળાવડામાં જે શિક્ષણાત્મક હેતુ રહેલો છે એ હેતુ મહાસભાને નાની બનાવવાથી સિદ્ધ થશે કે નહિ એ એક શંકાનો વિષય છે. મહાસભા ધારાસભા નથી અને એટલા કારણે તેને ધારામંડળ જેટલી તદ્દન નાની ચર્ચાપરિષદ બનાવી દેવાનો કશો અર્થ નથી એવું લાગે છે. જ્યાં સુધી સત્તા ન આવી હોય ત્યાં સુધી સત્તા સર કરવા માગતા રાજકીય પક્ષે જેમ બને તેમ વિશાળ સમુદાયને આકર્ષતા દેખાવો કે પ્રદર્શનો, કે સંમેલનો તરફ ઇતરાજી ન રાખવી જોઇએ. લોકસમુહના સંપર્ક માટે પણ આ જરૂરી છે. ઉપરાંત મહાસભા પોતાને લોકશાસનના સિદ્ધાન્ત પર રચાયેલી માનીને લોકોના સાર્વભૌમ અધિકારની તરફદારી કરનાર તરીકે ગણાવે છે. લોકોને તેમની સાર્વભૌમ સત્તા અજમાવવાનો એક જ પ્રસંગ તેના વાર્ષિક સંમેલનોદ્વારા મળે છે. લોકશાસન પર રચાયેલી મહાસભા તેના કેટલાક આગેવાનોના વિચારોને વશ બનીને લોકોના આ પ્રાથમિક અધિકારને સંકુચિત બનાવી તેને તે આગેવાનોને સોંપી દઇ ન શકે. આ વસ્તુ ફેસિઝમમાં જ શક્ય છે. મહાસભાની કારોબારી તથા મહાસમિતિ આસ્તેઆસ્તે આ સત્તા હાથ કરી રહી છે તે વસ્તુ તરફ જાગૃત મહાસભાવાદીઓએ ધ્યાન દેવું ઘટે.

શ્રમ–મતાધિકાર એકજ વર્ષમાં નિષ્ફળ ગયો છે એજ તે સુધારા પર જોઇતું વિવેચન પૂરું પાડે છે.

ઠરાવો નીચે પ્રમાણે છે :

# ઠરાવો

## ૪૮ મી મુંબઇની મહાસભાના ઠરાવો

( તા. ૨૬ મી, ૨૭ મી, ૨૮ મી ઓક્ટોબર ૧૯૩૪ )

૧. ૧૯૩૪ ના મે અને ત્યાર પછીની કારોબારી તથા મહાસમિતિની બેઠકોએ પસાર કરેલા ઠરાવોને ખાસ કરીને પાર્લામેન્ટરી બોર્ડ અને તેની નીતિ તથા કાર્યક્રમ, રચનાત્મક કાર્યક્રમ પરદેશ વસતા હિંદીઓની સ્થિતિ, હિલસોડ અને સ્વદેશીના ઠરાવોને આ મહાસભા બહાલી આપે છે

૨. આ મહાસભા જુદા જુદા પ્રાંતો તથા સ્થળોમાથી સ્થળોના શહેરો તથા ગામડામાથી આવેલા હજારો જુવાન તેમજ વૃદ્ધ સ્ત્રી પુરૂષ સત્યાગ્રહીઓએ બરદાસ્ત કરેલી મુશીબતો અને તેમણે આપેલા ભોગ માટે દેશને અભિનંદન આપે છે. અને નોંધ કરે છે કે અહિંસક અસહકાર વિના આવી આમજાગૃતિ જે દેશમા ફેલાઇ ગઇ છે તે આવી ન હોત. ગાંધીજી સિવાયના માટે સત્યાગ્રહની લડતને મુલત્વી રાખવાની જરૂર તથા ઇચ્છાનો સ્વીકાર કરવા છતા મહાસભા અહિંસક અસહકાર અને સવિનય ભંગમાં, રહેલો પોતાનો વિશ્વાસ જાહેર કરે છે, અહિંસક અસહકાર તથા સવિનય ભંગ શોષિતો અને શોષકોની હિંસક રીતનું સ્થાન સંપૂર્ણ રીતે લઇ શકે છે.

૩. આ મહાસભા શ્રી. કમળાદેવી નહેરૂની માંદગીને કારણે નહેરૂ કુટુંબમા આવી પડેલી ચિંતામા ભાગ લે છે. અને આશા રાખે છે કે ટેકરીઓ પર લઇ જવાથી તેમની તંદુરસ્તી સુધરશે.

૪. નીચેનો ઠરાવ પાર્લામેન્ટરી બોર્ડની વર્ધા મુકામે મળેલી ૧૧ મી સપ્ટેમ્બરની બેઠકમાં કરવામાં આવ્યો હતો. " આ બોર્ડની સ્થાપના અસાધારણ સંજોગોમા તાત્કાલીક જરૂરીયાત પૂરી થઇ હતી આથી તેની મુદતની મર્યાદા એક વર્ષની હોય એ જ ઇષ્ટ છે અને ત્યાર પછી યોગ્ય લાગે તે રીતે અને એટલી મુદત માટે એની રીતસર ચૂંટણી થવી જોઇએ. આને કાર્ય-વાહક સમિતિ ઉપર બોર્ડની ભલામણ તરીકે મોકલી આપવામાં આવે. "

મહાસભા આ ભલામણને સ્વીકારે છે અને ૧૯૩૫ ની પહેલી મે એ ચાલુ બોર્ડને વિખેરી નાખવાનો ઠરાવ કરે છે. અને ઉપરની તારીખ પહેલા મહાસમિતિ ૨૫ સભ્યોની નવી બોર્ડ ચૂંટે એમ ઠરાવે છે. આ ચૂંટાયેલી બોર્ડ વધુમા વધુ ૫ સભ્યો ઉમેરી શકે મહાસભાની દરેક વાર્ષિક બેઠક વખતે બોર્ડની એ જ રીતે

ચૂંટણી થાય અને એ જ રીતે સભ્યો ઉમેરી શકાય. અત્યારની બોર્ડને જે સત્તા છે તે સત્તા ચૂંટાયેલી બોર્ડને હશે.

૫. સ્વદેશીનું કામ આગળ વધારવાનો દાવો કરનારા મંડળો આખા દેશમાં મહાસભાવાદીઓની મદદથી તેમજ મદદ વિના ઊગી નીકળ્યાં છે. તેથી અને સ્વદેશીના સાચા સ્વરૂપ વિષે પ્રજાના મનમાં ઘણો ગોટાળો ઉત્પન્ન થયો છે તેથી અને મહાસભાનું ધ્યેય તેના ઉત્પત્તિકાળથી આમવર્ગ સાથે સંપર્ક સાધવાનું હોવાથી, અને ગ્રામ–પુનર્ઘટના અને નવરચના એ મહાસભાના રચનાત્મક કાર્યનું એક અંગ હોવાથી, અને એવી નવરચનામાં હાથ-કંતામણના મુખ્ય ઉદ્યોગ ઉપરાંત મરેલાં કે મરતાં ગ્રામ ઉદ્યોગોને સજીવન કરવાનો અને ઉત્તેજન આપવાનો સમાવેશ થઇ જતો હોવાથી, અને આ કામ હાથ કંતામણની નવરચનાની પેઠે મહાસભાની રાજદ્વારી પ્રવૃત્તિઓથી અલિપ્ત અને સ્વતંત્ર રહીને એકાગ્રતાથી અને ખાસ પ્રયત્ન કરીને જ થઇ શકે એવું હોવાથી, આ ઠરાવથી શ્રી કુમારપ્પાને ગાંધીજીની સલાહ અને દેખરેખ તળે રહીને મહાસભાની પ્રવૃતિના એક અંશ તરીકે ' અખિલ હિંદ ગ્રામ ઉદ્યોગ સંઘ ' નામનો સંઘ સ્થાપવાની સત્તા આપવામાં આવે છે. આ સંઘ સદરહુ ઉદ્યોગોના પુનરુદ્ધાર અને ઉત્તેજન માટે, અને ગામડાંની નૈતિક તેમજ શારીરિક પ્રગતિ માટે પ્રયાસો કરશે, અને તેને પોતાનું બંધારણ ઘડવાની, નાણાં ઉઘરાવવાની, તથા તેના ઉદ્દેશની પૂર્તિ માટે જે જે કામો કરવા પડે તે કરવાની સત્તા રહેશે.

૬. મહાત્મા ગાંધીના નેતૃત્વમાં પ્રજાનો વિશ્વાસ છે એની ફરી જાહેરાત મહાસભા કરે છે. મહાસભાની એવી દૃઢ માન્યતા છે કે એમણે નિવૃત્ત થવાના પોતાના નિર્ણય પર ફરી વિચાર કરવો જોઇએ, પરંતુ એમને પોતાનો નિર્ણય ફેરવવા વિષેના બધા પ્રયાસો નિષ્ફળ ગયા છે. આથી બહુ અનિચ્છાથી એમનો નિર્ણય સ્વીકારવામાં આવે છે. એમ કરતાં મહાસભા અત્યંત આભાર પૂર્વક એમણે રાષ્ટ્રની કરેલી સેવાની કદર કરે છે, અને જરૂર પડતાં મહાસભાને સારૂ એમની સલાહ અને માર્ગદર્શન સુલભ જ રહેશે એવી ખાત્રી મહાસભાને તેઓ આપે છે તેથી મહાસભાને સંતોષ થયો છે.

૭. મહાસભાના બંધારણમાં ફેરફાર સુચવતો એક લંબાણ ઠરાવ ગાંધીજીએ રજુ કર્યો હતો. પુસ્તકના અંત ભાગમા પરિશિષ્ટમાં મહાસભાનું આખું ય બંધારણ આપવામાં આવેલું હોવાથી બંધારણને અંગેનો ગાંધીજીનો ઠરાવ

નહિ આપતાં તેની અંદરના ખાદીની કલમ તથા શ્રમમતાધિકાર વિષેના ભાગને અહીં આપીએ છીએ;

" નિયમિત રીતે જે સંપૂર્ણ ખાદીધારી ન હોય એવા કોઇને કોઇ પણ અધિકાર કે સમિતિ માટે ચુંટાવાનો અધિકાર રહેશે નહિ "

" કોઇપણ સમિતિના સભ્યની ચુંટણી માટે તેજ લાયક ઠરશે જેણે ચુંટણી પહેલાંના સતત છ માસ સુધી મહાસભા સારૂં કંઇને કંઇ શારીરિક શ્રમ કર્યો હશે. એ શારીરિક શ્રમ ૧૦ આંક ઉપરના વજદાર માસિક ૫૦૦ વાર સુતરના શ્રમ બરાબર હોય અને સમયમાં તે માસિક ૮ કલાકના શ્રમ બરાબર હોય. કાતણ સિવાયના શારીરિક શ્રમનો પ્રકાર વખતોવખત પ્રાન્તિક સમિતિઓ તેમજ અખિલ હિંદ ગ્રામઉદ્યોગ સંઘની સાથે મસલત કરી કારોબારી સમિતિ નક્કી કરશે.

---

## મુંબઇ મહાસભામાં હાજર રહેલા પ્રતિનિધિઓ પ્રાન્તવાર

| | | | |
|---|---|---|---|
| અજમેર | ૯૬ | ગુજરાત | ૧૬૫ |
| આન્ધ્ર | ૧૭૭ | કર્ણાટક | ૧૪૨ |
| આસામ | ૮ | કેરલ | ૩૦ |
| બંગાળ | ૨૦૮ | મહારાષ્ટ્ર | ૨૨૧ |
| બિહાર | ૧૮૮ | પંજાબ | ૪૬ |
| વરાડ | ૪૭ | સિંધ | ૪૪ |
| મુંબઇ | ૨૩ | તામીલ | ૯૪ |
| બ્રહ્મદેશ | ૭૪ | યુક્તપ્રાંત | ૧૯૨ |
| સી. પી. (હિંદી) | ૧૨૮ | ઉત્કલ | ૨૦ |
| સી. પી. (મરાઠી) | ૩૯ | પરદેશ (જાપાન) | ૨ |
| દિલ્હી | ૩૫ | અધિકારી પ્રતિનિધિઓ | ૧૧૦ |
| સરહદ | ૩ | | |
| | | કુલ | ૨૧૦૨ |

# પ્રકરણ ૧૩ મું



## લખનૌનું ૪૯મું અધિવેશન

લખનૌ અધિવેશનની વિગતોમાં ઉતરીએ તે પહેલાં મુંબઇ પછી રાજકારણમાં બનેલા બનાવોની ટુંકી નોંધ લઇ લેવી જરૂરી છે.

મુંબઇની મહાસભાની બેઠક બીજી ગમે તે રીતે મહત્વની હોય પરંતુ તે, વડીધારાસભાની થનાર ચુંટણી માટે એક મહત્ત્વના પ્રચાર પ્રદર્શનની ગરજ સારી ગઇ છે. દેશના સૌ રાજકીય પક્ષમાં મહાસભા એક જ એવો પક્ષ છે જે એક પક્ષ તરીકેની વ્યવસ્થાવાળો ગણી શકાય. મુંબઇની બેઠક મળી ગયા પછી તરત જ મહાસભાનું આખું યં તંત્ર મધ્યસ્થ ધારાસભાની ચુંટણીઓ જીતવા પાછળ લાગી ગયું.

સવિનયભંગની લડત બંધ કરી દીધા પછી મહાસભાને ધારાસભા પ્રવેશના કાર્ય સાથે જોડીને બંધારણીય સામનાના મોરચાની લડત થતી હતી. મુંબઇની મહાસભા પછી તરતમાં થનાર ચુંટણીમાં આ મોરચાની શરૂઆત કેવી રીતે થશે એ જાણવાની સ્વાભાવિક રીતે ઉત્કંઠા રહ્યા કરતી હતી. સવિનયભંગની લડતમાં મળેલી હારનો બદલો આ ચુંટણીમાં મળનાર જીતથી મળી રહે તો મહાસભામાં જે નૈતિક ઢિલાશ આવી હતી તે ચાલી જાય તેવો પણ સંભવ હતો. જો કે આ જીત, મહાસભા જે સીધા સામનાનો સિદ્ધાન્ત સ્વીકારીને દેશની આઝાદીની લડતમાં જે બળ આપી રહી હતી તેમાં બંધારણવાદ અને સમાધાનીની મનોદશા પ્રવેશતા ઢિલાશ આવવાનો પૂરો સંભવ હતો. આ કારણે જ ધારાસભાપ્રવેશની વાત કરનાર સામે સમાજવાદીઓ અને બીજા ઉદ્દામવાદીઓએ ચેતવણીના સૂર ઉચ્ચાર્યા હતા. મુંબઇની મહાસભા દરમિયાન સમાજવાદીઓએ ખાસ મહ-

ત્વનુ બળ મેળવ્યુ નહતું પરતુ એક વર્ષ કરતા પણ ઓછા સમયમા તેમણે સામાન્ય મહામભાવાદીઓ પર ખૂબ જ અસર કરી હતી મહામભાના આગેવાનો લડાયક મહામભાને વિનીતવાદ જેવા તો નહિ પરતુ આખરે તેવા થઇ જનાર બધારણવાદ તરફ ધસડી જઇ ગયા હતા, તે સામે લડતની ભાવના ટકાવી રાખવામા સમાજવાદીઓએ ચોકસ ફાળો આપ્યો હતો સાચુ જોતા મહામભાની લડત એવી કક્ષા સુધી પહોચી હતી કે તેણે નવેસરથી વિચાર કરીને તેના કાર્યક્રમ તથા આદર્શભાવનામા ફેરફાર કરવો જોઇએ મુબઇના અધિવેશન દરમિયાન આ વસ્તુની સમાજવાદી સભ્યોએ છણાવટ કરી હતી પરંતુ લડત પછી પહેલી જ વાર મળતી મહામભામા—જેમા લડતની સરદારી એકને હાથે ભોગવનાર અને મહાસભાને તેના ગૌરવભર્યા ઉચ્ચ સ્થાને લઇ જનાર ગાધીજી નિવૃત્તિ લેવાની વાત કરી રહ્યા હતા તેમા—એ વસ્તુનો સ્વીકાર થઇ શકે આમ હોવાથી સ્વાભાવિક રીતે મહાસભાના આગેવાનો જે ઇચ્છતા હતા તે સિદ્ધ કરવામા જે મહાસભાની લાગવગ, પ્રતિષ્ઠા તથા સસ્થા તરીકેનુ બળ ખરચાય આમ છતા વિચારસરણીના પ્રચારની દૃષ્ટિએ સમાજવાદીઓને પોતાના કાર્યક્રમ તથા ક્રાતિનો પ્રચાર કરવાની યોગ્ય ભૂમિકા મળી જતી હતી, ધારાસભા પ્રવેશમા પણ શાહીવાદી માલિકોએ ગુનામી કાયમ કરતા બધારણીય સુધારાની જે યોજના ઘડી હતી તેનો વિરોધ કરવાનુ એક મહત્ત્વનુ કામ હતુ શાહીવાદ વિરોધી લડતના સ્વરૂપની ચર્ચાને બાજુ પર રાખતા તે કાર્યમાં સૌ સમત હોઇ શકે તેવા પક્ષો એક બની એક બીજાને આડકતરી રીતે પણ મદદ રૂપ તો નીવડી જ શકે સમાજવાદીઓનો પ્રચાર મહામભાને નિર્બળ બનાવવામા, કે તેના ધારાસભા પ્રવેશથી શરૂ થતા બધારણીય કાર્યમા વિઘ્ન નાખવામા કારણ ભૂત થયો નહિ ધારાસભા પ્રવેશના મહાસભાના ઝડા નીચે એક જ કાર્ય થવાનો જે સભવ હતો તેમા સમાજવાદીઓના પ્રચાર અને કાર્યથી વિશાળ હેતુઓનો સમાવેશ થઇ શકયો છે અને મહાસભાની બહાર રહેલા ( ગમે

તે કારણે ) બળોને મહાસભામાં એકત્રિત કરવાનો પણ લાભ મળ્યો છે.

મહાસભામાં ઊભી થતી આ નવી શક્તિ અને નવા બળે ખૂબજ ઝડપે વિકાસ સાધ્યો હતો. લખનૌ ખાતેના અધિવેશનને પ્રમુખસ્થાને પં. જવાહરલાલની વરણીનાં અનેક કારણોમાંનું એક કારણ સમાજવાદી વિચારસરણી જે બળ મેળવી રહી હતી તેમાં પણ રહેલું છે તે ભૂલવાની જરૂર નથી.

આપણે ચુંટણીઓ તથા ધારાસભાકીય કાર્યની રૂપરેખા જોઇ લઇએ. ધારાસભાકીય મોરચા પર મહાસભાને વિનીતોને બાજુએ રાખીએ ( કારણ કે વિનીતો જેવાનો કોઇ રાજકીય પક્ષજ લગભગ નાશ પામ્યો હતો ) શાહીવાદને સીધી મદદ કરનાર પ્રત્યાઘાતીઓ સ્થાપિત હિતો, કોમવાદીઓ, વગેરે સ્વતંત્રતાની લડતના વિરોધીઓનો સામનો કરવાનો હતો. મહાસભાના રાજકીય પક્ષ તરીકે કાર્યદક્ષ તંત્રને બાજુપર રાખીએ તો મહાસભાનાં વિરોધીઓ પાસે પ્રચાર અને સત્તાના સ્થળોમાં રહેલાં જે અનુકૂળ સાધનો હતાં તેની મહાસભાએ ગણત્રી કરવી જોઇએ. વળી મહાસભા એક ચોક્કસ કાર્યક્રમ લઇને ધારાસભામાં પ્રવેશતી હતી તે કાર્યક્રમનો સામનો કરવા માટે પણ ઉપલા પક્ષો કટિબદ્ધ હતા. આ સામનામાં મહાસભાની શક્તિ અને તેના કાર્યક્રમમાં લોકોના વિશ્વાસની પહેલી કસોટી દક્ષિણ હિંદમાં વેપાર વિભાગ માટે થયેલી ચુંટણીમાં થઇ. આ ચુંટણીમાં હિંદી વેપારી હિતોનો ઘોડો દેનાર ઓટાવા કરારમાં અગત્યનો ભાગ ભજવનાર અને વડી ધારાસભાના પ્રમુખ સર શણમુખમ ચેટીએ ઉમેદવારી નોંધાવી હતી. સામાન્ય શિરસ્તો એ છે કે પાર્લામેંટનો સ્પીકર પક્ષ વિના હોઇ તેનામાં દેશનો સંપૂર્ણ વિશ્વાસ છે અને તેની ઉમેદવારી સામે હોઇ હરીફ ન ઉભો થાય ને તે બિનહરીફ પાર્લામેંટમાં જાય. આ શિરસ્તાનો રાષ્ટ્રીય કારણોસર ભંગ કરીને મહાસભાએ પોતાનો સત્તાવાર ઉમેદવાર ઊભો રાખ્યો. મહાસભા આમાં ફત્તેહ પામી. કોમી ચુકાદાએ મહાસભામાં જે તડો પાડયા હતા તેનો પડઘો બંગાળમાં

પડયો અહીં મહાસભાના અધિકારી સમુહે ઉભા કરેના ઉમેદવારો નિષ્ફળ ગયા તેમના હરીફ રાષ્ટ્રવાદીઓ જીતી ગયા પરતુ કેમી ચુકાદા સિવાય આ ગૌ આખરે મહાસભાવાદીઓ જ હોવાથી તેમની સફળ ચુટણી બીજા પ્રત્સાઘાતી જેટલી નુકશાનકારક નથી જ મહાસભાના રાષ્ટ્રવાદી પક્ષને બાદ કરતા આ ચુટણીમા મહાસભાએ વડી ધારાસભામા ૪૪ સભ્યો મોકલ્યા હતા

ધારાસભાના આ મહાસભા પક્ષે સરકાર પર મેળવેલા વિજયોમા ધારાસભાના બગાળના સભ્ય શ્રી શરદચદ્ર બોઝ વિષેની સરકારી નીતિ સામે ઠપકો, ખુદાઇ ખિ મતગાર સામેની નીતિનો વિરોધ, ઇન્ડો બ્રિટિશ વ્યાપારી કરારને રદ કરવાનો નિર્ણય, રેલ્વે અદાજ પત્ર પર કાપ વગેરેનો સમાવેશ થઇ જાય છે

યુરોપમા આગમ લઇ રહેના શ્રી સુભાષચદ્રબોઝ પિતાના મૃત્યુને કારણે હિદ આવી શકેલા પરતુ હિદમા રહેવા માટે તેમના પર અપમાન કારક પ્રતિબધો મૂકવામા આવેના તેની નોધ લેવી ઘટે

મહાસભાએ લડતનો વ્યૂહ બદલ્યો હતો તેણે અવિનય ભગને મોકુફ રાખેલો હતો એટલે તે લડતની વાતો કરતી " સ્વરાજ્ય પ્રતિજ્ઞા " જાહેરમા ઉજવી ન શકે. ઉપરાત મહાસભાએ બધારણીય રીતે કામ કરવાનુ શરૂ કરેનુ હોવા છતા સત્તાવાળાઓએ ' સ્વરાજની પ્રતિજ્ઞા " પરનો અકુશ દૂર કર્યો ન હતો વર્ષ દરમિયાનની ૨૬ મી જાન્યુઆરીના " સ્વરાજ દિન 'ની ઊજવણી ફેરવાયેલી પ્રતિજ્ઞાના વાચનમા જ સમાઇ ગઇ હતી લગયક વૃત્તિને સ્થાને તેમા રચનાત્મક કાર્ય પર ભાર મૂકવામા આવ્યો હતો

વર્ષ દરમિયાન શહેનશાહનો હિરકમહોત્સવ ઉજવાયેલો તેમા મહાસભાએ શહેનશાહ તરફ અગત રાગદ્વેષ દર્શાવ્યા વિના ભાગ નહિ લેવાની દેશને હાકલ કરેની શ્વેતપત્ર પછી સયુક્ત પાર્લામેન્ટરી સમિતિનો હેવાલ બહાર પડેનો, આ હેવાલની સૂચનાઓ શ્વેતપત્ર કરતા ય વધારે

અત્યાધાતી હતી. મહાસભાએ આના વિરોધમાં ફેબ્રુઆરીના પહેલાં અઠવાડિયામાં હિંદભરમાં દેશભરમાં શાંત દેખાવો કર્યા.

બંગાળમાં હજારોની સંખ્યામાં રાજદ્વારીઓને વિના તપાસે કે આરોપે વર્ષોના વર્ષો સુધી અટકાયતમાં રાખવામાં આવ્યા હતા તે નીતિનાં વિરોધમાં પણ મહાસભાએ નજરકેદી-દિનની ઉજવણી કરી હતી.

બિહારના ધરતીકંપ પછી બરાબર એક વર્ષે કવેટામાં ધરતીકંપ થયો અને તેમાં પણ જાન અને માલની ખૂબ જ હાની થઇ. બિહારમાં પ્રજાએ જે પ્રમાણે રાહતનું કાર્ય વ્યવસ્થિત કર્યું હતું તેવું કવેટામાં બની ન શક્યું. રાષ્ટ્રવાદથી ભડકતી સરકારે લશ્કરી છાવણીઓવાળા કવેટામાં મહાસભાના કાર્યકર્તા કે ગાંધીજીને કે તેમની લાગવગને પહોંચવા ન દીધાં.

વર્ષ દરમિયાન મહાસભાએ મોટી ધામધૂમથી પોતાનો સુવર્ણ મહોત્સવ ઊજવ્યો, મુંબઇમાં પહેલી મહાસભા મળેલી તે ગોકુળદાસ તેજપાળ પાઠશાળામાં મહાસભાના હયાત પ્રમુખોનું અધિવેશન આ ઊજવણી માટે મળ્યું.

આગામી બંધારણમાં રાજસ્થાનોના સાર્વભૌમ અધિકારો વિષે માઇસુરમાં અંગત રીતે વડીધારાસભાના મહાસભા પક્ષના આગેવાને જે સલાહ આપેલી તેણે મહાસભાના રાજસ્થાનીઓમાં ભારે અસંતોષ જાગૃત કર્યો. મહાસભાએ ૧૯૨૮ ની કલકત્તાની બેઠકમાં રાજસ્થાનો વિષે જે નીતિ સ્વીકારેલી તે નીતિને રાજસ્થાનીઓને આશ્વાસન આપીને ફરીથી જાહેર કરવામાં આવી.

આપણે શરૂઆતમાં સમાજવાદીઓ વિષે વાત કરી. સમાજવાદી પક્ષની સાથે સાથે કિસાન પ્રવૃત્તિ પણ પગભર થવા લાગી હતી. ઉપરાંત કામદાર અને બીજી શાહીવાદ વિરોધી સંસ્થાઓ તથા બળો પણ જાગૃત બનવા લાગ્યાં હતાં તેની પણ આપણે નોંધ લીધેલી. આ સૌ બળો બંધારણીય કાર્યને બિલકુલે મહત્ત્વ ન આપતા મહાસભાને વધારે વિશાળ

અને લોકશાસનના સિદ્ધાન્તો પર મૂકી લોકબળ કેળવનાર સંસ્થા બનાવવા મથી રહ્યા હતા ઉપરાંત મહાસભાએ વડીધારાસભા પછી નવા બંધારણ પ્રમાણે પ્રાન્તિક ધારાસભાઓ કબજે કરવા વિચાર કરેલો તે વિચારમાં નવું બંધારણ તોડવાનો સ્પષ્ટ ઉલ્લેખ હોવા છતા પ્રાન્તોની ધારાસભામા નવા બંધારણ પ્રમાણે બહુમતી મેળવનાર મહાસભાવાદીઓ સત્તા સ્વીકારે તેવો સંભવ લાગતો હતો સીધી લડતને જ કેળવવા માગતા સમાજવાદીઓ, કિસાન કામદાર કાર્યકરો તથા બીજા ઉદ્દામવાદીઓ ધારાસભાના મંચને બહારના લોકોની સીધા સામનની લડતને મજબૂત બનાવવા માટે જ ઉપયોગમા લેવાનું ધારતા હતા અને આમ હોવાથી તેમની યોજનામા હોદ્દાસ્વીકાર આવી જ શકતો નથી બંધારણ તોડવા માગતો વિચાર હોદ્દાસ્વીકારે તે બની જ ન શકે આ બંને બળો મહાસભામા આસ્તે આસ્તે આવતા હતા અને તેઓ મહાસભાની નીતિને અસર પણ પહોંચાડતા હતા મુંબઈની મહાસભા પછી ત્યા મળેલી ટ્રેડ યુનિયન કોન્ગ્રેસે પણ મહાસભાને શાહીવાદ વિરોધી મોરચામા સાથ આપવાનો નિર્ણય કર્યો હતો આસ્તે આસ્તે ગંજકારણમા હોદ્દાસ્વીકાર અસ્વિકારની ચર્ચા ઊભી થઈ મહાસભામા ધારાસભા પ્રવેશની વાત કરનારાઓએ આગામી પ્રાન્તિક ચુંટણીઓમા જોઈતા બળને લક્ષમાં રાખીને આ સંબંધમા કોઈપણ પ્રકારનો નિર્ણય કે વિચાર જાહેર ન કર્યો. જો કે સત્યમૂર્તિ જેવાઓ તો હોદ્દાસ્વીકારની ખુલ્લે ખુ ના તરફેણ કરવા લાગી ગયા હતા

શ્રી કમના નહેરૂની માંદગીને લીધે જેલ મુકત થયેલા પં જવાહરલાલ યુરોપ ગયેલ, તેમણે પણ પોતાના વિચાર હોદ્દાસ્વીકારની વિરુદ્ધ આપેલા દરમિયાન લખનૌની બેઠક નજીક આવતી હતી મેરઠમાં સમાજવાદીઓની પરિષદે પાર્લામેંટરી બોર્ડને વખોડી કાઢી તેની કેટલીક પ્રવૃત્તિઓ સામે વિરોધ દર્શાવ્યો

મહાસભામા સમાજવાદીઓ તથા બીજા ઉદ્દામવાદીઓની લઘુમતી

હતી પરંતુ તે પ્રાણવાન લઘુમતી હતી તેમજ દેશમાં પણ તેઓ રાજ-કારણમાં બળ દઇ રહ્યા હતા. આ કારણે લખનૌના અધિવેશનને પ્રમુખ સ્થાને ઉદ્દામવિચારના પં. જવાહરલાલ નહેરૂની સર્વાનુમતે વરણી થઇ. શ્રી. કમલા નહેરૂના અવસાનમાં દેશે પોતાનો શોક પુરાવ્યો. લાંબી સજાઓની યાતના પછી આવેલા તેમને દેશે ખૂબ જ માન આપ્યું.

મહાસભાની બેઠક મળે તે અગાઉ અલ્હાબાદ તેમજ લખનૌમાં કારોબારીમાં તેમણે હોદ્દાસ્વીકારની સામે ખૂબ જ યુદ્ધ ચલાવ્યું. પ્રાન્તિક ચુંટણીઓ સુધી હોદ્દાસ્વીકારના પ્રશ્નને મુલતવી રાખવાનો આખરે નિર્ણય કરવામાં આવ્યો.

લખનૌની મહાસભા મુંબઇ પછીના નવા બંધારણ નીચે પહેલી જ મહાસભા હતી. **બેઠક ૧૯૩૬ ના એપ્રિલની ૧૨ તારીખે શરૂ થઇ.** આ અધિવેશનના સ્વાગત પ્રમુખ શ્રી. શ્રીપ્રકાશ હતા. તેમણે કરેલું ભાષણ નીચે પ્રમાણે છે.

## લખનૌ સ્વાગતાધ્યક્ષ શ્રી. શ્રી પ્રકાશનું ભાષણ

" મહાન વ્યક્તિઓની મહત્તામાં હવે મને રસ રહ્યો નથી. મારી દૃષ્ટિમાં કારખાનામાં અને ખેતરમાં કામ કરતા, ઝુંપડા અને શેરીમાં રહેતા એક તદ્દન સામાન્ય માણસની, એક અજાની માણસની મહત્તા વધારે છે. આપણા બધાજ પ્રયાસો તેમના કલ્યાણ માટે હોવા જોઇએ. આપણા દેશમાં ઘણા મહાન પુરૂષો થઇ ગયા છે. અત્યારે પણ આપણા દેશમાં ઘણા મહાન પુરૂષો છે. ભૂત અને વર્તમાનમાં ઘણા મહાન પુરૂષો આવ્યા છે અને ગયા છે. તેઓ તેમનું નામ અને કીર્તિ મૂકી ગયા છે. પણ આમજનતા તો નૈતિક અને વાસ્તવિક બાબતમાં હમેશ ઉદાસીન, અજ્ઞાન અને નિરાધીન અવસ્થામાંજ રહેલી છે. આ સ્થિતિ દૂર કરવા આપણે કંઇ કરવુ જોઇએ. સામાન્ય જનતાથી અલગ દેશના આગેવાનોની એક જુદી જમાત છે એવું આપણે માનીએ છીએ. આ આગેવાનોનું કર્તવ્ય દેશાભિમાની બનવાનું,

સ્વાતંત્ર્ય સંપાદન કરવાનું છે, જ્યારે સામાન્ય માણસનું કર્તવ્ય આ ભલા માણસોને, સત્કાર કરવાનું રહે છે. આપણા પોતાના જીવનમાં તેમની જરૂરીઆતોને આપણે પૂરી ન પાડીએ ત્યાં સુધી નેતાઓની બધીય પ્રવૃત્તિ નિરર્થક છે એ નવું સાદું સત્ય આપણાથી સમજાતું નથી. આવા માનસને સુધારવાનો સમય હવે આવી લાગ્યો છે. શિસ્તબદ્ધ જીવનનો સાદો નિયમ આપણે ઘડવો જોઇએ. સામાન્ય માનવપ્રવૃત્તિની મર્યાદાઓ સાથે આપણે સુસંબદ્ધ થવું જોઇએ.

અત્યાર સુધી ઉપયોગ કર્યા વગર પડી રહેલ આપણા માનવસાધનની મહાન શક્તિનો દેશની સેવામાં ઉપયોગ કરી શકીએ તેમ છીએ.

ઘણાઓના માનસમાં તીવ્રપણે રમી રહેલા હોદ્દાસ્વીકાર અને ધારાસભાના પ્રશ્નો મને જરાય મહત્તાના લાગતા નથી. મને ખાત્રી છે કે આજની મહાસભાના આપણે સમાજની પુનર્રચનામાં માનનારા છીએ. આપણે ચાલુ પરિસ્થિતિથી અધીરા બની ગયા છીએ. એક તરફ થોડાના હાથમાં અનર્ગળ દ્રવ્ય હોય અને બીજી તરફ વિશાળ આમજનતા ગરીબાઇથી કચડાતી હોય, એક બાજુ મૂઠીભર માણસોના હાથમાં અમર્યાદ સત્તા હોય અને બીજી બાજુ પર બાકીનાઓ માટે ગુલામી જેવી હાલત હોય—આ વસ્તુ હવે લાંબો વખત સંભવતી ન હોવી જોઇએ. પ્રેમ અને સ્વતંત્રતાવાળા સમાજ માટે કામ અને રોજીની સમાન વહેંચણી હોય એવું આપણે માનનારા હોવા જોઇએ, મહાસભાના ધ્યેય માટે સર્વસ્વનું બલિદાન આપનારાં હજારો સ્ત્રી પુરૂષો આપણને બધાયને કચડી નાંખતી ક્રુર અને બેજવાબદાર એક હથ્થુ સત્તા નભાવી રાખવાને કહેતા નથી બાકીના બિરાદરો કરતાં સારી સ્થિતિ ભોગવનારાઓ, સત્તા અને સ્થિતિ, દ્રવ્ય અને આરામ ભોગવનારાઓએ ભુલવું ન જોઇએ કે યોગ્ય જ્ઞાન અને પુરતા અવકાશથી મળી શકતા પ્રકાશથી વંચિત થઇને જ્યારે હજારો ગરીબાઇમાં સબડતા હોય છે ત્યારે તે બધું ય ભયમાં આવી પડે છે. ચોપાસ પ્રસરી રહેલી ગરીબાઇ અનિવાર્ય રીતે

એ સુખી લોકો પર પણ પ્રત્યાઘાત કરે છે. પડોશીઓ દુ:ખી અને ગંદા હોય છે તો તેમનાં સારી રીતે આચ્છાદિત પ્રાસાદોમાં પણ રોગ અને મૃત્યુ પેસી જાય છે. આપણે સમાજની જે રચના કરવા માંગીએ છીએ તે સંબંધી આપણા ચોક્કસ વિચારો દેશ સમક્ષ રજુ કરવાનો આ યોગ્ય સમય છે,. આમ કરવાથી આપણે હવે શું કરવા માંગીએ છીએ તે વિષે રાખવામાં આવતી બધી ય શંકાઓને આપણે દૂર કરી શકીશું. આપણે હવે આપણું પોતાનું ભાવી બંધારણ ઘડવું જોઇએ રાજ્યનું બંધારણ એ બંધારણથી વધુ અગત્યનું નથી. સમાજનું બંધારણ જ અગત્યનું છે. કારણ કે સમાજના કલ્યાણ માટે જ રાજ્યના અસ્તિત્વનો આધાર છે.

આપણો કાર્યક્રમ બુદ્ધિની દષ્ટિએ ખરો હોય અને તર્કશાસ્ત્રની દષ્ટિએ ચોકકસ હોય છતાં જો તેની કદર કરી તેને અમલમાં મૂકી શકે તેવા માણસો ન હોય તો તેની કશી જ કિંમત નથી. હિંદને આજે સુયોગ્ય શહેરીઓની જરૂર છે. આવા યુવકો પોતે જે ચળવળમાં પડે તેમાં પોતાને ફાળે આવતું કામ ભલે નીચું હોય કે ઉંચુ હોય પણ તે તેઓ કરશે જ; તેમના અભાવે આપણે કશું કરી શકીશું નહિ, પછી ભલેને કાગળ પર લખાયેલા ઠરાવો સંપૂર્ણ હોય અથવા વ્યાસપીઠ પરથી અપાયેલું ભાષણ જોરદાર હોય.

જો આપણે સ્વતંત્ર થવાનો નિશ્ચય કર્યોજ હોય તો આપણી સામે ગોઠવાયેલાં ગુપ્ત બળો વિષેના જ્ઞાનથી વિમુખ રહેવું પાલવે તેમ નથી. આપણી સરકાર એક વ્યવસ્થિત અને સંગઠિત સંસ્થા છે. એ સંસ્થાનો એકે એક ભાગ ભલે દેશને ગમે તે ખૂણે પડેલો હોય છતાં તેને પોતાની ફરજનું પૂરૂં ભાન છે.

આવી સંસ્થાની સામે લડવા માટે તેના જેવી જ વ્યવસ્થા રાખવાની જરૂર છે, આમ કરવામાં નહિ આવે તો આપણા બધા જ યત્નો અફળ જશે.

આપણે હમેશ જાગૃત અને પ્રયત્નશિલ રહેવાની જરૂર છે. દરરોજ કરેલું કામ જ અસરકારક નીવડી શકે.

" આપણે સ્વરાજ હાંસલ કરવાનું છે. સ્વરાજ એ ગુમાવેલી દોલત મેળવવા માટે નથી પરંતુ ગુમાવેલા આપણા આત્માની પરિપ્રાપ્તિ માટે છે. આપણે આપણું જીવન આપણી પોતાની રીતે ઘડવા માગીએ છીએ, માટે આપણને સ્વરાજની જરૂર છે. દુનિયાના વિચારબળ, મનોરથો તથા પ્રયત્નો ઘડવા માટે આપણો હિસ્સો આપવા માટે આપણને સ્વરાજની જરૂર છે.

* * *

પં. જવાહરનું પ્રમુખ તરીકેનું ભાષણ અસાધારણ હતું. અત્યાર સુધી કરવામાં આવતા ભાષણો કરતાં તેમનાં ભાષણનો જુસ્સો અને તેમાં રહેલી વસ્તુ જુદા જ પ્રકારનાં હતાં. સમસ્ત જગતના વિકાસ સાથે સંકળાયેલા હિંદના રાજકારણનો સંબંધ તેમણે તે ભાષણમાં દોરીને મહાસભાની લડતને વિશાળ લડત સાથે જોડી હતી. ઉપરાંત રાજકીય સિદ્ધિ મેળવ્યા પછીની પણ લડતની તેમણે રૂપરેખા દોરી હતી. પં. જવાહરનું ભાષણ આ રહ્યું.

## પ્રમુખ પં. જવાહરલાલ નહેરૂનું ભાષણ

લડતના ભાર અને શ્રમથી મૃત્યુલોકના જીવનની સામાન્ય અવધિ પુરી થાય તે પહેલાં આપણા ઘણાય પ્રિય બિરાદરો અને મિત્રો આપણને થાકેલા મૂકીને ચાલ્યા ગયા છે. આપણા હૃદયને શુન્ય અને મગજને ઉદાસીન બનાવીને તેઓ એક પછી એક ચાલ્યા ગયા છે. કદાચ તેઓ આ ધમાલથી દૂર જઈ શાંતિ મેળવતા હશે. અને તે સારૂં છે કે જે શાંતિ માટે તેઓ યોગ્ય હતા તે તેમને મળી છે.

પણ ભારે બોજો વહેવાને પાછળ રહેલાઓ આપણું શું થવાનું છે? આપણા માટે કે જેલ અને અટકાયતી થાણામાં દિવસો પસાર

કરનારાઓ માટે જરાય શાંતિ નથી. આપણે શાંત રહી શકીએ નહિ કારણ કે તેમ કરવાથી આપણને ત્યજીને જનારાઓ એ સ્વતંત્રતાની જ્યોત જલતી રાખવાનું આપણને સોંપી ગયા છે તેમનો દ્રોહ કરવા બરાબર છે.

હું થાકી ગયોછું અને આપણાં બધાની એક જ માતા–હિંદની ગોદમાં શાંતિ મેળવવા માટે હું કંટાળી ગયેલા બાળકની માફક પાછો આવ્યો છું એ શાંતિ મને મોટા પ્રમાણમા મળી છે.

આપણે એ ખ્યાલ રાખવો જોઇએ કે ભૂતકાળ તેમજ સાંપ્રત કાળમાંથી ભાવીનું સર્જન થાય છે.

આપણી લડત દરમિયાન આપણને ફતેહ મળે છે, કોક કોકવાર નિષ્ફળતા પણ મળે છે, પરંતુ આપણે એ ખ્યાલ રાખાવો જોઇએ કે જો આપણો હેતુ ઉંચો હશે અને લડત લાંબી હશે તો ટુંક મુદતી નિષ્ફળતાની અસર થવી જોઇએ નહિ. તેથી વધારે પ્રયત્ન કરવાની પ્રેરણા મળવી જોઈએ આત્મ નિરીક્ષણ કરવાથી જ સત્ય માર્ગ પર રહી શકાય છે. પુરતા વિચાર વિના સહેલાઇથી આપણામાં વિશ્વાસ આવી જાય તો એ વસ્તુ નિઃસહાય નિરાશા સેવવા જેટલી જ ખરાબ છે.

આપણા ઇતિહાસના આ કટોકટીના પ્રસંગે આપણે આત્મનિરીક્ષણ કરવાની જરૂર છે, અને આપણે બીજા સાથે કેવી રીતે વર્ત્યા છીએ તેમજ બીજાઓએ આપણી સાથે કેવું વર્તન ચલાવ્યું છે તેની નિષ્પક્ષપાત ભરી તપાસ લેવાની જરૂર છે.

૧૬ વર્ષ પહેલાં આપણા નેતાની પ્રેરણાથી આપણે નવું અને લાંબુ પગલું લીધેલું અને ઉપલા વર્ગોમાં ગોકળગાયની ગતિથી ચાલતી, આ સંસ્થાને લોકશાસન પરના સિદ્ધાન્તો પરની એક મજબૂત સંસ્થા બનાવી શક્યા છીએ. તેનાં મૂળ હિંદી જમીન અને જનતામાં નંખાઇ ગયાં છે. લોકોના આ હલ્લાથી ગભરાઇ જઇને અમુક સમય અને વર્ગના પ્રતિનિધિરૂપ થોડા મિત્રો ચાલ્યા ગયા અને સ્વાતંત્ર્ય માટે મથી

ગ્હેલા અને દેશમાં ખળભળાટ મચાવનાર બળો કરતાં તેમણે બ્રિટિશ શાહીવાદને પસંદ કર્યો. ઐતિહાસિક રીતે તેઓ ભૂતકાળમાં ડૂબી ગયા.

આપણે આપણી રાષ્ટ્રીય લડતમાં ડુબેલા હતા અને આપણા નેતા અને રાષ્ટ્રિય ખાસિયત પ્રમાણે આ લડત પોતાના રંગો બદલવા લાગી.

બહારના જગતમાં શું બની રહ્યું હતુ તે આપણે ભાગ્યે જ સમજી શકતા છતાં સ્વાતંત્ર્યની વિશાળ લડતના એક ભાગ તરીકે આપણી લડત લડાઈ રહી હતી, જે બળો આપણને ગતિ આપી રહ્યાં હતાં તેજ બળો દુનિયામાંના લાખો લોકોને હલાવી રહ્યાં હતા. ભૂમધ્ય સમુદ્રથી દૂર પૂર્વના દરિયા સુધી, ઇસ્લામના વાવટા નીચેના પશ્ચિમથી તે બુદ્ધના પૂર્વ સુધીનું એશિયા હાલી ઊઠયું હતું અને યુદ્ધથી તૂટેલું યુરોપ નવી સમતુલા મેળવવા મથી રહ્યું હતું. અને યુરોપ તથા એશિયા એ બન્ને ખંડોમાં આવેલા રશિયાના વિશાળ પટ પર માનવ સ્વાતંત્ર્ય તથા સામાજિક એકતાનો નવોજ ખ્યાલ જૂના દુશ્મનોના વિશાળ બળો સામે ઝઝુમી રહ્યો હતો. દુનિયાભરની સ્વાતંત્ર્યની લડતમાં ઘણી મુશ્કેલીઓ ઊભી થતી, આપણે પણ ખોટે રસ્તે દોરવાઇ જતા અને સામાન્ય ભૂમિકા પણ સમજી શકતી નહિ પરંતુ આ ચિત્ર વિચિત્ર ઘટનાને આપણે સમજવા માંગતા હોઇએ અને આપણી રાષ્ટ્રીય લડતને ઉપયોગી થઇ પડે તેવો બોધપાઠ તેમાંથી લેવા માંગતા હોઇએ તો આપણે આ સમગ્ર ચિત્રને જોઇ સમજી લેવું પડશે. આ આપણે કરી શકીશુ તો બદલાતી પરિસ્થિતિમા આની સાથે સંકળાયેલો એવો એક સળંગ સંબધ આપણે જોઇ શકીશું. આ સળંગ સબધને આપણે સમજીશુ ત્યારે આપણે માટે દુનિયાની પરિસ્થિતિ સમજવી સરળ થઇ પડશે અને પેલા વિશાળ ચિત્રમા આપણા રાષ્ટ્રીય પ્રશ્નો પોતાનુ યોગ્ય સ્થાન લઇ લેશે દુનિયાના પ્રશ્નોથી આપણા પ્રશ્નો છુટા પાડી શકીશુ નહિ. આમ નહિ કરીએ તો વસ્તુઓ ઘડનાર અને બનાવો જન્માવનાર આવા બળો તરફ આપણે બેદરકાર બની જઇશું અને તેમાથી વહેતી જીવંત શકિતથી આપણે દૂર ફેંકાઇ જઇશુ.

યુદ્ધ પછી યુરોપ એશિયામાં ક્રાંતિકારી પરિવર્તનો થયાં, સામાજિક-સ્વતંત્રતાની લડત વધારે ઘેરી બની, આમાં ભરતી ઓટ આવતો. ક્રાંતિનો જુવાળ સમતો અને પરિસ્થિતિ આપ મેળે ગોઠવાતી લાગી. પરંતુ આર્થિક પરિસ્થિતિ આપમેળે ગોઠવાય તેમ નથી. બધે જ ઘર્ષણો શરૂ થયાં. રશિયા સિવાય લગભગ બધે જ નાશનાં તત્ત્વો પોતાનું કામ કરી રહ્યાં હતાં. મૂડીવાદ પોતાની મુશ્કેલીઓને કારણે ફેસિઝમને શરણે ગયો, અને યુરોપે જે સંસ્કારિતા ઘડી હતી તેનો જ ક્રુર રીતે નાશ કરવા લાગી ગયો. સડી જતા મૂડીવાદનાં બે મોઢાં જેવા ફેસિઝમ અને શાહીવાદ દેશ દેશની ખાસિયત તથા આર્થિક અને રાજકીય પ્રમાણે જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરવા છતાં તેઓ પ્રત્યાઘાતના પ્રતિનિધિરૂપ હોઈ એકબીજાને મદદ કરતાં રહ્યાં છે. આમ છતાં પણ તેઓ એકબીજાની સાથે લડી પડવા લાગ્યા.

દુનિયા બે છાવણીઓમાં વહેંચાઇ ગઇ છે, એકમાં શાહીવાદી અને ફેસિસ્ટ દેશો છે જ્યારે બીજીમાં સમાજવાદી તથા રાષ્ટ્રવાદી દેશો છે. હિંદની મુક્તિ મેળવવા માગતાં આપણે જરૂર ફેસિઝમ અને શાહીવાદની સામે લડતાં પ્રગતિનાં બળોના પક્ષમાં છીએ. આપણે દુનિયાના એક જૂનામાં જૂના અને વિશાળ શાહીવાદ સામે પ્રસંગ પડયો છે. આંતર-રાષ્ટ્રીય શાહીવાદના એક ભાગ જેવો તે છે. આ કારણે આપણે સ્વતંત્ર થવા માગીએ છીએ. હિંદી સ્વાતંત્ર્ય કે રાષ્ટ્રવાદને બ્રિટિશ શાહીવાદ સાથે કશો જ સંબંધ ન હોય. આપણે શાહીવાદી પક્ષમાં રહેવાનું પસંદ કરીએ તો ભલેને પછી આ સંબંધને ગમે તેવું રૂપાળુ નામ આપવામાં આવેલું હોય પણ આપણે દબાયેલા રહેવાના, અને દુનિયાના પ્રત્યાઘાતી બળો અને આર્થિક સ્થાપિત હિતો નિચે દબાયેલા રહેવાના.

અપણામાં જેમ જેમ ઉદ્દામ રાષ્ટ્રીય આંદોલન વિકાસ પામતું ચાલ્યું છે તેમ તેમ આપણા શાહીવાદી શાસકોએ આપણામાં ભગાણ પડાવવાના પ્રયત્નો કર્યા છે અને પોતાના ઝંડા નીચે દેશનાં પ્રત્યાઘાતી તત્ત્વોને એકઠાં કરવા માડયાં છે. ગોળમેજીમાંથી આવા પ્રયત્નો ઉઘાડા

પડે છે આ પરિષદોએ શાહીવાદી અને શાહીવાદ વિરોધી બળોની સીમામર્યાદા ચોકકસ કરી આપી છે

હિંદમા બ્રિટિશ શાહીવાદનો સડો ઉઘાડો પડતો જાય છે તેનુ ઘડતર જ એવુ છે કે તે અહીં રહીને આપણા આર્થિક પ્રશ્નોનો નિકાલ લાવી શકે નહિ અને આપણને આપણી ભયકર ગરીબાઇમાથી કાઢવી શકે નહિ ભયકર દમન તથા નાગરિક તરીકેની, અરે ! આપણી વ્યકિત તરીકેની સ્વતંત્રતા પણ છિનવી લઇ તે પોતાનુ અસ્તિત્વ ટકાવી રાખે છે

બ્રિટિશ શાહીવાદમા બ્રિટિશરો કરતા પણ વધારે ઉત્સાહી અને પોતાનાં હિતો મેળવી દેનારા આપણા પોતાના બધવાઓ આ શરતમા આગળ દોડતા હોય છે તેઓ માનસિક સમતુના સાચવી શકતા નથી, મહાસભા તથા તે જે રાષ્ટ્રિય લડતની પ્રતિનિધિ રૂપ છે તેનાથી તેઓ એટલા બધા ગભરાયેલા છે કે તેમની ઇચ્છાઓ તેમના વિચારો બને છે, તેમના વિચારો અનુમાનો બને છે અને તેમના અનુમાનો તેમને માટે હકીકતોનુ રૂપ ધારણ કરે છે

જે સરકારને દમનના ધારાઓ પર આધાર રાખવો પડે તેમ છે, જેને વર્તમાનપત્રો તથા સાહિત્યને દબાવી દેવા પડે છે, જેને સેકડો સંસ્થાઓ પર અકુશ મૂકવો પડે છે, કેસ ચલાવ્યા વિના લોકોને જેલમા પુરવા પડે છે તેને એક ક્ષણ માટે પણ જીવવાનો અધિકાર નથી હું આવી પરિસ્થિતિ સાથે મેળબેસાડી શકુ તેમ નથી મને આ બધુ અસહ્ય લાગે છે

મહાસભામા અમે હિંદની સ્વતત્રતાની લડતમા સૌના સહકારને આવકારીએ છીએ આ સ્વાતત્ર્યને પડખે ઉભા રહેનાર તથા શાહીવાદનો વિરોધ કરનાર સૌને માટે આ દરવાજા ખુલ્લા છે અમારા દરવાજા શાહીવાદના સાથીદારો દમનને ટેકો આપનારાઓ અને નાગરિક સ્વાતત્ર્યના અધિકારને કચડી નાખવામા બ્રિટિશ સરકારને મદદ કરનાર માટે ખુલ્લા નથી

આપણા વહાલા બંધુ શ્રી. સુભાષચંદ્ર બોઝને ચેતવણી આપવામાં આવી છે. હિંદુસ્તાનની સરકાર કેવી રીતે ચાલે છે તેનો આ દાખલો છે. આ દાખલો આપણને વિશાળ પ્રશ્નની વિચારણા તરફ દોરે છે તથા સરકાર રાજકીય આંદોલનને દબાવી દેવા તથા બંગાળ પ્રાન્તને માનસિક રીતે તથા વાસ્તવિક રીતે દબાવી દેવા માટે ત્રાસવાદનો કેવો દુરૂપયોગ કરે છે તે જોવાને મળે છે. બંગાળ કે હિંદના કોઇપણ ભાગમાં ત્રાસવાદ લગભગ અસ્તિત્વમાં નથી. જેવી રીતે લોકશાસનના સિદ્ધાન્તવાળા બંધારણ વિનાના દેશોમાં જેમ બંધારણવાદ રાજકીય નિવીર્યતા દેખાડે છે તે જ રીતે પ્રજામાં ત્રાસવાદ એ રાજકીય અપક્વતા દેખાડે છે. આપણી રાષ્ટ્રિય લડત આ અપક્વ કક્ષામાંથી પસાર થઇ ગઇ છે. અને ભૂતકાળમાં જેઓએ ત્રાસવાદી કૃત્યો કર્યાં હતાં તેઓએ પણ આ કરૂણ અને નકામી ફિલસુફી છોડી દીધી છે. શાંતિપૂર્વકના અને અસરકારક પગલાં પર ભાર મૂકીને મહાસભાએ દેશના જુવાનોને પોતાના પક્ષમાં ખેંચ્યા છે અને હિંસા વધે છે એવી નીતિ સરકારે અખત્યાર ન કરી હોત તો આજે આ ત્રાસવાદ ક્યારનો વિલીન થઇ ગયો હોત.

દરેક મોટી લડતમાં ચઢતી પડતી આવે છે અને તેમાં કામચલાઉ નિષ્ફળતા પણ હોય છે. ભૂતકાળની સીધા સામનાની આપણી સૌ લડતો પ્રજાના સમુદાયના બળ પર તેમાંથી ખાસ કરીને ખેડુતોના બળ પર લડાયેલી, પરંતુ આની પાછળની સરદારી મધ્યમવર્ગની હતી. ત્યારના સંજોગોમાં આ પરિસ્થિતિ અનિવાર્ય હતી. સૌ સમુદાયોમાં મધ્યમવર્ગ સમુદાય બહુ અસ્પષ્ટ છે. આ વર્ગની છેક ટોચે બેઠેલા કેટલાકો બ્રિટિશ શાહીવાદ સાથે બંધાયેલા છે જ્યારે તેના છેક તળિયે બેઠેલા આર્થિક પરિસ્થિતિથી દબાઇ ગયેલા મિલ્કત વિનાના લોકો છે. આ સમુદાયમાંથી ઉદ્દામવાદી રાજકીય કાર્યકર્તાઓ તથા ક્રાંતિવાદીઓ આવે છે. આ બેની વચ્ચે એવા સમુદાયો છે જેઓ પ્રગતિવાદી તત્ત્વો સાથે સંબંધમાં આવે છે છતાં તેમનો ઉપલા સમુદાય સાથે સંબંધ હોવાથી તેઓ તેમાં ભળી જવાનાં સ્વપ્નાં સેવે છે. આ કારણે મધ્યમવર્ગની

નેતાગીરી દીર્ઘસૂત્રી પરિસ્થિતિ ઊભી કરે છે એકજ વખતે તે બે બાજુએ જોવા પ્રયત્ન કરે છે કટોકટિ તથા યુદ્ધના સમયે જ્યારે ધ્યેય અને કાર્યની એકતાની જરૂર છે ત્યારે આ બે મોઢાની નેતાગીરી ધ્યેયને નુકસાન પહોંચાડે છે અને આગળ વધવાની જરૂર હોય છે ત્યારે પ્રગતિની લગામ ખેંચી પકડે છે મિલ્કત અને દુન્યવી વસ્તુથી સધાયેલી આ વર્ગની નેતાગીરી વસ્તુઓ ગુમાવવાની વાતથી ડરે છે આ સત્ય ગઇ લડતમા પુરવાર થયુ છે પૈસા અને મિલ્કત પર ફરોડો પાડી જપ્તીની નીતિ અખત્યાર કરવામા આવી ત્યારે આ મિલ્કતવાળા વર્ગોને ભારે પડી ગયુ અને લડત થભાવી દેવા તેમણે પોતાના તરફથી દબાણ આપ્યુ

મધ્યમવર્ગની નેતાગીરી અનિવાર્ય છે પરતુ તેમણે આમવર્ગ તરફ વધુને વધુ દૃષ્ટિ કરવી જોઇએ અને એ વર્ગમાથી જોમ અને પ્રેરણા મેળવવા જોઇએ આજની આપણી કેટલીક નબળાઇઓ મધ્યમવર્ગના તત્ત્વોના ચોક્કસ અધપતનના અને આમવર્ગ સાથે સસર્ગમા નહિ રહેવાના પરિણામરૂપ છે

આમવર્ગ પર અસર કરતા આર્થિક પ્રશ્નો અને વધતી જતી આમ વર્ગની જાગૃતિને મહાસભામાં પુરતા પ્રમાણમા સ્થાન મળ્યુ નથી આ વર્ગથી અલગ પડી જવામા મહાસભાના બધારણની ચોક્કસ સકુચિતતા છે પરિવર્તન પામતી પરિસ્થિતિ સાથે આપણુ બધારણ બધ બેસતુ ન થયુ ચાલુ બધારણ સસ્થાના સભાસદારીપણા પર વધુ ભાર મૂકે છે અને ગ્રામજનતાના પ્રતિનિધિત્વ પર ભાર મૂકવા છતા આમવર્ગ સાથેના અસરકારક સબધ માટે કઇજ વ્યવસ્થા કરતુ નથી

આપણો પ્રશ્ન સ્વાતત્ર્ય માટેની લડતમા શાહીવાદ વિરોધી બળોને એક કરવાનો તથા સ્વાતત્ર્યતાની હીમાયત કરતા મધ્યવર્ગ સાથે આમવર્ગનો સબધ બાધવામા રહેલો છે પ્રજાકીય એક હરોળમા શાહીવાદ સામે ઊભી ન શકે તેવો વિરોધ હોય અને એ મહેતુ બળ કિસાનો અને કામદારોના સક્રિય હિસ્સામાથી જ મળી શકે

આપણા રાષ્ટ્રીય અને જગતના પ્રશ્નો વચ્ચે બહુ જ ગાઢ સંબંધ છે કારણ કે આપણો રાષ્ટ્રીય પ્રશ્ન મૂડીવાદી શાહીવાદના જગતના પ્રશ્નનો એક ભાગ છે. એક પ્રશ્નને બીજાથી અલગ રીતે અને પરસ્પરના સંબંધને સમજ્યા વગર જોવાથી આપણે ભૂલભર્યાં દૃષ્ટિબિંદુઓના અભિપ્રાયો બાંધતા થઇશું.

મારી તો ખાત્રી થઇ ચૂકી છે કે જગત અને હિંદની સમસ્યાઓનો એક જ ઉપાય સમાજવાદ છે. સમાજવાદ એ માત્ર આર્થિક સિધ્ધાંત જ નથી પરંતુ તે જીવનની ફિલસુફી પણ છે. આ દેશનો ભૂખમરો, તેની વિશાળ બેકારી અને હિંદી પ્રજાની અધોગતિ તથા ગુલામીના ઉપાય સમાજવાદ વિના બીજી કોઇ રીતે મને દેખાતો નથી. આપણા વર્તમાન રાજકીય અને સામાજિક બંધારણમાં વિશાળ અને ક્રાંતિકારી ફેરફારો કરવા પડશે, જમીન અને ઉદ્યોગમાં જે સ્થાપિત હિતો છે તેનો અંત આણવો પડશે તેમજ સરંજામી તથા આપખુદ દેશી રાજ્યોને દૂર કરવા પડશે. અમુક સંકુચિત અર્થને બાદ કરતાં ખાનગી મિલકતનો અંત આણવો પડશે અને આપણી ભાવનાઓ, આદતો અને ઇચ્છાઓમાં ફેરફાર આણવો પડશે. અત્યારની મૂડીવાદી વ્યવસ્થા કરતાં તદ્દન જુદા પ્રકારની સંસ્કૃતિ સ્થાપવી પડશે. આ નવી વ્યવસ્થાની થોડીક ઝાંખી સોવિયેટ રશિયામાંથી મળી શકશે.

આ નવીન વ્યવસ્થાનાં પગરણ હિંદમાં કયારે થશે તે હું જાણતો નથી. હું ધારૂં છું કે દરેક દેશ એ સંસ્કૃતિને પોતાની રાષ્ટ્રીય વિશેષતાને અનુરૂપ સ્વરૂપે પોતાને ત્યાં ઉતારશે. પરંતુ એ વ્યવસ્થાનાં પ્રાણભૂત તત્ત્વો એક હોવાના. આ તત્ત્વોના પાયા ઉપર રચાયેલા જગતમાં આજની અરાજકતાનો નાશ હશે.

સમાજવાદ મારે મનથી પસંદ કરેલી એક આર્થિક પ્રવૃત્તિ જ નથી, પરંતુ એ એક એવા પ્રાણપૂર્ણ શ્રદ્ધાનો વિષય છે કે જેને હું મારા હૃદય અને બુદ્ધિથી સંપૂર્ણપણે નમન કરી રહ્યો છું. હિંદની સ્વતંત્રતા માટે

હું કાર્ય કરી રહ્યો છું તેનું કારણ એ છે કે મારી અંદર રહેલો રાષ્ટ્રવાદ પરદેશી સર્વોપરિતાને સહન કરી શકતો નથી. એને માટે હું પ્રયત્નો કરી રહ્યો છું તેનું વધારે મજબૂત કારણ એ છે કે જે સમાજિક અને આર્થિક પરિવર્તન હું માગી રહ્યો છું તેને માટેનું એ એક અનિવાર્ય પગલું છે. મહાસભા એક સમાજવાદી સંસ્થા બની જાય એમ હું ઇચ્છી રહ્યો છું પરંતુ હું જાણું છું કે મહાસભા આજે જે રીતે રચાયેલી છે તે જોતાં મહામભાવાદીઓમાંથી બહુ ઓછા જ એટલે સુધી જવા તૈયાર છે. આપણે તો એક રાષ્ટ્રવાદી સંસ્થા છીએ અને રાષ્ટ્રવાદની દૃષ્ટિએ જ આપણે વિચાર અને કાર્ય કરી રહ્યા છીએ. જે લોકો સમાજવાદમાં ન માનતા હોય, છતાંય સ્વતંત્રતા માટે લડવા માગતા હોય તે બધાની સાથે મારાં ઉત્સાહ અને શક્તિથી સહકાર આપવાને હું તૈયાર છુ. સામાજિક બાબતોમાં આપણા વિચારો ગમે તેટલા જુદા હોય પરતુ સ્વતંત્રતામાં આપણે માનતા જ હોઇએ તો હાથમાં હાથ મિલાવીને કામ કરવાનું આપણે માટે શકય હોવું જોઇએ.

દેશના ઉદ્યોગવાદના ઝડપી વિકાસમાં હું માનું છું. આમ થશે તોજ લોકોના જીવનનું ધોરણ સુધરશે અને ભૂખમરાની સામે લડત આપી શકાશે. મેં ભૂતકાળમાં ખાદીના કાર્યને સહકાર આપ્યો છે. ખાદી અને ગ્રામઉદ્યોગનું દેશની અત્યારની આર્થિક વ્યવસ્થામાં જરૂર સ્થાન છે. પરંતુ આને હું સંક્રાંતિ કાળના ક્ષણિક ઉપાયો તરીકે ગણું છુ. આપણી ઉંડી સમસ્યાઓના કાયમી ઉપાય તરીકે તેને હું જરાય લેખતો નથી. એવી જ રીતે અસ્પૃશ્યતાના પ્રશ્નનો સ્પર્શ જુદી રીતે કરી શકાય સમાજવાદ નીચે આવી જાતના વર્ગીકરણ કે ગુલામગીરીને જરાય અવકાશ ન જ હોય.

બ્રિટિશ પાર્લામેટે પસાર કરેલો હિંદી કાયદો શ્વેતપત્રની ભલામણો કરતાં પણ વધારે પ્રત્યાઘાતી છે. અને આ દેશના અત્યંત ગભરૂ અને વિનીત મુત્સદ્દીઓ પણ તેને એક જ અવાજે વખોડી કાઢે છે.

ગુલામીનું ખત એ ગુલામને માટેનો કાયદો નથી. થોડા વખતને માટે લાચારીપૂર્વક આપણે તેની સામે નમતું આપીએ અને ઓર્ડીનન્સો અને દમનને આપણે બરદાસ્ત કરીએ પરંતુ એ નમનની અંદર એ બધાંની સામે બળવો જગાડી તેને ખતમ કરવાનાં અધિકાર તથા ઇચ્છા સમાયેલાં છે. આ બંધારણનો સામનો આપણે આપણા દેશબાંધવોએ ઉપજાવેલી તાકાત અને સત્તા વડે જ કરી શકીએ. આ કાયદા સામેની આપણી વલણ તેના એક ધારા વિરોધ અને નાશમાં રહેલી છે.

યુરોપથી પાછા ફર્યા પછી કારોબારીના સાથીદારો સાથે આ વિષયની નિખાલસ અને સંપૂર્ણ ચર્ચા કરવાનો મને અવસર મળ્યો છે. અમે બધા સમ્મત છીએ કે આ કાયદાનો ઇન્કાર કરવો જોઇએ અને તેની સામે લડત આપવી જોઇએ. પરંતુ આ કેવી રીતે કરવું તે વિષે અમે એકમત થઇ શકયા નથી. કાર્યવાહક સમિતિના મારા જૂના સહકાર્યકર્તાઓને ન્યાય આપવાના ખાતર મારે સ્પષ્ટપણે કહેવું જોઇએ કે એમનો મોટો ભાગ જે વિચારો હું રજુ કરવાનો છું તેની સાથે મળતો થતો નથી. અમે સહમત હોઇએ કે ન હોઇએ પરંતુ અમારી ઇચ્છા પરસ્પર સહકારથી કામ કરવાની છે.

અત્યારના સંજોગોમાં પ્રાંતિક ધારાસભાની ચુંટણીઓમાં ઉભા રહ્યા સિવાય છૂટકો નથી. આપણે લોક-પ્રતિનિધિ સભાની માગણી આગળ ધરીને એક નિર્ણિત અને સવિસ્તર આર્થિક અને રાજકીય કાર્યક્રમના પાયા પર એ ચુંટણીઓમાં હરીફાઇ કરવાની રહેશે. આપણી રાજકીય અને કોમી સમસ્યાઓનો ઉકેલ સાર્વત્રિક મતાધિકારના પાયા પર રચાયેલી લોકપ્રતિનિધિ સભા મારફત જ આવી શકશે. પરંતુ એ લોકપ્રતિનિધિ સભા હસ્તીમાં ત્યારે જ આવી શકે જ્યારે દેશમાં અર્ધ-ક્રાંતિકારી પરિસ્થિતિ ઊભી થઇ હોય, અને કાગળ પર ચિતરાયેલાં બંધારણોને એક બાજુ પર મૂકી સત્તાની સમતુલા એવી રીતે ગોઠવાઇ હોય કે જેમાં હિંદના લોકો માટે પોતાની ઇચ્છાઓ સામે નમન મેળવવાનું

શક્ય બન્યું હોય લોકપ્રતિનિધિ સભામાંથી સારું જ પરિણામ આવશે તેવી આશા રાખીને અગાઉથી કંઇપણ તયારી કર્યા વિના એવી લોકપ્રતિનિધિ સભા આપણે ભરીએ એનો કંઇજ અર્થ નથી

મહાસભાનો સંદેશો મત ધરાવતા લાખો અને મત વિનાના કરોડો માનવીઓને પહોંચાડી શકાય તે હેતુ માટે ધારાસભા માટેની ચુંટણીઓમાં ઉતરવાનું છે આપણો અવાજ અને સંદેશો માત્ર મતદારો માટેજ નથી કારણ કે આપણે એ યાદ રાખવું જોઇએ કે કરોડો માણસો હજુ મતથી વંચિત છે અને તે લોકોને આપણી મદદની સૌથી વધારે જરૂર છે કારણ કે સામાજિક નિસરણીના સૌથી છેવટના પગથિયા પર તેઓ બેઠેલા છે, અને સૌથી વધારે શોષિત છે

જો બંધારણ સામે આપણો વિરોધ ઊભો હોય અને એ આખીય યોજનાનો આપણે અસ્વીકાર કરતા હોઇએ તો તર્કસિદ્ધ રીતે એ ફલિત થતું નથી કે તે ચલાવવાની સાથે આપણને કંઇ લેવા દેવા નથી આપણું ચાલે તો તેને ચાલતું અટકાવવા માટે આપણે પ્રયત્નો કરીએ હોદ્દાઓ કે પ્રધાનપદાનો સ્વીકાર કરવો એ તો બંધારણના આપણા ઇન્કારનો ઇન્કાર કરવા બરાબર છે રાષ્ટ્રીય ગૌરવ તથા સ્થિતિ માગે છે કે આપણે આ ન કરીએ, કારણ કે એમ કરશું તો તેનો અર્થ અનિવાર્ય રીતે એ થાય છે કે શાહીવાદી તંત્રની દમનનીતિમાં આપણે થોડો ઘણો સહકાર આપીએ છીએ એ દમનના અને આપણા બંધુઓના શોષણમાં આપણે ભાગીદાર બનીએ છીએ સત્તા વિનાની જવાબદારી જોખમકારક છે આ વસ્તુ સંપૂર્ણ લોકશાસનવાળા તંત્રમાં પણ સાચી છે તો પછી સલામતીઓ અનામતીઓ અને સરકારી સૂત્રધારોના હાથમાં નિશ્ચિતપણે રહેનાં નાણાંવાળા આ તંત્રની તો વાત જ શી કરવી ? એમાં તો આપણા વિરોધીઓએ ઘડેલા કાયદા પ્રમાણે ચાલવાનું હોય સામાન્ય બુદ્ધિ પણ આપણને કહે છે કે પ્રધાનપદાના સ્વીકારમાં મેળવવા કરતાં ગુમાવવાનું ઘણું છે જે મહાન આદર્શો માટે આપણે ખડા છીએ તે

ઝાંખા પડશે અને ક્ષુદ્ર બાબતોમાં આપણું ધ્યાન પરોવાઇ જશે. અને તોડજોડ અને કોમી ગુંચવણોમાં આપણે અટવાઇ મરવાના. સારાય દેશની શ્રદ્ધા આપણામાંથી ઊઠી જવાની.

હોદ્દા સ્વીકારની બાબતમાં પ્રાન્તોને નિર્ણય કરવાની છૂટ આપવાની સુચના કરવામાં આવી છે. આપણા શાહીવાદી રાજકર્તાઓના હાથમાં રમી જવાય તેવી અત્યંત હાનીકારક અને આશ્ચર્યજનક આ સુચના છે. આજ સુધી આપણે સમસ્ત હિંદની એકતા માટે મથ્યા છીએ તો પછી હવે એ એકતાના માર્ગમાં વિક્ષેપકારી એવી વ્યવસ્થા આપણે કેમ જ મંજુર કરીએ ? ધારાસભાની અંદરનું કાર્ય ગૌણ હોય છતાં આપણે જેમ તેમ તો ન જ ચલાવી લઇએ. મહાસભાએ પોતાની કારોબારી દ્વારા દેશ સમક્ષ રજુ થનાર કાર્યક્રમ અને તેના પાયા પર થનાર ચુંટણી પર સીધી દેખરેખ રાખવી જોઇએ. ઉપરાંત તે ધારાસભાના કાર્ય પર પણ નજર રાખે.

અપવિત્ર બંધારણનો સમવાયી ભાગ અસ્તિત્વમાં આવવાની ધારણા બહુજ ઓછા રાખે છે. આપણી તાકાતનો બધો જ ઉપયોગ કરીને આપણે તેની સામે લડીશું, પ્રાન્તિક ધારાસભાઓમાં કટોકટી ઊભી કરીને કાયદાનો અમલ મુશ્કેલ બનાવવામાં આપણો મુખ્ય ઉદ્દેશ તો એજ છે કે આપણે એ સમવાયી તંત્રને ખતમ કરીએ અને એ સમવાયી તંત્ર અવસાન પામે એટલે એ કાયદાનો પ્રાન્તિક ભાગ છે તે પણ સાથે જ જવાનો અને હિંદના લોકોને ઇચ્છામાં આવે તે લખવા માટે સ્લેટ સાફ થઇ જવાની. એ લખાણ તો જે હોય તે, પરંતુ તેમાં દેશી રાજ્યોને આપખુદ અને સરંજામી પદ્ધતિએ રાજતંત્ર ચલાવ્યે રાખવાની છુટ તો તેમાં નહિ જ હોય. દેશી રાજાઓ તથા તેમના પ્રધાનો વધુ ને વધુ પ્રમાણમાં ફેસિસ્ટ વાણી ઉચ્ચારતા થયા છે અને છેલ્લાં થોડાં વર્ષો દરમિયાનની તેમની કારકીર્દી પ્રજાકીય હકોની માગણી સાથેના ઉગ્ર આક્રમણ અને વિરોધની રહી છે. કોમી ચુકાદો હિંદને અસંખ્ય જુદા જુદા ભાગમાં ખાસ કરીને ધાર્મિક ધોરણે વિભક્ત કરે છે અને લોકશાસનવાદના વિકાસને અને

આર્થિક નિતિને વધારે મુશ્કેલ બનાવી દે છે લોકશાસનવાદ અને કોમી મુકાદો એક સાથે રહી શકે નહિ કોમી પ્રશ્ન પર હું ઉશ્કેરાઈ જઉં તેમ નથી ગમે તેમ હોય, એ ગૌણ પ્રશ્ન છે વસ્તુઓની મહાન યોજનામા તેની વાસ્તવિક અગત્ય નથી

આમવર્ગ સાથેનો આપણો સબધ વધારવાનો એક માર્ગ તેમને ઉત્પાદક વર્ગ લેખી સગઠન કરવાનો અને એવી રીતે ઉભા થયેલા મડળોને મહાસભામા જોડી દેવાનો અથવા તો બન્ને વચ્ચે સપૂર્ણ સહકાર સાધવાનો છે ઉત્પાદક વર્ગના મગઠિત મડળો ( દાખના તરીકે ટ્રેડ યુનિયનો, કિમાન સઘો ) આજે જે અસ્તિત્વ ભોગવે છે તે બધાને પણ આમ વર્ગના હિત માટે અને આઝાદીની લડત માટે અરસપરસના સહકારના આવા કાર્યમા જોડી શકાય આમ મહાસભા પોતાનુ વ્યક્તિત્વ જાળવી શકે અને આમવર્ગના બીજા તત્ત્વો પર પોતાની લાગવગ પણ પહોચાડી શકે આ તત્ત્વોની પણ તેને અસર પહોચે

જાત મહેનતની કલમ નિષ્ફળ ગઇ હોય તો તેને મધારણમાથી દૂર કરવી જોઇએ

મહાસભા મુખ્યત્વે રાજકીય સસ્થા છે અને તેની માથે બીજા ઘણા તાનાના મડળો છે મહાસભાએ કિમાન અને કામદાર મઘોની સ્થાપનાને ઉત્તેજન આપીને હસ્તીમાં હોય તેવા સાથે સહકાર કરવો જોઇએ

સજોગોના કોઇ વિચિત્ર મિશ્રણને લીધે છેરના કેટલાય વર્ગો થયા હિદ પાછળ રહી જવા પામ્યુ છે અને તેણે ધારણ કરેના વસ્ત્રો તેને બધ બેસતા નથી મહાન ક્રાતિ પહેલા ફ્રાન્સમા જેવી સ્થિતિ હતી તેવી અહીં છે પરતુ તે લાબા સમય સુધી નહિ ચાલે આપણે આતરરાષ્ટ્રિય મૂડીવાદના અશ જેવા બની ગયા છીએ તેથી આ સડી જતી પદ્ધતિને જે યાતનાઓ અને કટોકટિ ભર્યા સંજોગો પીડી રહ્યા છે તેની અસર આપણને પણ થઇ રહી છે જગતના બળોની આવી અથડામણો અને તાત્વિક દબાણોને લીધે હિદમાં કેવુ પરિણામ આવશે એ કોઇ કહી શકે તેમ નથી પણ તે છતા આપણે વિશ્વાસપૂર્વક કહી શકીએ તેમ છીએ

કે આજની ચાલુ વ્યવસ્થાએ આપણને આવતી કાલનો ખ્યાલ આપ્યો છે. ભાવીને જેવા રૂપમાં ઘડવું હોય તેવી રીતે ઘડવા તત્પર થવાનું કાર્ય આપણું છે.

આજે જગત યુદ્ધની ખૂનો અને અફવાઓથી ભરેલું છે. યુદ્ધમાં જોડાવું કે નહિ તે કહેવાનો આપણને હક્ક હોવો જોઇએ અને તેવી જાતની આપણી રજા લેવામાં ન આવી હોય તો તેમાં આપણો સહકાર ન હોઈ શકે. જ્યારે તે માટેનો સમય આવશે ત્યારે આ બાબતમાં આપણને થોડું જ બોલવાનું હશે, માટે જ કોઇપણ શાહીવાદી યુદ્ધમાં હિંદને ઉતારવામાં આવે તે સામેનો પોતાનો વિરોધ મહાસભાએ અત્યારે સ્પષ્ટ રીતે જાહેર કરી દેવો જોઇએ. હિંદી પ્રજાનાં જાનનો તથા નાણાંનો તેમાં ભોગ અપાતો અટકાવવો જોઇએ.

આપણું ધ્યેય કદાચ હજુય બહુ દૂર હોય અને આપણે તે માટે મુશીબતોમાંથી પરિશ્રમભર્યો માર્ગ કાઢવાનો હોય છતાં ય ફાંસીની નિર્દયતા, અસંખ્ય યાતનાઓ અને શોકનો સાગર ઓળંગી જીવંત રહેલી આપણી અમરઆશાને કોણ ઉચ્છેદી શકે તેમ છે? આટઆટલા હલ્લાઓ પછી પણ ફરીથી વારંવાર જાગૃત થતા હિંદના એ જુસ્સાને કચડી નાંખવાની હવે કોણ હિંમત કરી શકે તેમ છે?"

* * *

મુંબઇની મહાસભાએ બંધારણમાં જે સુધારા કર્યા હતા તેમાં વ્યવહારમાં જે અગવડ ભર્યા લાગેલા તે સુધારાઓ લખનૌમાં દૂર કરવામાં આવ્યા. કિસાન અને કામદાર આંદોલને જે પ્રગતિ સાધી હતી તેને લક્ષમાં લઇને તથા મહાસભાને વધારે વિશાળ અને આમવર્ગની સંસ્થા બનાવવા માટે આમસંપર્ક તથા કિસાન સમિતિઓની લખનૌમાં નિમણૂક કરવામાં આવી હતી. આ ઉપરાંત તેણે બંધારણીય યોજનાનો વિરોધ કરી લોકપ્રતિનિધિ સભાની માંગણી કરતા ઠરાવો પસાર કર્યા હતા. આ સૌ ઠરાવો નીચે મુજબ છે.

# ઠરાવો

## ૪૬ મી લખનૌ મહાસભાના ઠરાવો

૧. બ્રિટિશ શાહીવાદે જેલમા, અટકાયતમા અને દેશ નિકાલ રાખેલા તથા હિંદી સ્વાધિનતાને કારણે બહાદુરીપૂર્વક શાંતિથી સહન કરી રહેલા હજારો હિંદીઓને મહાસભા પોતાના અભિનંદન પાઠવે છે ખાસ કરીને કારોબારીના એક સભ્ય ખાન અબ્દુલ ગફારખાનને હાર્દિક અભિનંદન આપે છે અને સરહદ પ્રાન્ત, મીદનાપુર જિલ્લો અને બંગાળના બીજા ભાગના લોકોને જેઓને લશ્કરી કાયદા જેવા રાજ્યની અંદર ભયંકર દમન બરદાસ્ત કરવુ પડ્યુ છે તેમના તરફ પોતાની સહાનુભૂતિ દર્શાવે છે

૨ મહાસભાની આ બેઠકમા હાજર રહેવા માટે હિંદુસ્તાનમા પાછા ફરતા શ્રી સુભાષચંદ્ર બોઝની ૧૮૧૮ ના ૩ જા રેગ્યુલેશન નીચેની ધરપકડ તરફ મહાસભા પોતાનો ક્રોધ વ્યક્ત કરે છે બ્રિટિશ શાહીવાદ હિંદના તદ્દન સાધારણ રાજકીય અને અંગત જીવનને અટકાવી દેવા માટે દમનનું આખુય યંત્ર વાપર્યા કરે છે તેની આ એક વધારે અને અગત્યની સાબિતી છે એમ મહાસભા માને છે. શ્રી સુભાષચંદ્ર બોઝને મહાસભા પોતાના અભિનંદન અને સહાનુભૂતિ મોકલે છે.

૩. બ્રિટિશ શાહીવાદ રાષ્ટ્રીય, કામદાર અને કિસાન પ્રવૃત્તિઓને દાબી દેવાના હેતુથી નાગરિક અને ઘણા કિસ્સાઓમા અંગત સ્વાતંત્ર્યનુ વિસ્તૃત અને ઘેરૂ દમન કરે છે તે તરફ મહાસભા જાહેરનુ ધ્યાન ખેંચે છે. ખાસ કરીને મહાસભાની અને બીજી રાષ્ટ્રીય સેંકડો સંસ્થાઓ અને મજુર તથા કિસાનસંઘો અને રાજકીય અને બીજા સમૂહો પરના પ્રતિબંધ તરફ, બીજાં ઘણા આશ્રમો અને શિક્ષણ સંસ્થાઓને જપ્ત કરી સરકારે રાખેલા કબજા તરફ, વડીધારાસભાએ બબ્બે વાર ફેંકી દેવા છતા દમનના ધારાને સર્ટીફાઇ કરી અમલમા રાખવા તરફ તથા તેવા બીજા પ્રાન્તિક કાયદાઓ તરફ, ૩૪૮ વર્તમાનપત્રો પર પ્રતિબંધ મુકતા અને સેન્સરશીપ લગાવતા તથા જામીનગીરીની મોટી રકમોને જપ્ત કરતા અસંખ્ય પ્રેસ કાયદાઓ તરફ, આરોપ કે તપાસ વિના અચોક્કસ મુદત માટે મોટી સંખ્યામા લોકોને અટકાયતમા રાખવા તરફ તથા સરહદના લોકો જે જાતની વધારાની મુશ્કેલીઓ બરદાસ્ત કરી રહ્યા છે તે તરફ બંગાળના ભાગોમા લોકોની અંગત સ્વતંત્રતા પર જે ઘણા આક્રમણો કરવામા આવેલા છે તે તરફ; લોકોને

તેમના સાધારણ કામધંધા અને માનવતાભર્યાં અને રાહતના કાર્યમાં વિઘ્ન નાંખતા હદપારીના કે અટકાયતના અને બીજી રીતે દેશમાં સ્વતંત્ર હિલચાલ પર અંકુશ મૂકતા પ્રતિબંધો તરફ; રાજદ્વારી કાર્યકરો પર ગુનેગાર જાતિઓના અને પરદેશીઓના કાયદાઓ લગાડવા તરફ; વિચાર વિનાની અને વિસ્તૃત રીતે થતી ઘરની ઝડતીઓ તરફ; પરદેશ જતાં હિંદીઓના માર્ગમાં મૂકવામાં આવતાં વિઘ્નો તરફ; પોતાના જ લોકો અને માતૃભૂમિથી દૂર દેશનિકાલમાં રહેવું પડે તે રીતે પરદેશ વસતા હિંદીઓને આ દેશમાં આવતા અટકાવવામાં આવે છે તે તરફ તે ધ્યાન ખેંચે છે. મહાસભા નોંધ કરે છે કે ૧૮૫૭ના બળવા પછી હિંદુસ્તાનમાં અત્યારે લોકોની નાગરિક અને અંગત સ્વતંત્રતા પર જે દમન ચલાવવામાં આવે છે અને જે દમન હિંદમાંનાં બ્રિટિશ શાહીવાદનું તદ્દન સાધારણ લક્ષણ થઇ ગયું છે તે કયારે પણ હસ્તીમાં ન હતું. દમનના આ અસાધારણ પ્રયત્નો હિંદની સ્વાધીનતાની લડતનાં શક્તિ અને સફળતાનાં માપ બરાબર છે. એનો અંગિકાર કરતાં મહાસભા જણાવવા માગે છે કે બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓએ અનેકવાર નિવેદનો દ્વારા હિંદી બંધારણીય પ્રગતિ વિષે જે રજુઆત કરી હતી તેમ છતાં બંધારણીય કાયદાની ભૂમિકા આવા જ પ્રકારની છે.

વધુમાં મહાસભા સખેદ જણાવે છે કે હિંદી રાજસ્થાનોમાં પણ આવા પ્રકારનું નાગરિક અને અંગત સ્વાતંત્ર્ય પર દમન• ચાલી રહ્યું છે અને ઘણામાં તો આ બાબતની સ્થિતિ બાકીના હિંદ કરતા પણ વધારે ખરાબ છે અને દરેક પ્રકારની સ્વતંત્રતા લગભગ હસ્તી જ ધરાવતી નથી; કેટલાંક રાજ્યોમાં તો મહાસભા પર પણ પ્રતિબધ મૂકવામાં આવ્યો છે અને સંસ્થાના સાધારણ શાંત કામ પર અંકુશ મૂકવામાં આવ્યો છે અને રાષ્ટ્રીય ઝંડાને અપમાન પહોંચાડવામાં આવ્યું છે. મહાસભાને લાગે છે કે રાજસ્થાનો પાછળનું અસરકારક બળ બ્રિટિશ શાહીવાદનું છે અને ઘણાં રાજ્યો તો બ્રિટિશ અમલદારોના સીધા નિયમન નીચે છે. આવી શોકજનક પરિસ્થિતિની જવાબદારીમાં રાજાઓ અને બ્રિટિશ સરકારનો હિસ્સો હોવા છતાં મહાસભા જાહેર કરે છે તે રાજસ્થાનો અને બાકીના હિંદની અંગત, નાગરિક કે લોકશાસનની સ્વંત્રતા વચ્ચેનો કોઇ પણ ભેદ સ્વીકારતી નથી.

રાષ્ટ્રીય વિકાસ અને પ્રવૃત્તિને સ્થંભિત કરી દેવાના પ્રયત્ન છતાં હિંમત અને શૌર્યથી પરિસ્થિતિનો સામનો કરવાનો હિંદી પ્રજાનો નિશ્ચય મહાસભા જાહેર કરે છે અને જણાવે છે તે સ્વતંત્રતા મળે ત્યાં સુધી સ્વાધીનતાની લડત ચલાવ્યે રાખશે.

૪ પરદેશ વસતા હિંદીઓ તથા આંતરરાષ્ટ્રીય, રાષ્ટ્રીય, મજુર અને બીજી પરદેશની સંસ્થાઓ સાથે સહકાર શક્ય હોય અને હિંદી રાષ્ટ્રીય સ્વાધીનતાના કાર્યમાં મદદ રૂપ થઇ પડે તેમ હોય તેવી રીતે સંપર્ક સાધવા તથા નભાવવા માટે સામાન્ય મંત્રીની દેખરેખ નીચે મહાસમિતિનું પરદેશ ખાતું ખોલવા તથા તેને માટે જરૂરી કાર્યકરો નભાવવા માટે મહાસભા કારોબારી સમિતિને સૂચના કરી સત્તા આપે છે.

૫ યુદ્ધ અને ફેસિઝમ સામેની લડતની વિશ્વસમિતિના માનદ પ્રમુખ મો રોમાં રોલાના, આવતા સપ્ટેમ્બરમાં જીનીવા ખાતે મળનાર શાંતિ માટેની વિશ્વપરિષદમાં ભાગ લેવા મોકલેના આમંત્રણનો વિચાર કરીને મહાસભા શાંતિ પરિષદના વ્યવસ્થાપકોને પોતાનું અભિનંદન આપે છે અને રાષ્ટ્રીય અને સામાજિક સ્વતંત્રતા પર રચાયેલી જગતશાંતિ સ્થાપવાના મહાન કાર્યમાં પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ અને સહકારની ખાત્રી આપે છે

મહાસભાને ખાત્રી છે કે આવી શાંતિ યુદ્ધના કારણો દૂર કરવાથી તથા એક દેશના બીજા દેશથી થતા શોષણ અને આધિપત્ય દૂર કરીને સ્થાપી શકાય

૬ શાહીવાદી યુદ્ધ અને આવા શાહીવાદી હેતુઓમાં હિંદુસ્તાનને હથિયાર બનાવવાની શક્યતા તરફ ૧૯૨૭ ની મદ્રાસની મહાસભાએ દેશનું ધ્યાન દોર્યું હતું અને આવા કોઇ પણ યુદ્ધમાં તેની રજા વિના ભાગ નહિ લેવાની પોતાના અધિકારની જાહેરાત કરી હતી ત્યાર પછી ફેસિસ્ટ સરમુખત્યારીના વધવા સાથે ઇટલીના આબીસીનિયા પરના આક્રમણ અને મોટા શાહીવાદી સત્તાઓની હરીફાઇ અને લડાઇઓ, અને શસ્ત્ર સજ્જતા બેફામ વધવાથી એ ભય વધારે સ્પષ્ટ થયો છે અને એક મોટું અને ભયંકર યુદ્ધ આજે દુનિયાની સામે ઝઝુમી રહ્યું છે આવા યુદ્ધમાં હિંદુસ્તાનને ઘસડી જવાનું અને તેના ખુલ્લા ગેરલાભમાં અને બ્રિટિશ શાહીવાદના લાભમાં તેનું શોષણ કરવાનો પ્રયત્ન કરવામાં આવશે આ કારણે મહાસભા તેનો જુનો નિશ્ચય ફરીને જાહેર કરે છે અને આ ભય સામે દેશના લોકોને સાવચેત કરે છે અને આવા કોઇ શાહીવાદી યુદ્ધમાં હિંદ ભાગ નહિ લે તેવું જાહેર કરે છે

૭ શાહીવાદી આક્રમણ સામે પોતાના દેશની આવી વીરતાભરી રીતે રક્ષા કરવા માટે મહાસભા આબીસીનિયાની પ્રજાને હિંદ તરફની સહાનુભૂત

દર્શાવે છે અને આબીસીનિયાની લડતને સ્વાધીનતા માટે લડતી સૌ શોષિત પ્રજાઓની લડતના એક ભાગ તરીકે ગણે છે.

ઇટલી–આબીસીનિયાના મામલામાં દાખવવામાં આવેલી નીતિ માટે મહાસભા સૌ મોટી સત્તાઓ અને પ્રજાસંઘને વખોડી કાઢે છે.

૮. આ મહાસભા દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, ઝાંઝીબાર અને ફીજીમાં વસવાટ કરી રહેલા હિંદીઓ તરફ સહાનુભૂતિ દર્શાવે છે અને તેમની સ્થિતિમાં જે ચાલુ ખરાબી થઇ રહી છે અને સ્થાનિક તેમજ બ્રિટિશ સરકારની સમજુતીઓ તથા તેમનાં જાહેરનામાં છતાં તેમનાં અંગત અને મિલકતી અધિકારોમાં જે આપત્તિ વેઠવી પડે છે તે તરફ પોતાનું દુઃખ વ્યક્ત કરે છે અને તેમની સ્થિતિ સુધારવાના તેની શકિત પ્રમાણે શકય હોય તેવાં પગલાં લેવાની પોતાની તૈયારીની તેમને ખાત્રી આપે છે.

૯. મહાસભાની નીતિ અને તેની પ્રવૃત્તિઓને ઘડવામાં આમજનતા વધારે હિસ્સો આપે અને મહાસભાની સંસ્થા તેમની માંગણીઓ અને ઇચ્છાઓને વધારે સંતોષે એ માટે મહાસભાના મત પ્રમાણે એ જરૂરી છે કે આમજનતા અને મહાસભા વચ્ચે વધારે ગાઢો સંબંધ બંધાય. આ હેતુથી અને હિંદી પ્રજાની સ્વાધીનતા માટે મથી રહેલી કિસાન, કામદાર અને બીજી સંસ્થાઓ સાથે વધારે ગાઢો સહકાર સધાય તે માટે અને દેશનાં સૌ શાહીવાદ વિરોધી તત્વોની મહાસભા સંયુક્ત એક હરોળ બને તે માટે, આ મહાસભા શ્રી. રાજેન્દ્રપ્રસાદ, જયરામદાસ દોલતરામ, અને જયપ્રકાશ નારાયણની બનેલી એક સમિતિની આ બાબતમાં સલામણ કરવા તથા જરૂરી જણાય તેવા બંધારણમાં સુધારા કરવા નિમણૂંક કરે છે. ૧૯૩૬ ના જુલાઇના અંત પહેલા આ સમિતિ કારોબારી મારફતે મહાસમિતિને પોતાનો અહેવાલ આપશે ત્યાર પછી તેના આ હેવાલને પ્રાન્તિક તેમજ જિલ્લા સમિતિઓ પર તેમનો મત જાણવા માટે મોકલવામાં આવશે. મહાસમિતિની છેવટની સલામણોને મહાસભાની આવતી બેઠકમાં રજુ કરવામાં આવશે.

૧૦. મહાસભાનો મત છે કે દેશનો અત્યંત જરૂરનો અને અગત્યનો પ્રશ્ન પુરાણી અને દમનકારક જમાબંધીની અને મહેસુલની પ્રવૃત્તિઓથી મુખ્યત્વે ઉપજેલી ખેડૂતોની ગરીબાઇ, બેકારી, અને દેવાનો છે, આ પ્રશ્ન તાજેતરમાં ખેતીની કિંમતમાં થયેલા અસાધારણ ઘટાડાને કારણે વધારે ઘેરો બન્યો છે, બ્રિટિશ શાહી-

વાદી શોષણને દૂર કરવાથી તથા જમાબધી અને મહેસુલી પદ્ધતિઓના સમૂળગા પરિવર્તનથી તથા ગ્રામજનતાની બેકારીમા તેમને કામ આપવાની રાજ્યની ફરજના સ્વીકારથી જ આ પ્રશ્નનો ઉકેલનો નિકાલ આવે તેમ છે.

જુદા જુદા પ્રાન્તોમા જુદા જુદા પ્રકારની ખેતીની પરિસ્થિતિ અને જમાબધી તથા મહેસુલી પદ્ધતિઓ છે, આમ છતા અખિલ હિંદ માટે એક ખેડૂત કાર્યક્રમ તથા પ્રાન્તિક કાર્યક્રમની જરૂર છે અને તેને માટે પ્રાન્તિક સમિતિઓ તથા કારોબારીને ઠીક લાગે તેવી કિસાન સંસ્થાઓ સાથે મસલત ચલાવવાની જરૂર છે. આથી આ મહાસભા દરેક પ્રાન્તિક સમિતિને ૧૯૩૬ ના ઓગસ્ટની ૩૧ મી તારીખ પહેલા મહાસમિતિ સમક્ષ મૂકવા તથા તેની વિચારણા માટે પોતા તરફની ભલામણો કારોબારી સમિતિ પર મોકલાવવા માટે અનુરોધ કરે છે. તેમની ભલામણો માટે નીચેની વસ્તુઓ તરફ ધ્યાન દેવામા આવે.

( ૧ ) ખેતીના મજૂરો તથા કિસાનોની સસ્થાઓની સ્વતત્રતા.

( ૨ ) રાજ્ય અને ખેડુતો વચ્ચે જ્યા વચલા માણસો હોય ત્યા ખેડુતોના હિતોની રક્ષા.

( ૩ ) ગણોત અને મહેસુલની બાકી સમેત ખેતીના દેવાની ન્યાયપૂર્ણ અને યોગ્ય રાહત.

( ૪ ) જમીનદારી અને અર્ધ જમીનદારી, લાગામાથી તેમનો ઉદ્ધાર.

( ૫ ) ગણોત અને મહેસુલની માગણીઓમા સારો સરખો ઘટાડો

( ૬ ) રાજ્યના ખર્ચમાથી યોગ્ય હિસ્સો ગામડાની સામાજિક, આર્થિક અને સાસ્કારિક જરૂરો પાછળ ખર્ચવામા આવે.

( ૭ ) સ્થાનિક કુદરતી સગવડોનો ધરગથ્થુ તેમજ ખેતીના કામ માટે ઉપયોગ કરવા સામે જે પ્રતિબધો છે તેની સામે રક્ષણ

( ૮ ) સરકારી અમલદારો અને જમીનદારોના હાથે થતા દમન તથા કનડગતમાથી તેમનો બચાવ

( ૯ ) ગ્રામબેકારીના નિવારણ માટે ઉદ્યોગોની ખિલવણી.

૧૧. ૧૯૨૮ ની કલકત્તાની મહાસભામા પસાર કરવામા આવેલા ઠરાવને તથા ૧૯૩૫ ના ઓક્ટોબરના મદ્રાસમા મળેલી મહાસમિતિની બેઠકે પસાર કરેલા નિવેદનમા જાહેર કરવામા આવેલી નીતિને ફરીને બહાલ રાખીને આ

મહાસભા જાહેર કરવાને ઇચ્છે છે કે તેના મત પ્રમાણે આત્મનિર્ણય માટે રાજસ્થાની પ્રજાને બાકીના હિંદ જેટલો જ અધિકાર છે અને મહાસભા હિંદના દરેક ભાગ માટે એક જ પ્રકારની રાજકીય, નાગરિક અને લોકશાસિત સ્વતંત્રતાની તરફેણ કરે છે. તેમ છતાં મહાસભા જણાવવાને ઇચ્છે છે કે રાજસ્થાનની અંદર સ્વતંત્રતાની લડત સ્વાભાવિક રીતે જ રાજસ્થાની પ્રજા જ ચલાવે.

૧૨. લખનૌ મહાસભાએ મહાસભાના બંધારણમાં ઘણા સુધારા સુચવ્યા હતા. આ સુધારા અહીં આપવામાં આવ્યા નથી કારણ કે સુધારેલું છેવટનું બંધારણ પરિશિષ્ટમાં આપવામાં આવેલું છે.

૧૩. ૧૯૩૫ નો હિંદી કાયદો શ્વેતપત્ર, સંયુક્ત પાર્લામેંટરી સમિતિના અહેવાલ પર રચાયેલો છે અને ઘણી બાબતોમાં તો તે આ બન્નેની સુચનાઓ કરતા પણ વધારે ખરાબ છે. આમ હોવાથી તે કોઇ પણ રીતે દેશની ઇચ્છાને રજુ કરતો નથી અને તેને હિંદી પ્રજાની ગુલામી અને શોષણને સરળ અને કાયમ કરવા માટે યોજવામાં આવેલો છે અને વિશાળ પાયા પર દમન ચલાવીને તથા નાગરિક સ્વાતંત્ર્ય પર અંકુશ મુકીને સાથોસાથ ઠોકી બેસાડવામાં આવે છે. આથી મહાસભા નવા બંધારણ આખાયને ફેંકી દેવાના તેના નિશ્ચયને ફરીથી જાહેર કરે છે.

હિંદી પ્રજાની રાષ્ટ્રીય સ્વાધીનતા અને લોકશાસિત સત્તાની ઇચ્છાને રજુ કરતી મહાસભા જાહેર કરે છે કે બહારની સત્તા તરફથી લાદવામાં આવતા અને હિંદની પ્રજાની સાર્વભૌમ સત્તા પર કાપ મુકતા અને પ્રજાના રાજકીય અને આર્થિક ભાવીને ઘડવાના તથા તેનું નિયમન કરવાના અધિકારનો ઇન્કાર કરનાર કોઇ પણ બંધારણને સ્વીકારવામા નહિ આવે. મહાસભાના મત પ્રમાણે આવું બંધારણ હિંદની એક રાષ્ટ્ર તરીકેની સ્વતંત્રતા પર રચાયેલું હોવું જોઇએ અને તેને પુખ્ત ઉમરના મતાધિકારથી અથવા તેને મળતા મતાધિકારથી રચાયેલી લોકપ્રતિનિધિ સભા જ ઘડે. આથી મહાસભા હિંદી પ્રજા તરફથી લોકપ્રતિનિધિ સભાની માંગણીને ફરીથી જાહેર કરે છે અને તે પર ભાર મુકે છે અને ધારાસભાઓ તેમજ બહાર રહેલા તેના પ્રતિનિધિઓ અને સભ્યોને આ માગણીને પૂરી પાડવા માટે કામ કરવાનો અનુરોધ કરે છે.

અધિકારી નિવેદનો પ્રમાણે નવા કાયદા પ્રમાણેની પ્રાન્તિક ધારાસભાની ચુંટણીઓ મહાસભાની આગામી બેઠક પહેલાં થાય તેવો સંભવ

હોવાથી આ મહાસભા પોતા તરફથી મહાસભાના ફરમાન તથા તેની જાહેર કરેલી નીતિ પ્રમાણે વર્તવા માટે પ્રાન્તિક બેઠકો માટે ચુંટણીઓમાં ઉમેદવારો ઉભા કરવામાં આવે, મહાસભાના હિંદી સ્વતંત્રતાના ધ્યેયને સંપૂર્ણ રીતે ટેકો તેઓ આપતા હોય અને ધારાસભામાં મહાસભાની નીતિ પ્રમાણે વર્તવા તૈયાર હોય તેઓમાંથી જ આવા ઉમેદવારોને પસંદ કરવામાં આવે.

મહાસભાએ વારંવાર પસાર કરેલા ઠરાવોને અનુરૂપ મહાસભાનાં રાજકીય અને આર્થિક કાર્યક્રમ તથા નીતિની રજુઆત કરતું એક જાહેરનામું મહાસમિતિ ચુંટણી પહેલા ઘડી દેશ સમક્ષ રજુ કરે.

આ જાહેરનામામાં પ્રાન્તિક સમિતિઓ પોતાના પ્રાન્તની ખાસ જરૂરને સંતોષે તેવી વિગતોનો ઉમેરો કરે. દરેક પ્રાન્તિક જાહેરનામાંઓને મહાસમિતિની કારોબારીની બહાલી મળવી જોઇએ.

વધુમાં ઠરાવે છે કે પાર્લામેંટરી બોર્ડનાં કાર્યો કારોબારી સમિતિ કરે. ધારાસભાની ચુંટણીઓની વ્યવસ્થા કરવા, મહાસભાના ધારાસભ્યોની પ્રવૃત્તિઓને દોરવા, તેનું નિયમન કરવા તથા તેનો સુમેળનો સહકાર ઘડવા કારોબારીને જરૂરી જણાય તો આવી બોર્ડ કે સમિતિઓ નીમવાની તેને સત્તા આપવામાં આવે છે. આથી હવે પછી પાર્લામેન્ટરી બોર્ડની પુનર્રચના કરવાની જરૂર નથી.

નવા બંધારણ પ્રમાણે ધારાસભાઓમાં ચુંટાયેલા મહાસભાવાદી સભ્યોએ હોદ્દાઓ સ્વીકારવા કે નહિ તે પ્રશ્નનો દેશમાં ખૂબ જ ઉહાપોહ થઇ ગયો છે. ભવિષ્યમાં ઉભી થનાર અચોક્કસતાઓને લક્ષમાં રાખીને મહાસભા આ .ક્ષણે આ પ્રશ્ન પર કોઇ પણ નિર્ણય પર આવવાનું સલાહભર્યું માનતી નથી અને આ પ્રશ્નને પ્રાન્તિક સમિતિઓની સલાહ મેળવીને યોગ્ય સમયે તેનો નિર્ણય કરવાનું મહાસમિતિ પર છોડે છે.

---

# પ્રકરણ ૧૪ મું



## ફૈઝપુરનું ૫૦મું અધિવેશન

મહાસભાનું ૫૦મું અધિવેશન અત્યાર સુધીના સૌ અધિવેશનમાં જુદીજ ભાત પાડે છે. મહાસભાએ ગાંધીજીની લાગવગ નીચે આવ્યા પછી પોતાની પાંખમાં હિંદના સાત લાખ ગામડાંમાં વસતા ગરીબ અને બેકાર ખેડૂતોને લીધા હતા. તેની બધી જ પ્રવૃત્તિનું કેન્દ્ર ગામડું જ હતું. આમ હોવા છતાં મહાસભાના વાર્ષિક સંમેલનો અત્યાર સુધી શહેરમાં જ ભરાયાં હતાં, પરંતુ ગાંધીજીની સૂચના તથા પ્રેરણાથી મહાસભાનું ૫૦મું અધિવેશન મહારાષ્ટ્રના ખાનદેશ જિલ્લાના એક નાનકડા ફૈઝપુર ગામમાં ભરવામાં આવ્યું હતું. શહેરમાં વિશાળ સમુદાયની સરભરા કરવાની તથા આવા વિશાળ અને રાજકીય સંમેલનના કાર્યને સરળ બનાવવાની તથા તેનો પ્રચાર કરવાની જે સગવડો હોય છે તેવી સગવડો ફૈઝપુર પૂરી પાડી શકયું ન હતું. વળી ગામડાંમાં તે ભરવાનું હોવાથી તેની સત્કાર સમિતિને ભારે બોજ ઉઠાવવો પડયો હતો. આવું અધિવેશન પહેલીજ વાર ગામડાંમાં ભરાતું હોવાથી, જુનો કોઇપણ અનુભવ તેને વધારે કાર્યદક્ષ બનાવવામાં કામ લાગ્યો ન હતો. આના કરતાં પણ વધારે મહત્વનું જે કાર્ય આવા અધિવેશને બજાવવાનું છે તે તેણે કંઇક અંશે બજાવ્યું હતું. રાજકારણના આંદોલનોથી કેટલાંય માઇલો અને જમાનાઓ દૂર પડેલા ગ્રામવાસીઓમાં આ અધિવેશનનાં વર્તુળો ફેલાયાં હતાં તેની ના પાડી શકાય તેમ નથી. ફૈઝપુરના અનુભવનો પાઠ લઇને ત્યારપછીનાં બધાં જ અધિવેશનો ગામડાંમાં ભરવાનું લગભગ અવિધિસર નક્કી કરવામાં આવ્યું છે. જો કે રાષ્ટ્રીય લડતના શાસ્ત્રીય

વિકાસમાં ગામડાં જેટલાં જ બલકે કેટલીક અનુકૂળ અને સ્વાભાવિક સગવડોને લીધે શહેરો વધારે ઉપયોગી છે અને આમ હોવાથી લડતને વધારે બળવાન બનાવવાની ઇચ્છા હોય તો તેમાં ગામડાં વિરુદ્ધ શહેર કે શહેર વિરુદ્ધ ગામડાંની વિચારસરણી ફેલાવવાની જરૂર નથી. બન્ને જ આખરે એક જ સમાન રચનાના વિભાગો છે. આપણી રાષ્ટ્રીય લડતમાં શહેર વિરુદ્ધ ગામડાંની જે ફિલસુફી પગભર થતી ચાલી છે તે ધ્યાનમાં રાખીને જ ઉપરની અમે ચેતવણી આપી છે. **ફૈઝપુરનું અધિવેશન ડીસેમ્બરના પાછલા અઠવાડીયાની કકડતી ઠંડીમાં ભરવામાં આવ્યું હતું.**

લખનૌના અધિવેશન પછી રાષ્ટ્રપ્રમુખ પં. જવાહરલાલે મહાસભાને વિશાળ બનાવવા ખૂબ જ પ્રયત્ન કર્યો. લખનૌમાં કિસાન અને કામદારોના મહાસભા સાથેના સંબંધો જે ગાઢ બનવા લાગ્યા હતા, તેને પં. જવાહરલાલનો ખૂબ ટેકો મળ્યો અને સત્યાગ્રહની લડત બંધ પડી ગયા પછી આખાય રાજકીય વાતાવરણમાં જે મંદતા આવી હતી તે આસ્તે-આસ્તે ચાલી જવા લાગી હતી અને ચોમેર ઉત્સાહ અને તાજગી લાગતાં હતાં.

ઉપરાંત નવા બંધારણને નામ. શહેનશાહ તરફથી સત્તાવાર રીતે જાહેરાત થઇ ગયા પછી પ્રાન્તે પ્રાન્તમાં ચુંટણીની જે ધમાલ ચાલી રહી હતી તેણે વાતાવરણને સતેજ બનાવ્યું હતું. નવા બંધારણ પ્રમાણે માત્ર ૩ કરોડ વસ્તીને જ મત મળ્યા હતા. પરંતુ આ મતદારોને પહોંચવા જતાં તેથીય અનેકગણા વિશાળ સમુદાય સાથે પરિચય બાંધવાનું અને રાષ્ટ્રીય લડતને વેગ આપવાનું એક સબળ મંચ હાથ લાગ્યું હતું. રાષ્ટ્ર-પ્રમુખ પં જવાહરલાલે એમને મળેલા આઠ મહિના દરમિયાન ખૂબ જ પ્રવાસ ખેડયો અને રેલ્વે અને સંસ્કારિતાથી દૂર પડેલા ગામડાં સુધી મહાસભા અને રાષ્ટ્રીય આઝાદીનો સંદેશો પહોંચાડયો.

ચુંટણીની સાથે જ સંબંધ રાખતા હોદ્દાસ્વીકારના પ્રશ્ને પણ આ

સમય દરમિયાન ખૂબ જ ચર્ચા જગાવી હતી. મહાસભાના ઉદ્દામવાદીઓ હોદ્દાસ્વીકારનો નિર્ણય મહાસભા ન કરે તેમ ઇચ્છી રહ્યા હતા અને તેઓ રાષ્ટ્રીય આઝાદીની લડતના પાયાને વધારે વિશાળ કરવાના હેતુથી–બહારની લડતને મજબૂત બનાવવાના હેતુથી પ્રચાર કરી રહ્યા હતા. જ્યારે મહાસભાના આગેવાનો આગામી ચુંટણીઓનાં પરિણામો જાણ્યાં પહેલાં કોઈપણ જાતનો આ વિષયમાં નિર્ણય કરી નહિ લેવાની ભલામણ કરી રહ્યા હતા. પં. જવાહરે પોતાનો અંગત અભિપ્રાય ખુલ્લેખુલ્લો દર્શાવીને હોદ્દાઓનો વિરોધ જાહેર કર્યો હતો.

ચુંટણીઓ નજીક આવતી હોવાથી, મહાસભાએ દેશ સમક્ષ પોતાનો કાર્યક્રમ રજુ કરવો જોઈએ. મહાસભા આગામી ચુંટણીમાં એક રાજકીય પક્ષ તરીકે લડનાર ન હતી પરંતુ દેશની લડતને આગળ ધપાવવા સૌ બળોની એક રાષ્ટ્રીય સંસ્થા તરીકે એ આઝાદીની લડતને વેગ આપવામાં કારંગત નીવડે તે રીતે કામ કરનાર હતી. આ દૃષ્ટિએ જ તેણે ચુંટણીઓ માટે પોતાનો કાર્યક્રમ ઘડી કાઢવાનો હતો. આને માટે ફૈઝપુરની બેઠક સુધી રાહ જોવાનો કશો જ અર્થ ન હતો. કારણ કે ફૈઝપુર પહેલાં જ તેણે તૈયારી કરી રાખી હોય તો તેને આ અધિવેશન પછી તરત જ આવનાર ચુંટણીઓમાં ઝંપલાવવા વાર ન લાગે. આને માટે મુંબાઈ ખાતે મહાસમિતિની બેઠક બોલાવવામાં આવેલી અને તેણે હોદ્દાસ્વીકારના પ્રશ્નને ચુંટણીઓનાં પરિણામ જાણવા સુધી મુલતવી રાખીને દેશ સમક્ષ પોતાનો કાર્યક્રમ દર્શાવતું એક જાહેરનામું ઘડી કાઢ્યું. આ જાહેરનામું પછીના ચુંટણી જંગમાં ખૂબ જ અગત્યની ગરજ સારનાર હતું. આ જાહેરનામું પુસ્તકના પાછલા ભાગમાં પરિશિષ્ટમાં આપેલ છે.

રાષ્ટ્રપ્રમુખ પં. જવાહરલાલે પોતાના હોદ્દા દરમિયાન મહાસભાના ધ્યેય કે કાર્યક્રમને જોખમ ન પહોંચે તે રીતે સમાજવાદના વિચારોનો પણ પ્રચાર કર્યો હતો. સમાજવાદથી ભડકનારા પ્રત્યાઘાતી સ્થાપિત ઉપલાં હિતોના

કેટલાક પ્રતિનિધિઓએ આથી ગભરાઈ જઇને પંડિતજી સામે શોરબકોર મચાવ્યો હતો. વળી, મહાસભામાં પણ આના પડઘા પડે તેવો પણ સંભવ હોવાથી પં. જવાહરલાલે સમાજવાદના પ્રચાર પર સહેજ અંકુશ મૂકયો હતો. અને મહાસભાના શાહીવાદવિરોધી કાર્યક્રમને જ આગળ પડતું સ્થાન આપ્યું હતું.

પં. જવાહરે પોતાનો હોદ્દો માત્ર આઠ જ મહિના ભોગવવાનો હતો. આઠ મહિના પછી ભરાનાર મહાસભામાં ખાસ નવીન કશું કરવાનું ન હતું, હોદ્દાસ્વીકાર જેવા અગત્યના પ્રશ્નને ચુંટણીઓના પરિણામ પછી મહાસમિતિ પર છોડયો હતો, ઉપરાંત લખનૌએ આમ સંપર્ક તથા કામદાર કિમાનો વિષે જે નવી નીતિ અખત્યાર કરી હતી તથા તેને વધારે રચનાત્મક સ્વરૂપ આપવા માટે જે સમિતિઓ નીમી હતી તે સમિતિઓએ પણ પોતાનો હેવાલ તૈયાર કર્યો ન હતો. એટલે ફૈઝપુરનું અધિવેશન લખનૌના અધિવેશન કરતાં કંઇ ખાસ વિશેષ કરનાર ન હતું. પંડિતજીએ મહાસમિતિની કચેરીના આશરા નીચે જે જુદા જુદા ખાતાંઓ ખોલ્યાં હતાં તે ખાતાના વિકાસ માટે પણ આઠ મહિનાનો સમય ઓછો હતો. આ સૌ કારણોથી ફૈઝપુર મુકામે પણ પં. જવાહરને પ્રમુખસ્થાને બેસાડવા એમ નકકી કરવામાં આવ્યું. મહાસભાની ઉદ્દામવાદી લઘુમતી તો આ વસ્તુ માંગી રહી હતી. બીજા આગેવાનોને આગામી ચુંટણીના મોરચા પર પંડિતજીના વ્યક્તિત્વની જરૂર પણ હતી. એટલે મહાસભાના ઇતિહાસમાં પહેલી જ વાર આગલા અધિવેશનના પ્રમુખને ફરીથી પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા. પં. જવાહર ફૈઝપુરના અધિવેશન સમેત ત્રણવાર પ્રમુખ બન્યા. અગાઉ દાદાભાઇ નવરોજજી જ આવું માન પામેલા

ફૈઝપુર અધિવેશન ગાંધીજીની ઇચ્છાથી ગામડામાં ભરવામા આવ્યું હતુ એટલે આ અધિવેશનમાં ગાંધીજી પોતાના સ્વયં-સ્વીકૃત ક્ષેત્રસંન્યાસ છતાં રસ લે તે તદ્દન સ્વાભાવિક હતું. ગાંધીજી ફૈઝપુર આવેલા અને

અને તેમણે મુંબઈ પછી પહેલી જ વાર પ્રદર્શનના ચોકમાં પોતાનું યાદગાર ભાષણ આપ્યું અને અસહકારના પોતાના અસલ કાર્યક્રમની રજુઆત કરી. આ ભાષણને ગાંધીજીના મહાસભામાંના પ્રવેશના પહેલા પગથિયાં તરીકે ગણવું જોઇએ.

## સ્વાગત પ્રમુખ શ્રી. શંકરરાવ દેવનું ભાષણ

" મહાસભાની બેઠકને મહારાષ્ટ્રમાં બોલાવવાનું અગાઉ એક જ વખત ૧૮૯૫માં સાંપડયું હતું. હાલમાં મહાસભાની સંસ્થાની જવાબદારી મોટે ભાગે યુવકો પર નિર્ભર છે. આ યુવકોની મોટી સંખ્યાને રાષ્ટ્રની સેવા કરવાની પ્રેરણા લોકમાન્ય તીલકના જ્વલંત દૃષ્ટાન્તથી મળી છે. રાષ્ટ્રની સેવાની મહાન પ્રણાલિકા અમારા પ્રાન્તની છે.

ગામડાંમાં બેઠક ભરવાની આવી અનોખી તક પ્રથમ અમારા પ્રાન્ત મહારાષ્ટ્રને સાંપડી છે. ૧૮૯૫ની સાલમાંની પુના ખાતેની બેઠકમાં એક ભારે અર્થસૂચક બનાવ બન્યો હતો તેની હું યાદ આપું છું. ત્યારે સત્યશોધક સમાજના પ્રણેતા જ્યોતિર્લા ફુલેએ ખાસ કરીને કિસાન અને તેના પ્રશ્નો પ્રત્યે મહાસભાની બેઠકમાં હાજરી આપવા આવેલા બધા લોકોનું ધ્યાન ખેંચાય એ હેતુથી મહાસભાના મંડપને મોખરે કિસાનનું બાવલું ઉભું કર્યું હતું. આની ટીકા કરતાં લોકમાન્યે જણાવ્યું હતું કે ખરી રીતે તો કિસાનના હિતાર્થે જ મહાસભાએ કામ કર્યું છે અને ઝઘડી છે. અને આ વસ્તુને બને તેટલી વાસ્તવિકતા આપવાનું કાર્ય બધા મહાસભાવાદીઓનું છે. મહાસભાની આ ગ્રામ બેઠક કિસાનોએ જે સંસ્થામાં પ્રેમપૂર્વક ભાગ લીધો છે તેના સ્નેહાંકિત કાર્યનું પરિણામ છે. મહાસભાની ચળવળ સાથે કિસાન હિંદ ઓતપ્રોત થવા માંડયું છે તેનો આ કંઇ અલ્પ પુરાવો નથી.

આપણી લડતની યોજના ઘડવા આપણે કિસાનોની વચ્ચે મળ્યા

છીએ એ ખરેખર મહાન દશ્ય છે. અમારો ખરબચડો પહાડી મુલક કળા કે વિજ્ઞાનની બડાઇ મારી શકે તેમ નથી, છતાંય દેશની મુક્તિ કાજે જેમણે આત્મભોગો આપ્યા હતા તેમનો અંતઃકરણપૂર્વક સત્કાર આ મુલ્કે કર્યો છે.

મરહૂમ જસ્ટીસ રાનડેએ શહેરી જવાબદારીની પ્રેરણા લોકોમાં ઉત્પન્ન કરવાના ઘણા પ્રયત્નો કર્યા હતા ત્યારે મહાસભાનો જન્મ પણ થયો ન હતો. ૧૮૯૫ માં પુનામાં અધિવેશન ભરાયું ત્યારે સ્વાગત સમિતિના પ્રમુખે સંયુકત અને સમવાયી હિંદ વિષે ચર્ચા કરી હતી. આજે આ વિચારે એટલું બધું બહોળું સ્વરૂપ ધારણ કર્યું છે કે તેનો ક્રૂર મશ્કરી રૂપે ઉપયોગ કરવામાં આવે છે. આજે આપણા શાહીવાદી માંદલાઓ આપણી આઝાદીના તથા આત્મનિર્ણયના હકકનો ઇન્કાર કરી ગુલામી બંધારણ આપણા પર ફરજિયાત લાદે છે.

મહાસભાએ સ્વતંત્રતાની લડત ઉપાડી તે પહેલાં તીલક તથા અગરકરે સ્વેચ્છાથી બહાદુરીપૂર્વક તે વખતની જેલનાં પારાવાર કષ્ટો વેઠયાં હતાં. મન, વચન અને કર્મથી તિલક તેમની બધી શકિતઓનો આપણી રાજદ્વારી લડતને આગળ વધારવાના એકજ હેતુથી ઉપયોગ કરતા હતા. પં. જવાહરલાલ નહેરૂએ તેમને આમજનતાના પ્રથમ નેતા કહ્યા છે તે ખરૂં છે. અજ્ઞાન અને ગરીબાઇમાં ઉછરેલા લોકોના મન પર તેઓ પુખ્ત પ્રયત્નોથી ઠસાવવા માંગતા હતા કે કોઇપણ રાષ્ટ્ર પોતાની માલકી વિના કદાપિ પણ આબાદ થઇ શકે નહિ. તેમને ખાત્રી હતી કે ઉદ્દામ સુધારાઓ પછી તે સામાજિક હોય કે ઔદ્યોગિક હોય કે સંસ્કૃતિ કે શિક્ષણ સંબંધી હોય પણ તે અત્યારના શાહીવાદી રાજબંધારણની અંદર મેળવવા અશકય છે. ઉપલા વર્ગોને તેમણે નીચલા વર્ગોથી દૂર નહિ રહેવાનું શિખવ્યું. આત્મનિર્ણય તથા સંપૂર્ણ સ્વતંત્રતાના ધ્રુવતારા તરફ તેમનું લક્ષ ચોટયું હતું. યુદ્ધ પછી આવેલા મોંટ-ફર્ડ બંધારણને મહાસભાએ એક ઠરાવદ્વારા અયોગ્ય, અને નિરાશાપૂર્ણ જણાવ્યું હતું.

આત્મનિર્ણયના આપણા હકકને હડસેલીને જે કંગાળ બંધારણ આપણી પર લાદવામાં આવશે તેનો પુરેપુરા વિરોધ કરવાની પ્રથા મહાસભાએ જાળવવી જોઇએ.

છેલ્લી અર્ધી સદી દરમિયાન શાહીવાદ આપણને મોંટ-ફર્ડ સુધારાઓ જેવા બંધારણીય સુધારાઓ દેતો આવે છે જ્યારે બીજી બાજુથી રોલેટ એકટ તથા અમૃતસર કત્લેઆમ જેવા દમનનાં પગલાં ભરી વારંવાર સાતમો ગુજારતો આવે છે. આવા જુલ્મો તથા અપમાનનો બદલો લેવો જોઇએ. ગાંધીજીએ પોતાનો અસહકારનો કાર્યક્રમ પ્રજા સમક્ષ રજુ કર્યો, મહાસભાએ તેનો સ્વીકાર કર્યો અને નવા કાર્યક્રમ સાથે નવી નેતાગીરી પણ હસ્તીમાં આવી.

ગાંધીજીનો રાજદ્વારી કાર્યક્રમ લોકમાન્ય તીલકના આદર્શો તથા રાજકારણની બુદ્ધિપૂર્વકની પ્રગતિ છે. લોકમાન્ય પરદેશમાં હોવાથી સત્યાગ્રહની ચળવળમાં જોડાઇ નહોતા શકયા તે બદલ તેમણે પોતાનો ખેદ દર્શાવ્યો હતો. આથી તેઓ ગાંધીજીના કાર્યક્રમના વિરોધી નહોતા એ તો પૂરેપૂરી રીતે સાબિત થઇ ચૂકયું છે.

સાયમન કમિશનના બહિષ્કાર વખતે સૂઇ ગયેલો જુસ્સો ફરી જાગૃત થયો. ૧૯૩૦–૩૨ ની ચળવળમાં મહાસભાની સાથે ઉભા રહીને આમજનતાએ પૂરેપૂરો સાથ આપ્યો. ૧૯૩૨ બાદ અન્ય પ્રાન્તોની માફક મહારાષ્ટ્રના મહાસભાવાદી કાર્યકરોમાંના યુવકોમાં એક પક્ષ ઊભો થયો, આ પક્ષ સમાજવાદી હતો.

મહાસભાના મંચ પર આજે ત્રણ ભીન્ન સમુદાયો છેઃ (૧) ધારાસભાના કાર્યક્રમને અપનાવી લેવાની સલાહ આપતો (૨) રચનાત્મક કાર્યક્રમ તથા ગ્રામસંસ્થાનું કાર્ય ઉપાડી લેવાને વચનથી બંધાયેલા અસહકારીઓ, (૩) કિસાન–કામદારોને તૈયાર કરવા માંગતો. આ ત્રણે સમુદાયો સત્યાગ્રહને શક્તિશાળી હથિયાર માને છે. એ રીતે, તે બધા

જોડાયેલા છે ધારાસભા પ્રવેશમા માનનારાઓની ઇચ્છા બધારણીય તત્ર માથી બને તેટલો કાયદો કાઢવાની નથી પરંતુ આત્મનિર્ણયના હક્કને છિનવી લેનાર ગુનામી બધારણનો જડ મૂળથી નાશ કરી તેને તોડી નાખવાનો છે પુખ્ત ઉમરના મતદારોના પ્રતિનિધિઓની બનેલી લોક-પ્રતિનિધિ સભા જ આત્મનિર્ણયના આપણા જન્મસિદ્ધ હક્કને વ્યક્ત કરી શકે તેમ છે સ્વતત્ર હિંદમા ગાધીજીની આર્થિક યોજનામા મહાસભાના સમાજવાદીઓ કદાચ મતભેદ ધરાવે છે, છતાય દેશ સમક્ષ તાજેતરનુ કાર્ય શાહીવાદ સામે એક મજબૂત સયુક્ત મોરચો બાધવાનુ છે આ અગત્યને સમાજવાદીઓ સ્વીકારે છે રાજકીય સત્તાની માત્ર ફેરબદલીથી પ્રજાનો મોટો ભાગ સારી સ્થિતિ પર આવી શકશે નહિ સમગ્ર પ્રજાના માથા સ્વરાજ્યમા આર્થિક તથા સામાજિક અસમાનતાઓ દૂર થવી જોઇએ

સમસ્ત વિશ્વમા સામાજિક અને રાજકીય ક્રાતિકારી ઉથલપાથલો થઇ રહી છે સમગ્ર દેશ ઔદ્યોગિક વાતાવરણમા ફેરવાઇ રહ્યો છે અને તેમાથી આપણા સમાજમા વર્ગ-વિગ્રહ અનિવાર્ય રીતે ઉભો થઇ વિકાસ પામ્યો છે હિંદ જેવા પરતત્ર દેશનુ રાજકારણ ખૂબજ ક્રાતિકારી બનવુ જોઇએ આ રાજદ્વારી પગલુ મુત્સદ્દીપણા ઉપરાત યોદ્ધાની વીરતા, આખરી જીતના કારણમા અડગ શ્રદ્ધા તથા આ આદર્શની વેદી પર સર્વસ્વના બલિદાન માટેની તૈયારી માગે છે માત્ર પોતાની તેજસ્વી બુદ્ધિના હક્ક પર નેતૃત્વ માગનારાઓને અનુસરવાને લોકો ના પાડે છે ક્રાતિકારી રાજકારણ વ્યક્તિગત બળ અને આત્મભોગના સમર્પણ સાથે જોડાવુ જોઇએ

મહાસભામા સૌ સમુદાયોનો સમાવેશ થાય છે આજે તે લગભગ પ્રજાતત્ર જેવી બની છે. તેમા સૌ કોઇ પોતાની યોજના રજુ કરી શકે છે

શાહીવાદના યુદ્ધધર્મના ભેવડા શાપ નીચે દરેક દેશની શોષિત આમ જનતા ક્રૂર રીતે કચડાઇ રહી છે તેમની યુદ્ધલોલુપતાનો શોષિત આમ-જનતા ભોગ થઇ પડે છે આજે સમાજ પડી ભાગ્યો છે સમાજની

પુનર્રચના કરવા માટે દરેક વ્યક્તિએ પોતાની બૌદ્ધિક અથવા શારીરિક શક્તિનો ઉપયોગ કરવાનો નિશ્ચય કરવો જોઇએ. તેણે એવી સમાજ રચના કરવી જોઇએ કે જેમાં દરેક વ્યક્તિને પોતાની આંતરશક્તિઓ પૂરેપૂરી વિકસાવવાનું સ્વાતંત્ર્ય તથા તક મળે. સ્વાવલંબનના સામનાથી દરેક કચડાતા વર્ગની મુક્તિ સાધવા બનતા પ્રયત્નો કરી તેમને સાથ આપવો જોઇએ. સત્તાની ભૂખ અને હિંસાનું વિશ્વમાં ઘણું જોર છે. આપણા માર્ગમાંથી આ અંતરાયોને દૂર કરવા આપણે અહિંસાના સિધ્ધાંત અનુસાર ચાલવું જોઇએ. આજે જગતને એવી રાજકીય સત્તાની જરૂર છે જે પ્રજાના સંગઠિત પોકાર સમક્ષ પોતાનું માથું નમાવે, અને સમાજની ઇચ્છાને સહેલાઇથી તાબે થાય.

આખરી હેતુ માટે આપણે ગમે તેટલો મતભેદ ધરાવતા હોઇએ પરંતુ આપણું તાત્કાલીક કાર્ય બ્રિટિશ શાહીવાદની મૃત્યુ પકડમાંથી આપણા લોકોનો છુટકારો કરવાનું છે. આ કાર્ય માટે મહાસભા એક જ અવાજે બોલે છે. આ કારણે શાહીવાદ વિરોધી સામનાનું મુખ્ય મથક મહાસભા બને છે અને તેના ધ્વજ હેઠળ પ્રજા એકત્ર થાય છે. આ બધી શક્તિઓને જો શાંતિમય સામનામાં ફેરવી નાંખવામાં આવે તો બ્રિટિશ શાહીવાદ પાસેથી આપણું સ્વાતંત્ર્ય ખુંચવી લેવાના આપણા ધ્યેયને પહોંચવાની આપણને આશા રહે છે. "

* * *

## પ્રમુખ પં. જવાહરલાલનું ભાષણ

" મારામાં ફરી વિશ્વાસ દર્શાવ્યા બદલ તમારો હું ઋણી છું. આજે જગતમાં જે સ્ત્રી પુરુષોને જવાબદારીભર્યા સ્થાનોનો ભાર વહન કરવાનો હોય છે તેમનું કાર્ય ભારે અને અસ્પૃહણીય છે અને ઘણાખરા તેને પહોંચી વળવામાં અશક્ત નીવડે છે.

આપણી સમક્ષ પડેલા પ્રશ્નોની આપણે વિચારણા કરીએ તે પહેલાં છેલ્લા થોડા માસ દરમિયાન આપણને છોડીને ગયેલા અને વર્ષ પ્રતિવર્ષ

ઘણીવાર છૂટકારાની જરા પણ આશા વિના જેલો અને નજરકેદીઓની છાવણીઓમા સબડતા આપણા બિરાદરોનો આપણે વિચાર કરવો જોઇએ. આપણે નિ સહાય બનીને, આપણાં સ્ત્રીપુરુષોનો કચ્ચરઘાણ નિહાળી રહ્યા છીએ, પરંતુ આ નિ સહાયતા અત્યારે આપણા લોકોની અસહ્ય સ્થિતિનો અ ત નાવવાના આપણા નિશ્ચયને મજબૂત બનાવે છે

છેલ્લા થોડાક માસ દરમિયાન કુદરત આપણી પ્રત્યે નિષ્ઠુર બની છે. ઘણા પ્રાન્તોમા દુકાળ, રેલ અને અનાવૃષ્ટિથી ત્રાસ પ્રવર્ત્યો છે અને આપણા કરોડો બાંધવો મહાસકટમા મુકાઇ ગયા છે. આપણે આ સામે ફરીયાદ કરીશ નહિ કારણ કે કુદરત હજુ મોટે ભાગે માનવીના અ કુશની બહાર છે પરંતુ જાગૃતા કારભારીઓ વાર વાર આવતી રેલનો તો માનવીની બુદ્ધિ ઉપાય શોધી કાઢી શકે છે, કુદરતી આફતોનો ભોગ થઇ પડનાર માનવને માટે પુરતી રાહતની ગોઠવણ કરી શકે છે પરંતુ આપણા ભાગ્યનુ નિયમન કરનારાઓમા આ બુદ્ધિનો અભાવ છે અને નિર્ધનતાને ભારે વમતા આપણા લોકો હવે વધુ આઘાતનો સામનો કરી શક તેમ નથી.

બીજા દેશોની માફક આપણુ ભાગ્ય પણ સર્વત્ર જામી રહેલા પરસ્પર વિરોધી બળો અને વિચારોની અથડામણોના પરિણામો પર આધાર રાખશે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનો તેમજ સામાજિક સ્વાતત્ર્યનો આપણો પ્રશ્ન આ મહાન વિશ્વપ્રશ્નનુ એક અગમાત્ર છે, અને આપણી જાતને બરાબર સમજવા માટે આપણે બીજાઓને પણ સમજવા જોઇએ.

છ ના આઠ માસ દરમિયાન આતરરાષ્ટ્રીય પરિસ્થિતિમા મહાન ફેરફારો થયા છે કટોકટીનો મામનો વધુ વેરો બનતો જાય છે પ્રગતિ અને પીછેહઠના પરસ્પર વિરોધી બળો એકમેક સાથે વધુ અથડામણમા આવતા જાય છે અને આપણે પ્રચડ વેગથી યુદ્ધની અગાધ ખાઇ તરફ ધસી રહ્યા છીએ યુરોપમા ફેસિઝમ ઉંચા અવાજે પોકારો પાડતુ અને આંતરરાષ્ટ્રીય બનાવોમા દાદાગીરી કરતુ વિજયપ્રસ્થાન કરી રહ્યું છે,

ફેસિઝમ તિરસ્કાર, હિંસા અને યુદ્ધનાં સ્વપ્નો ઉપર રચાયેલું હોઇ જો તેને વેળાસર અંકુશમાં લેવામાં ન આવે તો તે અનિવાર્ય રીતે વિશ્વયુદ્ધ તરફ લઇ જાય છે. ફેસિઝમનો વિકાસ આટલો ઝડપથી કેમ થયો છે તે સમજવાની ચાવી આપણે બ્રિટિશ પરદેશનીતિમાં શોધવી જોઇશે. એ ખરું છે કે બ્રિટિશ સરકાર હમેશાં રાષ્ટ્રસંઘના નામે અને સામુદાયિક સલામતીના બચાવમાં જ બોલતી હતી, પરંતુ તેણે જે પગલાં લીધાં હતાં તે તેના શબ્દોને ખોટા પાડતા હતા અને તેનો ઉદ્દેશ ફેસિસ્ટ આક્રમણ માટે રસ્તો ખુલ્લો કરવાનો હતો. બ્રિટિશ શાહીવાદ વધુ ને વધુ ફેસિસ્ટ સત્તાઓ તરફ ઢળતો જાય છે; જો કે તે જે ભાષા વાપરે છે તે તેની જૂની ટેવ પ્રમાણે ગુંથણીમાં લોકશાહી છે અને તેનો સુર પવિત્ર છે. વાણી અને વર્તનના આ વિસંવાદને કારણે બ્રિટનની પ્રતિષ્ઠા યુરોપમાં અને જગતમાં ઘટી ગઇ છે. આજે વિશ્વમાં બે મહાન બળો એકમેક પર પ્રભુત્વ મેળવવા ઝઝુમી રહ્યાં છે. એક બળ પ્રજાકીય અને સામાજિક સ્વાતંત્ર્ય માટે જહેમત ઉઠાવી રહ્યું છે જ્યારે બીજું બળ આ સ્વાતંત્ર્યને શાહીવાદ અને ફેસીઝમના પગ નીચે કચડી નાંખવા માગે છે. આ લડતમાં બ્રિટન અનિવાર્ય રીતે પ્રત્યાઘાતી પક્ષમાં ભળે છે, અને આ લડત આજે સ્પેનમાં અતિ ઉગ્ર અને સ્પષ્ટ બની છે. આ લડતના પરિણામ ઉપર જગતમાં યુદ્ધ અગર શાંતિનો ફેસિસ્ટ પ્રભુત્વ અગર ફેસિઝમ અને શાહીવાદના પરાજયનો આધાર રહેલો છે.

ધરમૂળના ઝઘડાઓનો ઉકેલ લાવવામાં અને સામજિક તેમજ આર્થિક પરિસ્થિતિને જગત પરિસ્થિતિની હરોળમાં મૂકવા માટે અગત્યના ફેરફારો દાખલ કરવામાં પ્રજાતંત્રવાદી પ્રયોગ નિષ્ફળ નીવડ્યો છે. પ્રજાતંત્રની પદ્ધતિ જ્યારે મોટાં સ્થાપિત હિતોને અને ખાસ અધિકારો ધરાવતા વર્ગોને ભયમાં મૂકે છે ત્યારે આ વર્ગો પ્રજાતંત્રના પ્રયોગનો સ્વીકાર કરવાની ના પાડે છે. તેમની દષ્ટિએ પ્રજાતંત્ર એટલે તેમનું પોતાનું જ પ્રભુત્વ અને તેમનાં ખાસ હિતોનું જ સંરક્ષણ. જ્યારે પ્રજાતંત્ર

આટલું કરવામાં નિષ્ફળ નીવડે છે ત્યારે તેમને માટે તેની ઉપયોગિતા રહેતી નથી. અને તેઓ તેને તોડી પાડવા પ્રયત્નો કરે છે.

સ્પેનમાં આજે આપણી લડત લડાઈ રહી છે. અને આ લડતને ફક્ત પરદેશી મિત્રોની સહાનુભૂતિથી નહિ પરંતુ તે લડતમાં સંડોવાયેલા માણસોના જેટલીજ દુઃખદ આતુરતાથી આપણે નિહાળી રહ્યા છીએ. અંધકારભરી ક્ષણોમાં સ્પેનના સ્વાતંત્ર્યની આશાનું પ્રતીક બની રહેલી જ્યોત અપૂર્વ તેજથી સળગે છે અને જગત સમક્ષ પોતાના આખરી વિજયની ઘોષણા કરે છે.

હું ઇચ્છું છું કે સ્પેનના આપણા બિરાદરોને આપણે કંઇક અસરકારક સહાય આપીએ.

જગતના બનાવો વચ્ચે રહેલો અંગાંગી સંબંધ અને એકમેક વચ્ચેની આ ક્રિયા અને પ્રક્રિયા તમારી સમક્ષ હું ભારપૂર્વક રજુ કરવા માંગુ છું. એમ કરવાથી આપણે આજના વિશ્વનું ગુંચવાડાભર્યું ચિત્ર જરાક સમજી શકીશું અને અદ્ભુત ભિન્નતા અને વિરોધો હોવા છતાં તેમાં રહેલું ઐક્ય જોઇ શકીશું. પ્રજાતંત્રવાદ અને ફેસિઝમ, રાષ્ટ્રવાદ અને શાહીવાદ, સમાજવાદ અને નાશ પામતો મૂડીવાદઃ આ દ્વંદ્વો વિચારોના જગતમાં એકમેક સાથે ઝઘડી રહ્યા છે.. આ સંઘર્ષણ ત્યાંથી ભૌતિક જગતમાં વિકાસ પામે છે અને સત્તા હાથ કરવાના હરીફાઇ જંગમાં મતોને સ્થાને સંગીનો અને બોમ્બગોળા ગોઠવાઇ જાય છે.

આ સ્થિતિ ધીમે ધીમે માણસોના માનસને બળવાખોર બનાવે છે. આ બળવાખોર માનસ ધીમે ધીમે બળવાનું સ્વરૂપ ધારણ કરવા તરફ વળે છે. અને કરવા જોઇતા ફેરફારોમાં થતો પ્રત્યેક વિલંબ વધુ અથડામણો ઉભી કરે છે. ચાલુ સમતોલપણું ભાંગી પડતાં અને તેની જગ્યાએ બીજું સમતોલપણું નહિ આવતાં અધઃપાત, પ્રત્યાઘાત અને સંકટો

આવવા માંડે છે. આ મહાસંકટ આપણી સામે ઉભું છે અને એક મહા ભયંકર યુદ્ધનો સંભવ આપણા માથા પર સદાય ઝઝુમી રહ્યો છે.

પણ આપણામાં નવી અભિલાષાઓનાં અંકુરો જાગ્યાં છે. યુદ્ધ અને અથડામણોને પોષીને કરોડો માનવીઓને પીસી નાંખતી આ ઘેલી જગતવ્યવસ્થાનો અંત લાવવાની ઇચ્છા, ગરીબાઇ અને બેકારી દૂર કરીને વિશાળ જનસમુદાયની શકિતઓને બંધનમુક્ત કરવાની અને એ શકિતઓનો માનવતાની પ્રગતિ અને સુધારણા અર્થે ઉપયોગ કરવાની આકાંક્ષા આપણામાં જાગી છે.

છેલ્લા આઠ માસ દરમિયાન આપણા આ વિશાળ દેશમાં હું બહુ ફર્યો છું અને ફરીથી મેં હિંદના આમવર્ગની ભયંકર યાતનાઓનું અને તેમને માથે લદાયેલા અસહ્ય ભારણમાંથી મુકિતની માંગણી કરતાં તેમની આંખોના પોકારનું દર્શન કર્યું છે, આ આપણો મુખ્ય પ્રશ્ન છે, બાકીના બધા પ્રશ્નો ગૌણ છે અને તેઓ આ મહાન પ્રશ્ન તરફ દોરી જાય છે. આ પ્રશ્નનો ઉકેલ લાવવા માટે આપણે હિંદના શાહીવાદી દ્રોહનો અને શોષણનો અંત લાવવો પડશે.

આ શાહીવાદ એટલે એક દેશનો બીજા દેશ પરનો કબજો માત્ર નથી. એનાં મૂળ ઘણાં ઉંડાં છે. આજનો શાહીવાદ એ મૂડીવાદનો ફાલ છે અને તેનાથી તેને જુદો પાડી શકાય તેમ નથી.

આ કારણથી જ આપણે શાહીવાદ અને સમાજવાદનાં લક્ષણો બરાબર સમજ્યા વિના આપણો પોતાનો પ્રશ્ન બરાબર સમજી શકીશું નહિ. રોગ ઘણોજ પ્રસરેલો છે અને એને માટે ઘરમૂળના અને ક્રાંતિકારી ઉપાયની જરૂર છે અને આ ઉપાય સમાજની સમાજવાદી રચના છે. આજે હિંદમાં આપણે સમાજવાદ માટે લડી રહ્યા નથી, કારણ કે સમાજવાદ પહેલાં આપણે ઘણું અંતર કાપવાનું છે. પરંતુ આપણો પ્રશ્ન આપણને બરાબર સમજાવવામાં, તેના ઉકેલનો માર્ગ દર્શાવવામાં અને આગામી સ્વરાજમાં શું શું હશે તે આપણને બરાબર કહેવામાં

નમાજવાદ વારવાર ઉપયોગી થઇ પડે છે. આપણે જો આપણો પ્રશ્ન ગસાભ્ર સમજી નહિ શકીએ તો આપણુ કાર્ય ઢગ વગરનુ, હેતુ વિહોણુ અને મિન અમરકારક નીવડે એવો પુરતો મભવ છે

મહાસભા આજે હિદ માટે સપૂર્ણ પ્રજાતત્રની હિમાયત કરે છે અને સમાજવાદ માટે નહિ પરતુ પ્રજાસત્તાક રાજ્ય માટે લડત ચલાવે છે તે શાહીવાદનો વિરોધ કરનારી અને આપણી રાજકીય તેમજ આર્થિક વ્યવસ્થામા મહાન ફેરફારો લાવવા માટે ઝઝુમી રહી છે મને આશા છે, બનાવોનો ક્રમ તેને સ્વાભાવિક રીતે સમાજવાદ તરફ લઇ જશે, કારણ કે મને લાગે છે કે હિદના દુ ખોનુ નિવારણ કરવા માટે તે એકજ ઉપાય છે પરતુ આપણે માટે તાત્કાલિક પ્રશ્ન અને જગતનો પ્રશ્ન રાજકીય સ્વાતત્ર્ય અને પ્રજાસત્તાક રાષ્ટ્રની સ્થાપનાનો છે આ કારણને લઇને મહાસભાએ જગતના સઘળા પ્રગતિશિલ બળોની હરોળમા ઊભા રહેવુ જોઈએ અને વિશ્વશાતિની હિમાયત કરવી જોઇએ

આપણા માટે અને જગત માટે પણ શાતિના પ્રશ્નને શાહીવાદથી છૂટો પાડી શકાય તેમ નથી, અને યુદ્ધના મૂળ કારણોને દૂર કરવા માટે શાહીવાદ જવો જ જોઇએ અમે સધિઓની પવિત્રતામા માનીએ છીએ પરંતુ જે સધિઓ કરવામા હિદના લોકોએ કશો ભાગ ભજવ્યો ન હોય તેનો શિરસ્તા મુજબ અમે સ્વીકાર ન કરીએ ત્યા સુધી અમારી જાતને અમે તેનાથી બધાયેલા ગણી શકીએ નહિ મહાસભાએ આ પહેલા જ જાહેર કરી દીધુ છે કે આપણે શાહીવાદી યુદ્ધમાં કાઇ પણ જાતનો ભાગ લઇ શકીશુ નહિ અને આવા કોઇ યુદ્ધ માટે આપણે આપણા માનવોનુ કે સાધનોનુ શોષણ થવા દઇશુ નહિ.

નવુ મધારણ આપણી સામે અપમાનજનક નજરે તાકી રહ્યુ છે. આપણે આ ગુનામી ખતનો અસ્વીકાર કર્યો હોવા છતા તે આપણા પર ઠોકી બેસાડવામા આવ્યુ છે આપણે એ બધારણ હેઠળ ચુટણી જગમા ઉતરવાની તૈયારી કરી રહ્યા છીએ ધારાસભાઓમા આપણો પ્રવેશ બ્રિટિશ શાહીવાદના આ હથિયાર સાથે સહકાર કરવા માટે નથી પરતુ

તેનો અંત લાવવા માટે અને હિંદ ઉપરની પોતાની પકડ મજબૂત કરવાના અને હિંદના લોકોનું શોષણ કરવાનાં બ્રિટિશ શાહીવાદના પ્રયત્નોનો સઘળી દિશાએથી સામનો કરવા માટે છે. મહાસભાની આ મૂળગત નીતિ છે અને કોઇ પણ મહાસભાવાદીએ અને ચુંટણી માટેના ઉમેદવારે તેને ભૂલવી ન જોઇએ.

ક્યાંક ક્યાંક આ ચુંટણીઓને સમાધાન કરવાનું અને કોઇ પણ ભોગે બહુમતી મેળવવાનું જે વલણ જોવામાં આવે છે તેને અટકાવવું જોઇએ. ચુંટણીઓનો ઉપયોગ આમજનતાની મહાસભાના ધ્વજ નીચે જમાવટ કરવામાં મહાસભાનો સંદેશો કરોડો મતદારો અને બીજાઓને પહોંચાડવામાં અને આમ ચળવળને આગળ ધપાવવામાં કરવો જોઇએ આપણી પીઠ પાછળ આ આમ ચળવળનો ટેકો નહિ હોય તો ધારાસભાની આપણી મોટામાં મોટી બહુમતી પણ નિરૂપયોગી થઇ પડશે, અને પ્રત્યાઘાતી પક્ષો અને વ્યક્તિઓ સાથેના સમાધાન પર રચાયેલી બહુમતી મહાસભાના ધ્યેયને જ પરાભવ આપશે.

નવા કાયદા સામે લડવાના પ્રયત્ન સાથે પુખ્ત વયના મતાધિકાર નીચે ચુંટાયેલી લોકપ્રતિનિધિ સભા માટેની આપણી માંગણી માટે આપણે દબાણ લાવવાનું છે. આજની આપણી મહાસભાની નીતિનો એ અનિવાર્ય ભાગ છે અને આપણો ચુંટણીનો જંગ એ પાયા પર રચવો જોઇએ. આ લોકપ્રતિનિધિ સભાનું ઉદ્‌ભવસ્થાન બ્રિટિશ સ્વરૂપ હશે અથવા બ્રિટિશ શાહીવાદ સાથેના સમાધાનથી એ અસ્તિત્વમાં આવશે એવી કલ્પના પણ કરવી ન જોઇએ. જો તેને વાસ્તવિક બનાવવી હોય તો તેની પાછળ પ્રજાની ઇચ્છાશક્તિ હોવી જોઇએ. તેને ટેકો આપવા માટે આમવર્ગનું સંગઠિત બળ હોવું જોઇએ અને સ્વતંત્ર હિંદનું બંધારણ ઘડી કાઢવાની સત્તા તેને હોવી જોઇએ.

ચુંટણીઓ પૂરી થઇ ગયા પછી તરત લોકપ્રતિનિધિ સભાની માંગણી રજુ કરવા અને નવા બંધારણના ફેડરેશનને લગતા ભાગનો સર્વ

દિશાએથી કેમ સામનો કરવો તે નક્કી કરવા ધારાસભાના સઘળા મહાસભાવાદીઓ તથા મહાસમિતિના સભ્યોનું બનેલું એક સંમેલન બોલાવવાનું કારોબારીએ નક્કી કર્યું છે આવું સંમેલન આપણી લડતને કેન્દ્રિત કરવા અને ધારાસભાની અંદર તેમજ બહાર એ લડતને યોગ્ય દોરવણી આપવામાં આપણને ઘણી મદદ કરશે એનાથી ધારાસભાના મહાસભાવાદી સભ્યોમાં પ્રાન્તીયતાનો વિકાસ થતો અટકાવી શકાશે

લોકપ્રતિનિધિ સભાની માગણી પછી આપણું બીજું મહા અગત્યનું કામ નવા બંધારણની સમવાય યોજનાનો સામનો કરવાનું હશે નવું બંધારણ તદ્દન ખરાબ છે પણ તેમાંયે વળી સમવાય તંત્રની યોજના તેના કરતાં ય ખરાબ છે એટલા ખાતર તેને તોડી પાડવા માટે અને તેમ કરીને આખા નવા બંધારણનો અંત લાવવા માટે આપણે સૌથી વધારે જહેમત ઉઠાવવી જોઇએ

આપણે સમવાય તંત્રના સિદ્ધાન્તની વિરુદ્ધ નથી, પરંતુ આપણા પર ઠોકી બેસાડવામાં આવતું આ સમવાય તંત્ર એ ગુનામી નીચેનું તંત્ર છે અને સામાજિક તેમજ રાજકીય દૃષ્ટિએ તેનો અંકુશ દેશના સૌથી પાછળ રહેનાં તત્ત્વોને હાથમાં રહેવાનો છે હાલનાં રાજસ્થાનો ૧૯ મી સદીની બ્રિટિશ શાસનની અસ્થિર દશામાં અસ્તિત્વમાં આવ્યાં હતાં હમણાં હમણાંથી અનેકવાર પવિત્ર દસ્તાવેજો તરીકે આપણી સમક્ષ રજુ કરવામાં આવતી એ આપખુદ રાજવીઓ સાથેની સંધિઓ તે સમયે કરવામાં આવી હતી દુનિયા આજે એક મહાન પરિવર્તનના આરે ઉભેલી છે, પણ હિંદના રાજસ્થાનોનું તે પ્રમાણે નથી સદાય પરિવર્તન પામતા આ વિશ્વના દશ્યમાં તેઓ ૧૯ મી સદીની આંખે આપણી સામે તાકતા સ્થિતિચુસ્ત રહ્યાં છે પુરાણી સંધીઓ પ્રજાની સાથે અગર તેમના પ્રતિનિધિઓની સાથે નહિ પણ તેના આપખુદ શાસન સાથે કરેલી સંધિઓ પવિત્ર ગણાઇ છે સો વર્ષ અગાઉ કરેલી આ સંધિઓને આપણે શાશ્વત અને અફર તરીકે સ્વીકારી શકીએ નહિ આ રાજસ્થાનોએ સ્વતંત્ર હિંદની યોજનામાં બંધ બેસતા થવું પડશે અને તેમની પ્રજાને મહા-

સભાએ જાહેર કર્યું છે તે મુજબ બાકીના હિંદની પ્રજાની જેમ અંગત નાગરિક અને પ્રજાકીય સ્વતંત્રતા મળવી જોઇએ.

હિંદમાં રાષ્ટ્રીય આંદોલનનો વિકાસ થતાં તેમની કલ્પિત અગત્ય વધી છે કારણ કે આ રાષ્ટ્રવાદની સાથે બાથ ભીડવામાં બ્રિટિશ સરકારે તેમની મદદ ઉપર વધુ ને વધુ આધાર મૂકયો છે. સમવાય તંત્ર નીચે તેમને અસાધારણ સત્તા પ્રાપ્ત થઇ છે. પોતાને આપખુદ ઘટકો તરીકે જાળવી રાખીને તેમણે હિંદના બીજા ભાગો ઉપર સત્તા મેળવી છે, જ્યારે તેમનાં આ ઘટકો બાકીના હિંદના અંકુશમાંથી સમગ્ર રીતે બહાર છે. બીજો ખરાબ વિકાસ એ થયો છે કે કેટલાંક મોટાં રાજ્યોનાં લશ્કરોને સંગીન પાયા પર મૂકવામાં આવ્યાં છે.

આ પ્રમાણે બંધારણીય કાયદાનો આપણો વિરોધ સૈદ્ધાન્તિક જ નથી પરંતુ તે આપણા મુક્તિસંગ્રામ અને ભાવીને સ્પર્શ કરતો અગત્યનો વિષય છે.

હોદ્દાસ્વીકાર અસ્વીકારના પ્રશ્નનો આપણે નીવેડો આણ્યો નથી. હોદ્દાઓનો સ્વીકાર કરવો એ નવા બંધારણનો અસ્વીકાર કરવાની આપણી નીતિનો જ નકાર કરવા બરાબર છે. ઉપરાંત ૧૯૨૦ માં સ્વીકારવામાં આવેલી અને તે પછી અનુસરવામાં આવેલી નીતિનું પરાવર્તન છે. મહાસભાના જાહેરનામાંથી હોદ્દાઓના સંબધમાં આપણા નિર્ણયનું ક્ષેત્ર મર્યાદિત બને છે. હોદ્દાસ્વીકારની તરફેણ કરનારાઓએ બતાવી આપવું જોઇએ કે તેમ કરવાથી નવા બંધારણ સાથે અસહકાર થઇ શકશે અને તેનો અંત લાવી શકાશે.

આપણા ઠરાવોનાં અને ચુંટણીના જાહેરનામામાં નિયત કરવામાં આવેલી મહાસભાની નીતિનું સ્વાભાવિક પરિણામ એ આવે છે કે આપણને હોદ્દો અને પ્રધાનપદાં સાથે કંઇપણ લેવા દેવા નથી. આમાંથી આપણે જરા પણ ચળીશું તો તે નીતિનું પરાવર્તન થયું ગણાશે અને તેનો અર્થ એવો થાય કે આપણે હિંદની જનતાના શોષણમાં બ્રિટિશ.

શાહીવાદ સાથે ભાગીદારી સાધીએ છીએ. વિરોધ અને અનામતીઓ સાથે નવા બંધારણમાં રહેલા મૂળભૂત સિદ્ધાન્તોમાં સંમતી આપીએ છીએ અને આપણા આગળ વધેલા તત્ત્વોને દબાવી દેવાના તિરસ્કરણીય કાર્યમાં કંઇક અંશે બ્રિટિશ શાહીવાદને સાથ આપીએ છીએ. બીજા કોઇ મુદ્દા પર હોદ્દાનો સ્વીકાર કરવો એ ભાગ્યે જ શક્ય છે અને જો તે શક્ય હોય તો તરત જ તેનું પરિણામ અંતરાય અને અથડામણમાં આવશે. એ અંતરાય અને છટકી ન શકાય તેવી સ્થિતિથી આપણે ગભરાતા નથી. આપણે જો એ માર્ગ લઇએ તો આપણે હોદ્દાઓને નભાવી લેવાનો નહિ પણ અંતરાયો ઊભા કરવાનો વિચાર કરવો પડશે.

દહેશત દેખાડવામાં આવે છે કે આપણે જો હોદ્દાઓ નહિ સ્વીકારીએ તો બીજાઓ તેનો સ્વીકાર કરશે અને આપણા મુક્તિસંગ્રામના માર્ગમાં અંતરાયો મૂકશે પરંતુ જો આપણે બહુમતીમાં હોઇશુ, તો તેમને ગેરવર્તન ચલાવતા અટકાવી શકીશુ. આપણે કોઇ પણ પ્રધાનમંડળ રચાતું અટકાવી શકીશુ પણ જો આપણી બહુમતી શંકાભરી હશે તો હોદ્દાઓ માટે આપણે બિન મહાસભાવાદી તત્ત્વો સાથેના સમાધાન પર આધાર રાખવો પડશે આ નીતિ આપણા ધ્યેય માટે ઘણી ભયભરી છે. આપણે બહુમતીમાં હોઇએ કે લઘુમતીમાં હોઇએ તે બહુ અગત્યનું નથી ખરી અગત્ય તો આપણી પાછળ વ્યવસ્થિત આમજનતાના પીઠબળની છે. એ પીઠબળ વિનાની બહુમતી પણ ધારાસભાઓમાં કંઈ નહિ કરી શકે.

લખનૌની મહાસભાએ આમસંપર્કને લગતો ઠરાવ પસાર કર્યો હતો પણ દુર્ભાગ્યે એ કાર્ય જે સમિતિને સોંપવામાં આવ્યું હતું તેણે હજી પોતાનો હેવાલ બહાર પાડ્યો નથી આ પ્રશ્ન તે ઠરાવમાં રજુ કરવામાં આવ્યો હતો તેના કરતાં વધુ વિશાળ છે. લડત વધારે અસરકારક હોવા માટે તે સામુદાયિક હોવી જોઇએ. મહાસભાનાં બળનું સારતત્ત્વ આ સામુદાયિક પાયો અને તેની હાકલને અનુસરનાર સામુદાયિક જવાબ છે. સામુદાયિક પાયાનું વ્યવસ્થાના ક્ષેત્રમાં

પ્રતિબિમ્બ જણાતું નથી, આ કારણે જ આપણી પ્રવૃત્તિઓમાં મૂળભૂત નબળાઈઓ રહેલી છે. રાજકીય પ્રવૃત્તિઓનું નિર્માણ મોટે ભાગે આર્થિક પ્રશ્નો કરે છે.

હિંદી જનતાની સ્વતંત્રતા માટે જ સ્થપાયેલી, બીજી ખેડુતો, કામદારો અને બીજાઓની સંસ્થાઓને મહાસભા સાથે જોડી દઈને મહાસભાને દેશનાં સઘળાં શાહીવાદ વિરોધી બળોનો શકય તેટલો વિશાળ સંયુકત મોરચો બનાવવાનું યોગ્ય છે કે નહિ. હમણાં અથવા થોડા સમય બાદ પણ કોઈ પ્રકારનું ધંધાદારી પ્રતિનિધિત્વ મહાસભામાં અનિવાર્ય છે અને ઇચ્છવાજોગ પણ છે. કૃત્રિમ અને અલ્પજીવી તેમજ અનિચ્છનીય સંસ્થાઓ મહાસભાનો લાભ ઉઠાવતી અટકે તેવી જોડાણ માટેની શરતો મહાસભા સહેલાઇથી નકકી કરી શકે તેમ છે. આ સંસ્થાઓ તરફથી મોકલવામાં આવનાર પ્રતિનિધિઓની સંખ્યાની પણ હદ બાંધી શકાય તેમ છે.

દેશનો સઘળાં શાહીવાદવિરોધી બળોનો એક મજબુત મોરચો ઉભો કરવાનું કામ આપણી સમક્ષ છે. અનિવાર્ય રીતે મહાસભા એક સંયુક્ત પ્રજાકીય લડતનો પાયો હોવો જોઇએ. વ્યવસ્થિત કામદારો અને ખેડૂતો આવા મોરચામાં સક્રિય ભાગ લે તો તેથી તેના બળમાં વધારો થશે. આથી તેમના સહકારને આવકારવો જોઇએ.

આપણે આજની વાસ્તવિકતા અને આપણી પ્રજાના રોજ–બ–રોજના પ્રશ્નોની અવગણના કરી શકીએ નહિ. આ વાસ્તવિકતા આપણા કરોડો દેશબંધુઓની ગરીબાઇ અને બેકારી છે. આજની દુનિયા દુઃખદ નિસંવાદોથી સભર છે પણ આ નિસંવાદો હિંદના જેટલા ઉગ્ર બીજે કયાંય નથી.

એક વિશાળ અને દયાજ઼ કરી રહેલો પ્રશ્ન ખેડૂત વર્ગનો છે. હિંદ મુખ્યત્વે ખેડૂતોનો પ્રદેશ છે. આ વસ્તુનો સહકાર કરવા અને મહાસભાને ખેડૂત સમુદાયની વધુ નજીક લાવવા માટે આજે આપણે પહેલાની માફક શહેરમાં એકઠા મળવાને બદલે ફૈઝપુર જેવા ગામમાં

એકઠા મળ્યા છીએ. લખનૌની મહાસભાએ ખેડૂતના કાર્યક્રમ ઘડી કાઢવા માટે જે સૂચના આપી હતી તે કાર્ય હજી અપૂર્ણ રહ્યું છે. કારણ કે તેની વિશાળતા અને ગુંચવણો જોતાં તેની સંપૂર્ણ તપાસ કરવાની જરૂર છે. ઘણાખરા પ્રાન્તોએ ભાડામાં, મહેસુલમાં સુધારા કરવાની અને જમીનદારી ભાગને રદ કરવાની માંગણીઓ કરી છે. ખેડૂત વર્ગનાં ભારે દેવાને મોકુફ રાખવા તથા તેમાં મોટો ઘટાડો કરવા પોકારો ઊઠયા છે. ખેડુત અને સરકાર વચ્ચે ઊભી રહેતી વ્યકિતઓને દૂર કરવી જોઇએ. સરકારી કે સામુદાયિક ખેતીની પ્રથા આવવી જ જોઇએ. કોઇપણ વ્યવસ્થિત યોજનાનો વિકાસ ઇજારા, સ્થાપિત જેલો અને શાહીવાદી શોષણના પડછાયા હેઠળ ન સંભવી શકે. એવી યોજનાઓ માટે તો રાજકીય અને સામાજિક મુકિતની હવા અને જમીનની જરૂર છે.

આજે આપણે માટે આ દૂરનું ધ્યેય છે, જો કે ત્વરાથી કુચ કરતા બનાવો આપણી કલ્પનામાં પણ ન હોય એટલા જલદી એ ધ્યેયની સમીપ આપણને લઇ જશે. આપણું તાત્કાલિક ધ્યેય–સ્વાતંત્ર્ય વધુ નજીક આવ્યું છે અને વધુ સ્પષ્ટ છે અને મોટે ભાગે એ કારણે જ યુરોપમાં ઘણાયને થયેલી નિરાશા અને કરુણ સ્વપ્નભંગમાંથી કદાચ આપણે ઉગરી જઇએ.

આપણે દેખીતી રીતે દુર્બળ છીએ. પરંતુ વાસ્તવિક રીતે તેમ નથી. બ્રિટિશ સામ્રાજ્ય ઝાંખું પડતું જાય છે. આર્થિક અને રાજકીય રીતે આપણે કચડાયેલા છીએ. આપણું નાગરીક સ્વાતંત્ર્ય છીનવી લેવામાં આવ્યું છે, આપણી સેંકડો સંસ્થાઓ ગેરકાયદેસર બનાવી છે. આપણાં હજારો સ્ત્રીપુરુષોને હમેશને માટે તુરંગમાં અને નજરકેદીઓની છાવણીઓમાં ધકેલી દેવામાં આવ્યાં છે; આપણી હિલચાલ પર કેટલા ય છુપી પોલિસના માણસો તેમજ બાતમીદારો સદા ય નજર રાખી રહ્યા છે; આપણા ઉચ્ચારેલા શબ્દો કદાચ રાજદ્રોહના કાયદાનો ભંગ કરે છે કે નહિ એ જોવા ખાતર નોંધી લેવામાં આવે છે. એ સર્વેથી યા એથી વધારે હોય તેથી પણ આપણે દુર્બળ બની ગયા નથી. આપણે વધારે તાકાતવાન

થયા છીએ. તીવ્ર દમનનીતિ તો આપણાં ખિલતાં રાષ્ટ્રીય બળનું માપ છે. વિગ્રહ અને ક્રાંતિ જગત પર ઝઝુમી રહ્યાં છે અને રાષ્ટ્રો જીવ પર આવી શસ્ત્રસજ્જ થતાં જાય છે. જો વિગ્રહ જાગે કે કોઈ અન્ય ઉલ્કાપાત જાગે તો તે પ્રત્યે ભારતની નીતિથી કંઈક જુદું જ થશે. સાચે માર્ગે વાપરવામાં આવે તો સફળતાની ચાવી આપણા હાથમાં છે. તે વિષે આપણને વધારે ને વધારે ભાન થતું જાય છે. આથી આપણી જનતાનું નિરાશાવાદી માનસ નષ્ટ થયું છે.

દરમિયાન સામાન્ય ચુંટણીઓ તરફ આપણું ધ્યાન દોરાય છે અને આપણી શક્તિ એમાં ઓતપ્રોત થાય છે. પરંતુ એ તો આપણા લાંબા પ્રવાસમાં ભરેલું એક પગલું લેખાશે અને આપણે કાળ અને ભયને આપણા બિરાદરો બનાવી આગે કદમ ભરશું. તેઓ આપણા લાંબા સમયથી સહપ્રવાસીઓ હતાં અને આપણે તેમનાથી ટેવાઈ ગયા છીએ અને જ્યારે તેમના પર આધિપત્ય મેળવતાં શીખીશું ત્યારે વિજય પર શી રીતે સત્તા ભોગવવી એ પણ આપણે શીખીશું.

## ઠરાવો

### ફૈઝપુરની ૫૦મી મહાસભાના ઠરાવો

૧. વિશ્વશાંતિ પરિષદ પરના શ્રી. વી. કે. મેનનના અહેવાલની વિચારણા કર્યા પછી મહાસભા પોતાના પ્રતિનિધિ તરીકે તેમણે આ પરિષદમાં લીધેલા ભાગની નોંધ લે છે. લડાઇનાં કારણોને દૂર કરીને વિશ્વમાં શાંતિ સ્થાપવાના શાંતિ પરિષદના હેતુને મહાસભા અંતઃકરણપુર્વક ટેકો આપે છે અને તેના આ અગત્યનાં અને તાત્કાલિક કામમાં પોતાનો સંપૂર્ણ સહકાર આપે છે. આ હેતુને માટે શાંતિ પરિષદ જે સંસ્થા સ્થાપશે તેની સાથે સ્વેચ્છાએ મહાસભા જોડાશે. મહાસભા ભાર દઇને જણાવવા માગે છે કે શાહીવાદ પોતે જ યુદ્ધનું કારણ છે અને જગત શાંતિ માટે તેનું નિવારણ જરૂરી છે. રાષ્ટ્રપતિને આ દિશામાં જરૂરી પગલાં લેવાની સત્તા આપવામાં આવશે.

૨. હિંદથી બ્રહ્મદેશને રાજકીય રીતે છૂટો પાડવામાં આવવાથી મહાસભાના બંધારણમાં જે કંઇ ફેરફાર કરવા જરૂરી જણાય તે કરવાની મહાસભા

મહાસમિતિને સુચના આપે છે યુગો થયા આ બન્ને દેશોનુ ભાવી સાસ્કારિક બંધનોથી જોડાયેલુ રહેલુ છે અને કેટલાય વર્ષો સુધી તેમણે બન્નેએ બ્રિટિશ શાહીવાદની સામે સ્વતત્રતા મેળવવા સાથે રહીને યુદ્ધ ખેલ્યુ છે બ્રહ્મદેશના મોટા ભાગના અભિપ્રાય ૫ વિરુદ્ધ અત્યારે તેને રાજકીય રીતે અલગ પાડવામા આવે છે તે જુના બધનોને નબળા પાડી શકે તેમ નથી અને બન્નેની સયુક્ત લડાઇમા તેને વચમા આવવા દેવામા ન આવે મહાસભાના બધારણમાની બ્રહ્મદેશની સ્થિતિ વિષે ગમે તે નિર્ણય કરવામા આવે પરતુ આ નિર્ણય બ્રહ્મદેશ નિવાસીઓની સાથે વાટાઘાટ ચલાવ્યા પછી કરવામા આવે અને આ હેતુને માટે બ્રહ્મદેશની મુલાકાત માટે કારોબારીએ વ્યવસ્થા કરવી જોઇએ

બ્રહ્મદેશ વિષે મહાસભાના બધારણમા જે કઇ ફેરફાર કરવા જરૂરી જણાય તેને બધારણમા સ્વીકારી લેવા તથા તે પ્રમાણે વ્યવસ્થા કરવા માટે મહાસમિતિને સત્તા આપવામા આવે છે

૩ સ્પેનની અદર સ્પેનીશ પ્રજા તથા પરદેશી બાહુતી સૈન્યો તથા યુરોપની ફેસિસ્ટ સત્તાઓની મદદ મેળવેલા લશ્કરી સમુદાય વચ્ચે જે લડાઇ ચાલી રહેલી છે તે મહાસભા ભારે ચિંતા તથા સહાનુભૂતિથી જોતી રહી છે મહાસભાને લાગે છે કે લોકશાસનના વિકાસ અને ફેસિસ્ટ પ્રત્યાઘાત વચ્ચેની આ લડાઇ જગતના ભાવીને માટે ઘણી જ અગત્યની છે અને તે શાહીવાદ અને હિંદના ભાવીને અસર પહોચાડશે બિલકુલે નવાઇ પામ્યા વિના મહાસભાને લાગુ છે કે બ્રિટિશ સરકારે જે બિનદરમિયાનગીરીની નીતિ અખત્યાર કરી છે તે ફેસિસ્ટ બળવાખોરો સામે લડતી સ્પેનની સરકાર તથા પ્રજાને ઘણી રીતે અતરાય રૂપ છે અને આ રીતે ખુલ્લેખુલ્લા ફેસિસ્ટ સત્તાઓ તરફની મદદ તથા સથવારો મેળવી રહેલા બળવાખોરોને પરિણામે મદદરૂપ નીવડી છે

હિંદીજનતાની વતીથી મહાસભા સ્પેનની પ્રજાને અભિનદન આપે છે અને સ્વાધીનતાની આ મહાન લડાઇમા પોતાની બિરાદરીની ખાત્રી આપે છે

૪ આ મહાસભાનો મત છે કે ૧૯૩૭ ની ૧ લી જાન્યુઆરીથી ૨૦૭૮૦૦ ચોરસ માઇલ અને ૧ કરોડ અને ૩૦ લાખ માણસોને સ્પર્શ કરે તેવા જે બાકાત કે અર્ધબાકાત વિભાગો બ્રિટિશ બલુચિસ્તાન સમેત ચીફ કમીશનરના પ્રાન્તો બનાવવામા આવે છે તે હિંદની પ્રજાને તેની સાથે

અન્યાયી અને અવિવેકી વર્તન દાખવી દેશનો લોકશાસિત સંસ્થાઓના એક સરખા વિકાસને બાધારૂપ નીવડે તે રીતે વહેંચી નાંખવાનો એક વધુ પ્રયત્ન છે.

મહાસભા વધુમાં માને છે કે આ બાકાત અને અર્ધબાકાત પ્રદેશોને જુદા પાડવાનો હેતુ આ પ્રદેશોની ખનીજ અને જંગલની સંપત્તિ પર કાબુ મેળવી તેનો લાભ ઉઠાવવાનો છે તથા સરળ શોષણ અને દમન માટે આ પ્રદેશના લોકોને બાકીના હિંદથી અલગ પાડવાનો છે.

મહાસભા મક્કમપણે માને છે કે હિંદના બધા જ ભાગ પર કોઇ પણ અપવાદ વિના એક સરખી લોકશાસિત અને સ્વયંશાસિત સંસ્થાઓ હોવી જોઇએ.

૫. મહાસભા સખેદ નોંધ લે છે કે છેલ્લા વર્ષ દરમિયાન કદી નહિ જોવામાં આવેલી એટલી બધી કુદરતી આફતોએ આપણા દેશને પાયમાલ કર્યો છે અને પુર, દુષ્કાળ, ઝંઝાવાત વગેરેએ ગરીબી અને બેકારીએ પાયમાલ કરેલા આપણા દેશના વિશાળ ભાગને ભારે વિપત્તિમાં નાંખી દીધો છે. આ વિપત્તિઓનો ભોગ બનનાર લોકો તરફ મહાસભા ઉંડી સહાનુભૂતિ દાખવે છે અને આનો સામનો કરવામાં લોકોએ જે ધિરજ દાખવી છે તેની કદર કરે છે.

પોતાની સ્નેહપૂર્વકની સેવા અને સહાયથી જે વ્યક્તિઓ તથા બિન અધી-કારી સંસ્થાઓએ સંકટગ્રસ્ત પ્રદેશોમાં જે સહાય પહોંચાડી છે તે બદલ તેમને અભિનંદન આપે છે.

મહાસભાને લાગે છે કે અત્યાર સુધી વારંવાર આવતા તથા વિસ્તારમાં વધતાં પુરનાં કારણો જાણવા માટે સરકારે કોઇ શાસ્ત્રીય તપાસ માટે પુરતા પ્રયત્નો કર્યાં નથી વધુમાં તેને લાગે છે કે આવા પુર પર કાબુ મેળવવાનું તથા પાણી સરળ રીતે જઇ શકે તેવી વ્યવસ્થા કરીને તેને એકહું થતું અટકાવવું શક્ય છે.

મહાસભા માને છે કે વિવિધ સંકટોથી જે વ્યાપક વિપત્તિ આવી પડી છે તેમાં સરકારે યોગ્ય પ્રમાણમાં મદદ આપીને રાહત આપવી જોઇએ, આમાં ખાસ કરીને ચાલુ વર્ષ માટે સંકટગ્રસ્ત પ્રદેશોનાં ભાડા, મહેસુલ, પાણીના અને એવા કરોની સંપૂર્ણ માફી, તથા ચઢેલાં ભાડાં, મહેસુલ અને એની વિષયક દેવાની મોકુફીનો સમાવેશ થાય છે. નિરાધાર બનેલાને જીવન ફરીથી શરૂ કરવા માટે મફત કે ઘટાડેલા દરની બીજી સહાય અને વ્યાજ વિનાની લોન આપવી જોઇએ.

૬ ભૂતકાળમા મહાસભાએ વારવાર શાહીવાદી યુદ્ધના ભય સામે ધ્યાન દોર્યું છે અને જાહેર કર્યું છે કે હિંદ તેમા ભાગીદાર બની ન શકે મહાસભાની ગઇ બેઠક પછીથી કટોકટી વધારે તીવ્ર બની છે અને ફેસિસ્ટ આક્રમણ વધી ગયુ છે ફેસિસ્ટ સત્તાઓ જોડાણો તથા સધિઓ દ્વારા યુરોપમા તેમજ જગતમા પ્રભુત્વ મેળવવાના અને રાજકીય અને સામાજિક સ્વાતત્ર્યનો નાશ કરવાના હેતુથી યુદ્ધ માટે એક સમુદાયમા એકઠી થવા લાગી છે જગતના પ્રગતિશિલ રાષ્ટ્રો તથા લોકોની સાથે અને તેમા ય ખાસ કરીને શાહીવાદ અને ફેસિઝમની સત્તા તથા શોષણ તળે દબાયેલાઓની સથે સહકાર સાધીને જગતના આ શાપનો સામનો કરવાની જરૂરની મહાસભાને સપૂર્ણ જાણ છ આવી કોઇ લડાઇ ફાટી નીકળતા ભય રહે છે કે હિંદની માનવ તેમજ બીજી શક્તિઓનો બ્રિટિશ શાહીવાદના હેતુઓ માટે ઉપયોગ કરવામા આવે અને આ કારણે એ જરૂરી છે કે મહાસભાએ આ ભય સામે દેશને ચેતવણી આપવી જોઇએ અને તેને હિંદ અને હિંદીવાનોના શોષણનો સામનો કરવા તૈયાર કરવો જોઇએ આવી લડાઇ માટે કોઇ પણ રકમમા સમતિ આપવામા ન આવે અને મરજિયાત ભરણા કે યુદ્ધ માટેની લોનોને ટેકો આપવામા ન આવે અને યુદ્ધની બીજી બધી તૈયારીઓનો વિરોધ કરવામા આવે

૭ હિંદી સરકાર વાયવ્ય સરહદ પર જે નીતિ અખત્યાર કરી રહી છે તે મહાસભાના મત પ્રમાણે તદ્દન નિષ્ફળ નીવડી છે અને હિંદ અને સરહદની પ્રજાઓ બન્નેના હિતને ખૂબ જ નુકસાનકારક નીવડી છે આ નીતિને શાહીવાદી હિતોને આગળ વધારવા માટે અને વિશેષ કરીને હિંદના ભારે લશ્કરી ખર્ચને વાજબી ઠરાવવા માટે તથા શાહી હેતુઓ માટે નભાવવામા આવતી લશ્કરી ટુકડીઓને યુદ્ધ જેવી પરિસ્થિતિ ઊભી કરીને તેમા તાલીમ આપવા માટે અખત્યાર કરવામા આવેલી છે માનવતા વિહીન અને જગલી રીતો જેમા અખત્યાર કરવામા આવતી હોય તેવી ગમે તે નીતિ—જેવી કે આકાશમાથી બોમ્બ વરસાવનારી અને સરહદ પર હલ્લાઓ લઇ જવાની—ને વખોડી કાઢવી જોઇએ વધારામા આ નીતિ પણ સરહદ પર શાતિ સ્થાપવા માટે નકામી નીવડી છે અને મોટે ભાગે તેનુ પરિણામ એ આવ્યુ છે કે સરહદ પરની મિત્રાચારી રાખતી ટોળીઓ મિત્રતા છોડતી ચાલી છે અને દુશ્મન બનતી ચાલી છે

હિંદના આતરિક તેમજ બાહ્ય હિતોની દ્દષ્ટિએ એ જરૂરી છે કે સરહદ પર શાતિ સ્થાપવામા આવે અને આપણા પાડોશીઓ સાથે મૈત્રી કેળવવામા

આવે અને મહાસભા માને છે કે આવા મૈત્રીના સંબંધો અને શાંતિની સ્થાપના બહુ મુશ્કેલી વિના સ્થાપી શકાય તેમ છે. આને માટે સરહદની ટોળીઓને મિત્ર તેમજ સજ્જન પડોશી તરીકે ગણવામાં આવે તથા સંસ્કૃતિના ફેલાવાના બહાના નીચે કે આર્થિક મદદના બહાના નીચે લશ્કરી રેલ્વેઓ મારફતે તેમનામાં ડખલ ન કરવામાં આવે. જો આ નીતિ અખત્યાર કરવામાં આવશે તો તેઓ શકિતના એક કિંમતી સાધન તરીકે બની જશે અને હિંદના લશ્કરી ખર્ચના ભારણને હળવું કરશે. સરહદની પહાડી ટોળીઓ જંગલી છે, જુલમી છે, લડાયક છે, આક્રમણખોર છે એ જે તેમની સામે આક્ષેપો કરવામાં આવે છે તે મહાસભાના મત પ્રમાણે પાયા વિનાના છે અને અયોગ્ય ડખલગીરી અને કાયમી ભારે લશ્કરી ખર્ચને વાજબી ઠરાવવા માટે કરવામાં આવેલા છે.

મહાસભા જાહેર કરે છે કે હિંદની પ્રજા તેના પડોશીઓ સાથે મૈત્રી ઇચ્છે છે અને શાંતિ અને માનવ સુખ વધારતાં કામોમાં તેમની સાથે સહકાર આપવા ખુશી છે.

વાયવ્ય સરહદ પર હિંદી સરકાર જે નિષ્ફળ અને ભયજનક અખતરાઓ કરી રહી છે અને જે અખતરાઓ ભારે સંકટમાં પરિણામ પામે છે અને પાછળ દુઃખ મુકતા જાય છે તેના એક વધુ પુરાવા તરીકે તાજેતરમાં ત્યાં જે શિક્ષાત્મક પગલાં લેવામાં આવેલાં છે તેને મહાસભા વખોડી કાઢે છે.

સરહદની પરિસ્થિતિનો નિકાલ લાવવાનો મહાસભાને મન સાચો રસ્તો એ છે કે ત્યાં આગળ સરહદના પ્રશ્નનો ત્યાંની ટોળીઓના સહકારથી હમેશને માટે શાંતિપૂર્વકનો નિકાલ આણવાના હેતુથી ત્યાંની આર્થિક, રાજકીય અને લશ્કરી પરિસ્થિતિની તપાસ ચલાવવામાં આવે.

૮. વગર તપાસે કે વગર આરોપે હજારો હિંદીઓને અચોક્કસ મુદત માટે અટકાયતમાં રાખવાની બ્રિટિશ સરકારની હિંદમાંની નીતિ સામે મહાસભા પોતાનો સખત વિરોધ નોંધાવે છે અને માને છે કે આ નીતિનો આશરો સ્વાધીનતાની રાષ્ટ્રીય લડતને નબળી પાડવા માટે લેવામાં આવે છે. આરોપ અને તપાસ વિના અટકાયતમાં રાખવામાં આવેલા લોકોને એકદમ છોડી મુકવામાં આવે તથા અંકુશના વિધવિધ હુકમોને પાછા ખેંચી લેવામા આવે, એવી હિંદી પ્રજાની માગણીને મહાસભા રજુ કરે છે. હિંદની સ્વાધીનતા માટે બહાદુરીથી શાંતિપૂર્વક

સહન કરી રહેલા નજર કેદીઓ તરફ મહાસભા અભિનંદન અને સહાનુભૂતિ પાઠવે છે

છેલ્લા ચાર અઠવાડીયામાં બંગાળમાં ત્રણ નજર કેદીઓએ જે આત્મહત્યા કરી છે તે ખબરથી મહાસભાને દુઃખ અને ભય લાગે છે. નજર કેદીઓને જે અસહ્ય અને ભયંકર પરિસ્થિતિમાં રાખવામાં આવે છે તેનું આ આત્મહત્યાઓ સૂચક ચિહ્ન છે એમ મહાસભાને લાગે છે. આ આત્મહત્યા તથા નજર કેદીઓને જે પરિસ્થિતિમાં રાખવામાં આવે છે તેની અંદરની જાહેર તપાસની મહાસભા માગણી કરે છે. આ ત્રણ નજર કેદીઓના મૃત્યુથી દુઃખ પામેલા કુટુંબો તરફ મહાસભા દિલસોજી મોકલે છે.

નજર કેદીઓ જે પરિસ્થિતિમાં રહે છે તેની સ્વતંત્ર અને બિનઅધિકારી તપાસને અટકાવતી સરકારી નીતિ સામે મહાસભા પોતાનો સખત વિરોધ નોંધાવે છે, ( આવી એક તપાસ કરવાનું કામ વડી ધારાસભાના મહાસભા પક્ષે પોતે નીમેલી એક સમિતિને સોંપ્યું હતું. )

સરકારે નીમેલી એક સમિતિએ વસવાટ માટે નકામી ઠરાવ્યા પછી છોડી દેવામાં આવેલી આદામાનની જેલને ફરીને ઊભી કરવા સામે મહાસભા વિરોધ નોંધાવે છે મહાસભાના મત પ્રમાણે ત્યાં જે પરિસ્થિતિ પ્રવર્તે છે તે ખાસ કરીને કેદીઓની મુલાકાતો, એકાંત, બુદ્ધિશાળીઓ માટેની બૌદ્ધિક વ્યવસાયની સગવડોના અભાવ વગેરેની પરિસ્થિતિ-અસહ્ય છે અને આદામાનમાં રાજકીય કેદીઓને મોકલવાની રીત બંધ કરવામાં આવે અને ત્યાં દેશનિકાલ થયેલા કેદીઓને એકદમ હિંદ ખાતે પાછા બોલાવવામાં આવે.

૯ દરિયા પાર વસી રહેલા પોતાના બાંધવોને મહાસભા અભિનંદન મોકલે છે અને તેમની દુઃખી પરિસ્થિતિમાં અને તેઓ જે પ્રદેશોમાં વસી રહેલા છે તેમાંની નિત્યને લગતી તેમની સ્થિતિમાં સહાય અને સહાનુભૂતિની ખાત્રી આપે છે તેમની સ્થિતિ સુધારવા માટે મહાસભા પાસે શક્ય હોય તે કરવા માટે એ તૈયાર છે પરંતુ જણાવવાને ઇચ્છે છે કે તેમની સ્થિતિમાં મૂળગત ફેરફાર તો હિંદ સ્વતંત્ર થાય અને પોતાના પરદેશ વસી રહેલા બાંધવોની રક્ષા કરવા જેટલી અસરકારક સત્તા મેળવે ત્યારે જ થાય.

૧૦. અસંખ્ય જાનોની ખુવારી અને પાછળ રહેનારમાં વિસ્તૃત દુઃખ

અને હિંદી ખનીજ સંપત્તિમાં ભયંકર અને અસાધારણ નુકસાનમાં પરિણામ પામતા બંગાળ અને બિહારની ખાણોમાં વારવાર થતા અકસ્માતો તરફ મહાસભા દુઃખ અને ભયની નજરે જુએ છે.

મહાસભાના મત મુજબ આ અકસ્માતો અટકાવી શકાય તેમ છે અને તે સરકારની કાર્યદક્ષતાનો અભાવ અને ખાણોના માલિકો અને વ્યવસ્થાપકોની અણઆવડત તથા માનવ દુઃખ તરફની બેદરકારી દર્શાવે છે.

આવા અકસ્માતો અટકાવવા માટે વધુ કાયદા ઘડવા માટે તથા વધારે સખત અને જાગૃત રીતે અત્યારના કાયદાઓ તથા નિયમોનું પાલન કરાવવા માટે તરત જ અસરકારક પગલાં લેવામાં આવે તે જરૂરી છે આવા અકસ્માતનો ભોગ બનનાર તથા તેના વારસોને નુકશાની આપવાની ખાણોના માલિકો પર ફરજ પાડવામાં આવે

૧૧. રાજ્ય હસ્તકની રેલ્વેના કામદારો અને તેમના મંડળો જાહેરના ટેકાથી રેલ્વેમાંની સામાન્ય કાપકુપ અને ખાસ કરીને, નીચલા દરજ્જાના કામદારોના પગાર કાપના પ્રશ્ન પર એક તપાસ સમિતિની માગણી કરી રહ્યાં છે. સરકારે અને રેલ્વે બોર્ડે આ ન્યાયી અને વાજબી માંગણીની હઠપૂર્વક અવગણના કરી છે. આ મહાસભાનો મત છે કે અત્યારે પણ આવી તપાસ સમિતિ નીમવામાં આવશે તો બંગાળ નાગપુર રેલ્વેની હડતાલનો સમાધાનીપૂર્વક નિકાલ આવી જશે.

બંગાળ નાગપુર રેલ્વેના કામદારો પોતાના હક્ક પર થતા વારંવાર હુમલા સામે જે મક્કમતા તથા બહાદુરીથી લડી રહેલા છે તે બદલ આ મહાસભા તેમને અભિનંદન આપે છે. મહાસભા આશા રાખે છે કે જાહેર જનતા આ હડતાલીઆઓને સંપૂર્ણ સહકાર તથા સહાનુભૂતિ આપશે.

૧૨. મહાસભા સાથે આમ જનતાનો સંપર્ક વધે તથા મહાસભાની નીતિ તથા કાર્યક્રમ ઘડવામાં પ્રાથમિક સભ્યોને તક મળે તે જરૂર પર મહાસભા ફરીને ભાર મૂકે છે. આ વસ્તુ સિદ્ધ કરવા માટે તથા બંધારણમા યોગ્ય ફેરફારો સૂચવવા માટે સને ૧૯૩૭ ના એપ્રિલની ૩૦ મી પહેલાં મહાસમિતિને પોતાનો અહેવાલ પહોંચાડવા પ્રમુખ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, શ્રી. જયરામદાસ દોલતરામ, શ્રી. જયપ્રકાશ નારાયણ અને સામાન્ય મંત્રીની બનેલી એક સમિતિ નીમવામાં આવે છે.

સામાન્ય મંત્રી આ સમિતિના મંત્રી રહેશે. લખનૌ મહાસભાએ નીમેલી જનતા સંપર્ક સમિતિના અહેવાલ વિષે આ સમિતિ વિચાર ચલાવશે

આવી પુનર્રચના થતા સુધીમા મહાસભાના મત પ્રમાણે પ્રાન્તિક સમિતિઓએ નીચે પ્રમાણે તેમના પ્રાન્તોમા વ્યવસ્થા કરવી.

( ૧ ) શક્ય હોય ત્યા ગામડા, અને શહેરના વોર્ડો તથા મહોલ્લાઓમા પ્રાથમિક સમિતિઓ સ્થાપવામા આવે

( ૨ ) પોતે કરેલા કાર્યને તપાસી જવા, સ્થાનિક પ્રશ્નો તથા ફરિયાદો અને મહાસભા સમક્ષ પડેલા કાર્યક્રમ અને નીતિનો વિચાર કરવા આ સમિતિના સભ્યો વર્ષમા બે વાર એકઠા મળે અને તેમનો હેવાલ તથા ભલામણો ઉપલી સમિતિઓ પર મોકલે અમુક ખાસ પ્રશ્નની વિચારણા ચલાવવા અને પ્રાથમિક સમિતિની બેઠક બોલાવવા પ્રાથમિક સભ્યોની ચોક્કસ સંખ્યાને રીકવીઝીશન માટેની સત્તા હોય.

( ૩ ) વાર્ષિક ચાર આનાનુ લવાજમ સ્થાનિક રીતે વસ્તુમા લઇ શકાય.

ઉપરની સુચનાઓનો અમલ કરવા માટે અને મહાસભાને વધારે કાર્યદક્ષ અને લોકોની ઇચ્છાઓ અને જરૂરીને અનુકુળ બનાવવા માટે મહાસભા કારોબારીને તથા પ્રાન્તિક સમિતિઓને વ્યવસ્થાપક મંત્રી નીમવાની સૂચના કરે છે મહાસભાને વિશ્વાસ છે કે મહાસભાવાદીઓ લોકોના નિત્યના જીવન અને તેમની રોજ-બરોજની લડતો સાથે મહાસભાને સંપર્કમા લાવવાના આ કાર્યમા પુરેપુરો સહકાર આપશે.

૧૩. ડીસેમ્બર સિવાયના બીજા કોઇ મહિનામા મહાસભાની બેઠક ભરવાની જોગવાઇ થઇ શકે તેવો બંધારણમા ફેરફાર કરવાની મહાસમિતિને સત્તા આપે છે.

૧૪. હિંદુસ્તાનમા નાગરિક સ્વાતંત્ર્ય પર જે અંકુશ વધતો ચાલ્યો છે અને સામાન્ય જાહેર જીવનને જે અટકાવી રહેલ છે તથા જે વ્યક્તિસ્વાતંત્ર્યમાં દખલ કરી રહેલ છે તથા જે અત્યારના હિંદી જનોને કચડી રહેલ છે તે તરફ મહાસભા ફરીને ધ્યાન ખેંચે છે તથા તેને સખત રીતે વખોડી કાઢે છે સેંકડો મહાસભાની સમિતિઓ, કામદાર કિસાન અને બીજી સંસ્થાઓ પર હજી ય અંકુશ ચાલુ છે, પીનલ કોડ અને ક્રીમીનલ પ્રોસીજર કોડનો વિસ્તૃત અને શિક્ષાત્મક

રીતે ઉપયોગ કરવામાં આવે છે તે ઉપરાંત જાહેર પ્રવૃત્તિઓ અને મત પ્રદર્શનને દબાવી દેવા માટે ઓર્ડીનન્સના કાયદાઓનો અમલ ચાલી રહેલો છે; પ્રેસના કાયદાઓ અને સેન્સરશીપે . વર્તમાન પત્રોના મ્હોં પર હુચો માર્યો છે; સી-કસ્ટમ્સ એક્ટ નીચે પુસ્તકો તથા વર્તમાનપત્રોને આવતાં અટકાવવામાં આવે છે; હદપારી કે અટકાયતથી સ્વતંત્ર હિલચાલ પર પ્રતિબંધ મુકવામાં આવે છે; તપાસ વગર અટકાયતમાં રાખતી છાવણીઓ ચાલુ છે; ક્રીમીનલ ટ્રાઇબ્ઝ એક્ટ એ શાંતિ ચાહનાર નાગરિકોને ભયરૂપ થઇ પડેલ છે, અને વધારામાં આ કાયદાનો તથા પરદેશીઓના કાયદાનો ઉપયોગ રાજદ્વારી કાર્યકરો પર કરવામાં આવે છે; પરદેશ જવા માગતા હિંદીઓને પાસપોર્ટ આપવામાં આવતા નથી અને પરદેશ વસતા ઘણા હિંદીઓને પોતાના સ્વદેશ આવવા દેવામાં આવતા નથી અને તેમને દેશનિકાલ તરીકે જ જીવવું પડે છે. બંગાળ તેમજ વાયવ્ય સરહદ પ્રાન્તમાં વધારાના પ્રતિબંધો જાહેર કામ અને ખાનગી પ્રવૃત્તિઓ પર અસહ્ય ભાર લાદે છે.

મહાસભા વધુમાં નોંધ લેતાં દિલગીરી વ્યકત કરે છે કે આમાંની ઘણી વસ્તુઓ ઉપરાંત કેટલીક બાબતોમાં નાગરિક સ્વાતંત્ર્યપરના વધારાનાં દમન તથા પ્રતિબંધો રાજસ્થાનોમાં હયાતી ધરાવી રહ્યા છે.

મહાસભા રાજસ્થાનો સમેત સમગ્ર હિંદ માટેના સંપૂર્ણ વ્યકિતગત, નાગરિક અને લોકશાસિત સ્વાતંત્ર્યમાં માને છે અને આવા સ્વાતંત્ર્યની સ્થાપના માટે તે લડત ચાલુ રાખશે. પરંતુ મહાસભાને લાગે છે કે આ હેતુ માટે રાજકીય સ્વતંત્રતાની જરૂર છે અને એટલા માટે સ્વતંત્રતા મેળવવાના પ્રયત્ન પાછળ દેશની વ્યકિતઓને દોરવવામાં આવે.

૧૫. ૧૯૩૫ ના ગવર્નમેંટ ઓફ ઇન્ડિયા એકટ અને આ દેશના લોકોની જાહેર કરેલી ઇચ્છા વિરૂધ ઠોકી બેસાડવામાં આવેલા બંધારણના સંપૂર્ણ ઇન્કારને આ મહાસભા ફરીને જાહેર કરે છે. મહાસભાના મત પ્રમાણે આ બંધારણ સાથેનો કોઇ પણ પ્રકારનો સહકાર એ હિંદની સ્વાધીનતાની લડતમાં દ્રોહરૂપ છે અને બ્રિટિશ શાહીવાદનો પકડ તથા શાહીવાદી અમલ નીચે ભયંકર ગરીબાઇમાં સપડાતા હિંદી જનતાના વધુ શોષણને વધારે મજબૂત બનાવનાર છે. આ બંધારણને તાબે નહિ થવાના, તેની સાથે સહકાર નહિ કરવાના અને તેની સામે ધારાસભા તેમજ બહારથી તેનો અંત આણવા માટે લડત ચલાવવાના

પોતાના નિશ્ચયને ફરીથી જાહેર કરે છે હિંદની રાજકીય અને આર્થિક રચના કરવાની બહારની સત્તા કે શક્તિના અધિકારનો મહાસભા સ્વીકાર કરતી નથી અને સ્વીકાર કરશે પણ નહીં, અને આવા પ્રત્યેક પ્રયત્નનો તે વ્યવસ્થિત અને મક્કમ વિરોધ કરશે હિંદના લોકો એવા જ બંધારણને માન્ય કરશે જે તેમણે ઘડેલું હોય અને જે હિંદની સ્વતંત્રતાના પાયા પર રચાયુ હોય અને જે તેમની ઇચ્છાઓ અને જરૂરો પ્રમાણે તેમના વિકાસની જોગવાઇ ધરાવતુ હોય

મહાસભા હિંદમાના શુદ્ધ લોકશાસિત રાજ્ય જેમા રાજકીય સત્તા સમસ્ત પ્રજાને સુપ્રદ કરવામા આવેલી હોય અને સરકાર જેમના અસરકારક કાબુ નીચે હોય તેની તરફદારી કરે છે આવુ રાજ્ય પુખ્ત ઉમરના મત પર રચાયેલી અને દેશના છેવટના બંધારણને ઘડવાની સત્તા ધરાવતી લોકપ્રતિનિધિ સભા દ્વારા જ અસ્તિત્વમા આવી શકે આ હેતુ માટે મહાસભા દેશમા કામ કરે છે આમ જનતાને વ્યવસ્થિત કરે છે અને ધારાસભામાના મહાસભાવાદી પ્રતિનિધિઓએ આ હેતુને હમેશા નજર સમક્ષ રાખવો.

મહાસમિતિએ ઘડેલા ચુટણીના જાહેરનામાને મહાસભા બહાલ રાખે છે અને તેના તરફથી ઊભા થતા સૌ ઉમેદવારોને જણાવે છે કે તેઓ તે ા પાયા પર જ ચુટણીનો પ્રચાર કરે અને તે પ્રમાણે જ ધારાસભાની અંદર કામ કરે ધારાસભાઓના મહાસભાવાદી સભ્યો વહેલામા વહેલી તકે નવી ધારાસભાઓમા પુખ્ત ઉમરના મતાધિકારથી ચુટાયેલી લોકપ્રતિનિધિ સભાની માગણી રજુ કરે અને આ હિંદી પ્રજાના આત્મનિર્ણયના અધિકારનો અમલ કરાવવાના હેતુથી બહારના આમજનતાના પ્રચારથી આ માગણીને ટેકો આપવામા આવે

નવા બંધારણ પ્રમાણે ચુટાયેલા મહાસભાવાદી ધારાસભ્યોએ હોદ્દાઓ સ્વીકારવા કે નહિ સ્વીકારવા તેનો નિર્ણય પ્રાન્તિક ચુટણીઓ ખલાસ થયા પછી તરત જ વ્યવહારુ જણાય તે રીતે કરવામા આવે ચુટણીઓ ખતમ થઇ ગયા પછી તરત જ પ્રાન્તિક સમિતિઓ પોતાની જિલ્લા તેમજ બીજી સ્થાનિક સમિતિઓનો આ વિષયમા અભિપ્રાય જાણવા પ્રયત્નો કરે અને પોતાની ભલામણોને મહાસમિતિ પર મહાસભાના અને દેશના લોકોના અભિપ્રાય જાણીને તેને • આ વિષયમા નિર્ણય કરવામા મદદરૂપ થઇ પડે તે રીતે મોકલાવે

૧૬. મહાસભા ઠરાવે છે કે પ્રાન્તિક ધારાસભાની ચુટણીઓ પૂરી થયા

પછી જુદી જુદી પ્રાન્તિક ધારાસભા તેમજ વડીધારાસભાના સભ્યો અને મહાસમિતિના સભ્યો ઉપરાંત કારોબારી ઠરાવે તેવા બીજા લોકોનું બનેલું એક સંમેલન બોલાવવામાં આવે. આ સંમેલન લોકપ્રતિનિધિસભાની માંગણીને સૌથી મોખરે રજુ કરે. પ્રાન્તોમાં બંધારણનો અંત આણવામાં તથા નવા કાયદાની સમવાય-રચનાને આવતી અટકાવવામાં મદદ રૂપ થઇ પડે તેવી સૌ શકય રીતો નક્કી કરે તથા મહાસભાના જાહેરનામામાં, ઠરાવોમાં અને મહાસમિતિના નિર્ણયોમાં રજુ થતી નીતિને ધારાસભામાં અસરકારક અમલ કરવા માટેનાં પગલાં વિચારે.

આવું સંમેલન બોલાવવા માટે કારોબારી જરૂરી જણાય તેવાં પગલાં લે. અને તેના સંચાલનમાં મદદરૂપ થતો કાર્યક્રમ વિચારી કાઢે.

૧૭. પ્રાન્તોમાં શરૂ થનાર સામાન્ય ચુંટણીઓ તથા મહાસભાના જાહેરનામામાં રજુ કરવામાં આવેલી નીતિ પ્રમાણે મહાસભાના સિદ્ધાન્તો તથા કાર્યક્રમને આગળ ધપાવવા માટે મહાસભાએ હજાર ઉપરાંત પોતાના ઉમેદવારોને આ ચુંટણીઓમાં ઊભા રાખ્યા છે તેના તરફ મહાસભા દેશનું ધ્યાન દોરે છે. આ હરીફાઇમાં મહાસભાને પ્રત્યાઘાતી અને શાહીવાદી બળો તથા સત્તા અને સાધનો પર બેઠેલા સમુદાયોનો સામનો કરવાનો છે. મહાસભા લાખો મતદાર સ્ત્રી પુરૂષોને મહાસભાના નામે અને હિંદની આઝાદી માટે ઊભા રહેલા ઉમેદવારોને મત આપવાની અપીલ કરે છે અને વિશ્વાસ રાખે છે કે ચુંટણીઓના આ કાર્ય તથા ત્યાર પછીની વિશાળ લડતની તેઓ પડખે ઊભા રહેશે.

૧૮. મહાસભા હિંદની સ્વતંત્રતાને તથા હિંદી પ્રજાના બધા પ્રકારના શાહીવાદી અંકુરો તથા શોષણને નાબુદ કરવાને વરેલી હોવાથી, બ્રિટિશ શાહીવાદને મજબૂત કરતી કે તેની પ્રતિષ્ઠામાં વધારો કરતી કોઇ પણ પ્રવૃત્તિ કે સમારંભમાં ભાગ નહિ લેવાની નીતિ વર્ષો થયાં સુસંગત રીતે અખત્યાર કરતી આવી છે. આ નીતિને બધા મહાસભાવાદીઓએ માન્ય રાખવી જોઇએ. ખાસ કરીને મહાસભા જાહેર કરવાને ઇચ્છે છે કે મહાસભાવાદીઓ કોઇ પણ રીતે નવા રાજાની તાજપોશીને લગતા કોઇ પણ સમારંભમાં કે કામમાં ભાગ લઇ ન શકે. છતાં મહાસભા સ્પષ્ટ કરવાને માગે છે કે આથી તે રાજા તરફ અંગત અવિવેક કે ખોટી લાગણી દર્શાવવા ઇચ્છતી નથી.

૧૯. નહિ ઇચ્છેલા બંધારણને ઠોકી બેસાડવામાં આવનાર છે તેની સામેની

હિંદી લોકોની ઇચ્છાને અસરકાર રીતે વ્યકત કરવા માટે તેના નાશને માટેની વિશાળ અને બળવાન લડત આપવાના નિશ્ચયને જાહેર કરવા માટે નવું બંધારણ દાખલ કરવામા આવનાર છે તે દિવસે એટલે એપ્રિલની ૧ લી તારીખે દેશવ્યાપી કે સાર્વત્રિક હડતાલ પાડવાનો મહાસભા અનુરોધ કરે છે

૨૦. દેશનો સૌથી અગત્યનો અને તાત્કાલિક પ્રશ્ન ખેડુતોની ભયંકર ગરીબાઇ, બેકારી, અને દેવા છે એવું જાણ્તી મહાસભાએ ગઇ બેઠક દરમિયાન પ્રાન્તિક સમિતિ ઓને મહાસમિતિને કિસાન કાર્યક્રમ ઘડવામા મદદ રૂપ થઇ પડે તેવી ભલામણો કરવાનુ જણાવ્યું હતુ. ઘણી પ્રાન્તિક સમિતિઓએ આવા કાર્યક્રમ માટે પોતાની ભલામણો હજી સુધી મોકલી નથી. મહાસભા આ વિલબથી દિલગીર બની છે, પરંતુ તેને લાગે છે કે આ વિષય વિશાળ, જટિલ અને ઝિણવટભર્યો અભ્યાસ અને તપાસ માગી લે તેવો છે. તે વિશ્વાસ રાખે છે કે અત્યાર સુધીમા પોતાનો હેવાલ નહિ મોકલનાર પ્રાન્તિક સમિતિઓ પોતાની ભલામણો વહેલી તકે મોકલાવશે.

મહાસભાને ખાત્રી છે કે આ પ્રશ્નનો છેવટનો નિકાલ બ્રિટિશ શાહીવાદી શોષણના દૂર થવામા અને પુરાણા અને દમનકારક મહેસુલ પદ્ધતિ અને જમાબંધીઓના ક્રાતિકારી પરિવર્તનોમા સમાયેલો છે. તેને લાગે છે કે વધતી જતી કટોકટીએ કિસાનોના ભારણને વધારે અસહ્ય બનાવ્યું છે અને તાત્કાલિત રાહતની જરૂર ઊભી થઇ છે આ કારણે અખિલ હિંદ કિસાન કાર્યક્રમ ઘડવામાં આવે ત્યાસુધી નીચેના પગલા લેવા જરૂરી છે.

( ૧ ) આધુનિક સંજોગોને ધ્યાનમા લઇને ગણોત અને મહેસુલને નવેસરથી ગોઠવવામા આવે. અને બન્નેમા સારો સરખો ઘટાડો કરવામા આવે.

( ૨ ) પોષાણ વિનાની જમીનોને ગણોત કે જમીનના કરમાથી મુકિત આપવામાં આવે

( ૩ ) બીજી બધી આવકોની માફક ખેતીની આવક પર ઓછામા ઓછા અમુક ધોરણને સ્વીકારીને ક્રમવાર આવક વેરો લેવામા આવે.

( ૪ ) નહેર અને બીજા એવા કરોમાં સારો સરખો ઘટાડો કરવામાં આવે.

( ૫ ) બધા પ્રકારના જમીનદારી લાગા, વેઠબેગારીને નાબુદ કરવામા આવે, અને ગણોત સિવાયની બીજી બધી માગણીઓને બિનકાયદે ઠરાવવામા આવે.

( ૬ ) વારસાના ઘર અને ઝાડ રોપવાના અધિકાર સાથે બધા ભાડુત-કિસાનોને કાયમી કામગીરીની ખાત્રી આપવામાં આવે.

( ૭ ) સહકારી ખેતી દાખલ કરવાનો પ્રયત્ન કરવામાં આવે.

( ૮ ) ખેતીના કચડી રહેલા દેવાના ભારને દૂર કરવામાં આવે. આ દેવાં તપાસ કરવા ખાસ તપાસ પંચો નીમવામાં આવે અને જે અયોગ્ય હોય અથવા ખેડુતની ભરવાની શક્તિની બહારનાં હોય તે સૌ દેવાંને નાબુદ કરવામાં આવે, તે દરમિયાન ઋણ-મોકુફી જાહેર કરવામાં આવે અને ખેડુતને સસ્તા દરે રકમ મળે તેવી વ્યવસ્થા કરવામાં આવે.

( ૯ ) આગલાં વર્ષોના દેણાંને સામાન્ય રીતે રદ કરવામાં આવે.

( ૧૦ ) સામાન્ય ગોચર જમીનોની જોગવાઇ કરવામાં આવે, અને તળાવો,, કુવાઓ, સરોવરો, જંગલો વગેરે પરના અધિકારો સ્વીકારવામાં આવે અને આ. અધિકારો પર કોઇ પણ પ્રકારનું આક્રમણ સહન કરવામાં ન આવે.

( ૧૧ ) બીજાં સામાન્ય દેવાની માફક ગણોતની બાકી વસુલ કરવામાં આવે, આને માટે કિસાનને કાઢી મુકવાની પદ્ધતિનો આશરો લેવામાં ન આવે.

( ૧૨ ) જમીન પરના મજુરો માટે જીવન ટકાવે તેવા પગાર અને અનુકુળ કામની પરિસ્થિતિ વિષે કાયદા દ્વારા જોગવાઇ કરવામાં આવે.

( ૧૩ ) કિસાન સંઘોને માન્ય કરવામાં આવે.



# પ્રકરણ ૧૫ મું



## ઉપસંહાર

પુસ્તકના અંત ભાગ સુધી આપણે આવી પહોચ્યા છીએ, આપણુ રાજકારણમા નિત્યનિત્ય જે નવા બનાવો બની રહ્યા છે તે બધાને આપણે સ્પર્શી શકીએ તેમ નથી, ઉપરાત અત્યારના તાજા બનાવોના પરિણામો તથા પ્રત્યાઘાતો પણ પૂરા અનુભવવાને મલ્યા નથી એટલે એ વિષે અભિપ્રાય આપવો એ પણ બરાબર નથી વર્તમાન ઇતિહાસના આલેખનમા ક્યાક કોઇ જગ્યાએ મર્યાદા સ્વીકારીને કેટલીક મહત્ત્વની વસ્તુને છોડવી જોઇએ એવુ સૌ સ્વીકારશે વળી, લેખક ગમે તેટલો તટસ્થ રહેવા મથતો હોય તો પણ તે પોતાની આસપાસની પરિસ્થિતિમાથી અળગ રહી શકે નહિ આમા પણ ભજવાઇ રહેલા રાજકારણના નાટકમા પોતે નાનો નજીવો પણ ભાગ લઇ રહેલો હોય, ત્યારે તેની લાગણીઓ, આવેશો અને આવેગોથી તેને દૂર રહેવાનું કહેવુ એ તેના પર જુલમ કરવા બરાબર છે. ચોકમ રાજકીય મતવ્યો અને જીવનની ફિલસૂફી સ્વીકારનાર માટે આ વસ્તુ મુશ્કેલ છે છતા પોતે ઇતિહાસ લખી રહ્યો છે તે તેણે ભુલવુ ન જોઇએ પોતાના રાગદ્વેષને બાજુ પર રાખીને તેણે આજના બની રહેલા બનાવોને સ્વીકારેલી મર્યાદામા રજુ કરવા જોઇએ. આ રીતે જ અમે છેલ્લા અગત્યના રાજકીય પલટાઓની આછી રૂપરેખા આપીને આ કાર્ય પૂરુ કરવા ધારીએ છીએ.

આ પુસ્તકની રચનામા એક આકસ્મિક ઘટના બનવા પામી છે એ ઘટનાને પણ સપૂર્ણ રીતે પુરી કરીને પુસ્તકની એકતા જાળવવાની જાતજ થઇ આવે છે આ આકસ્મિક ઘટના આ રહી

પુસ્તકની શરૂઆત **ગયા પછીની દિલ્હીની** ખાસ મહાસભાથી થાય છે. ગાંધીજીએ કલકત્તા અને નાગપુરમાં મહાસભાની દોરવણી હાથમાં લીધા પછી મહાસભાને સીધા સામનાના બળ ઉપર રચવાનો પ્રયત્ન કર્યો હતો. કલકત્તા કે નાગપુર સુધીની મહાસભાએ વિનીતવાદના બંધારણિય સામનાથી સંતોષ માન્યો હતો. પરંતુ ગાંધીજીના આવવા પછીથી મહાસભાએ સીધા સામનાના સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો હતો. પરંતુ ગયાના અધિવેશનમાં, ગાંધીજીના જેલમાં ગયા પછી મહાસભામાં નવી જ વસ્તુ બનવા પામી. સીધા સામનાના સિદ્ધાન્ત પર રચાયેલા અસહકારના કાર્યક્રમમાંના ધારાસભા પ્રવેશની વાત પડતી મૂકવાની સૂચના થઇ. અહિંસક અસહકારના કાર્યક્રમના અતિશય અગત્યના ભાગ પર વિરોધી વિચારો મહાસભામાં રજુ થયા અને સીધા સામનામાં માનનાર મહાસભામાં એક બળવો ઊભો થયો. વિનીતોને માન્ય હોય તેવો નહિ પરંતુ વધારે જલ્લદ એવા બંધારણવાદનો મહાસભા–સ્વીકાર કરે તેવી વિચારસરણી ગયા પછીની મહાસભામાં પગભર થવા લાગી. મહાસભાની અંદર આ વિચારસરણીપર રચાયેલાસ્વરાજ્ય પક્ષની સ્થાપના પણ કરવામાં આવી. આ પુસ્તક જે કાળને આવરે છે એ આખાય કાળ દરમિયાન સ્વરાજીઓના જલ્લદ બંધારણવાદ અને સીધા સામનાવાળાઓના નાફેરવાદ વચ્ચે મહાસભાનું પ્રભુત્વ મેળવવા ઘર્ષણ ચાલતું હતું. ૧૯૨૮ માં બારડોલીની લડત ચાલી તે આખાય કાળ દરમિયાન સીધા સામનાના પ્રણેતા ગાંધીજી લગભગ રાજકીય ક્ષેત્રસન્યાસમાં જ રહ્યા હતા. આ કાળ દરમિયાન સ્વરાજીઓ આખરે મહાસભામાં ફાટફૂટ પડાવ્યા વિના પોતાનું કામ મહાસભાના ઝંડા નીચે રહીને કરાવી શકયા હતા. બારડોલીની લડત, સાયમન બહિષ્કાર અને દેશના રાજકારણમાં થયેલા બીજા પલટાઓએ મહાસભાના રાજકારણને નવી જ દિશા આપી. લાહોરમાં સ્વરાજીઓએ પોતાની પ્રવૃત્તિની નિષ્ફળતા સ્વીકારી અને ધારાસભાપ્રવેશ એ મહાસભાની નીત્તિ તરીકે બંધ પડયો. ત્યારપછી તો

'પક્ષના બળવા પછી નહિ જોયેલી એવી હિંદે સીધા સામનાની લડતો જોઇ

આ લડતોને અંતે ફરી પાછો બંધારણવાદે મહાસભામાં પ્રવેશ કર્યો છે એટલું જ નહિ પરંતુ તેણે મહાસભાની માન્ય નીતિની પ્રતિષ્ઠા મેળવી છે સીધા સામનાના સિદ્ધાન્તનો સ્વીકાર કરવા છતાં મહાસભા આજે આજ કાર્યક્રમને સફળ બનાવવા પાછળ પોતાની શક્તિ અને સાધનો ખરચી રહી છે આટલું જ બસ નથી. મહાસભાએ ૫૦ વર્ષ પછી પહેલી જ વાર દેશનો વહીવટ ચલાવવાની જવાબદારી સ્વીકારી છે. બંધારણવાદે મહાસભામાં ૧૯૨૨ માં પહેલો બળવો જગાવ્યો ત્યારથી આ પુસ્તકની શરૂઆત કરવામાં આવી છે અને પુસ્તકનો અંત ગયા વર્ષ (૧૯૩૭)ના માર્ચ માસમાં મહાસભાએ હોદ્દાઓ સ્વીકારવાનું નક્કી કર્યું તેથી આવે એ બરાબર છે આ આખાય સમય દરમિયાન આ ઘટનાએ કેન્દ્રિત કલ્પનાની ગરજ સારી છે અને પુસ્તક પણ તેની આસપાસ રચાય તેમાં પુસ્તકની એકતા પણ જળવાય છે. વર્તમાન બનાવોની નોંધ લેવામાં અમે ઉપરની મર્યાદાનો સ્વીકાર કર્યો છે.

* * *

ફૈજપુરની મહાસભાએ ઐતિહાસિક મહત્વની દૃષ્ટિએ કંઇ ખાસ નિર્ણયો કર્યા નહતા એ આપણે તેના ઠરાવો પરથી જોઇ શકીએ છીએ ફૈઝપુર સમક્ષ દેશને ચોકકસ દોરવણી આપવા માટે ખાસ પ્રશ્નો પડયા ન હતા એવું તો હતું જ નહિ, વર્ષ દરમિયાન દેશના રાજકારણની ચર્ચામાં પ્રથમ મહત્ત્વનું સ્થાન પામનાર હોદ્દા સ્વીકારનો પ્રશ્ન જ તેની ચોકકસ દોરવણી માટે ખમ હતો પરંતુ આપણે જોયું છે કે ફૈઝપુરે આવા મહત્વના પ્રશ્ન પર ચોકસ નિર્ણય આપ્યા વિના તે કામ મહાસમિતિ પર છોડયું હતું એટલે ફૈઝપુરની ધમાલ પૂરી થતાં એની એજ ચર્ચા શરૂ થઇ હતી, હમણાં હમણાંથી મહાસભાની ખુલ્લી બેઠકને ગૌણ બનાવી લઇ તેની પાસેથી સર્વભૌમ સત્તા કારોબારી તથા મહા-

સમિતિને આપવાની વલણુ વધારે પડતી જોવામાં આવેલી છે તેની નોંધ લીધા વિના ચાલી શકે તેમ નથી. મહાસભા જ દેશમાં એક એવી સંસ્થા છે જેની મારફતે આમજનતા પોતાની ઇચ્છાશકિત પ્રદર્શિત કરી શકે. અને તેમાં પણુ આમજનતાની આ શકિત મહાસભાના ખુલ્લા અધિવેશન વિના બીજી કોઇપણુ મહાસભાની સંસ્થાદ્વારા વ્યકત થઇ શકે તેમ નથી. લોકશાસનની દષ્ટિએ પણુ લોકોની પાસે રહેલી સાર્વભૌમ-સત્તાની અજમાયશ કરવાનો પ્રસંગ પણુ આ અધિવેશન દ્વારા જ વ્યકત થાય તેમ છે. લખનૌમાં મહાસભાને વધારે વિશાળ બનાવવાનો, શાહીવાદ વિરોધી સૌ બળોના એક માન્યમંચ તરીકે તેને ઊભી કરવાનો જે સિદ્ધાન્ત સ્વીકારવામાં આવેલો તેને સરળ બનાવવા માટે પણુ તેના ખુલ્લા અધિવેશનને વધારે મહત્તા આપવાની જરૂર હતી. પરંતુ દુર્ભાગ્યે ફૈઝપુરમાં આ વસ્તુ પર જ અંકુશ મુકાયો હતો. મહત્ત્વના નિર્ણયો અને ચર્ચાઓ મહાસભાની સૌથી નાનામાં નાની અને કારોબારી સંસ્થાની કાર્યવાહક સમિતિ પર છોડ્વામાં આવેલ. કારોબારી મંડળને નિર્ણયો અને ચર્ચાઓ કરવાનો અધિકાર આપવામાં જે ફેસિસ્ટ ભય રહેલો છે તે મહાસભાના ફેસિઝમનો વિરોધ કરનાર આગેવાનો પણુ સમજી શકયા હોય એમ લાગતું નથી. ફૈઝપુરની ખુલ્લી બેઠકને નિયત કરેલા સમય કરતાં પણુ વહેલી ખતમ કરવામાં આવેલી, અને તેની સમક્ષ પડેલા અગત્યના નિર્ણયોને કારોબારી અને તેની સલાહ મેળવતી મહાસમિતિ પર છોડવામાં આવ્યા હતા. આ રીત આડકતરી રીતે મહાસભાના લઘુમતીના વધતા જતા બળને નુકસાનકારક નીવડી છે એ જણાવી લઇએ છીએ. લોકશાસન પર રચાયેલી સંસ્થાઓમાં લઘુમતી વિચારને દાબી દેવા માટે તેની કારોબારીને સર્વ સત્તા આપી દેવામાં ન આવવી જોઇએ. લોકશાસનનો લાભ લઇ સત્તા પર આવેલા ફેસિસ્ટ પક્ષો પાર્લામેંટ અને ચુંટણીઓ જેમાં લોકોની સાર્વભૌમ સત્તા વ્યક્ત થાય છે તેને દાબી દેવા જે પગલાં ભરે છે એ સહેજે સમજી શકાય તેમ છે. મહાસભાના આગેવાનો

સામે બીજા લઘુમતી વિચારના ઉદ્દામો જે ફરિયાદ કરે છે તે સાવ અસ્થાને નથી.

હોદ્દા સ્વીકારની જેમ જ આમસંપર્ક અને કિસાન કાર્યક્રમનું લખનૌએ શરૂ કરેલું કામ ફૈઝપુરે અધુરૂં રાખ્યું હતું.

મુંબઇ, લખનૌ અને ફૈઝપુરના અધિવેશનો દરમિયાન સમાજવાદીઓ તથા બીજા ઉદ્દામોએ શાહીવાદ વિરોધી કાર્યક્રમનો જે પ્રચાર કર્યો હતો તેનો પડઘો ફૈઝપુરમાં પડયો હતો. યુદ્ધવિરોધ અને ૧ લી એપ્રિલના ઠરાવો આ પ્રચારના સીધા પ્રત્યાઘાતો હતા. ફૈઝપુર પછી મહાસભાએ સ્વીકારેલી આ નીતિનો અમલ કરાવવાનો પ્રચાર શરૂ થઇ ગયો હતો. દેશે જેનો અસ્વીકાર કર્યો હતો તેવું બંધારણ દાખલ થાય તે દિવસે એટલે ૧ લી એપ્રિલે દેશભરમાંની હડતાલ સફળ બને તેમ કરવા પાછળ પ્રચાર શરૂ થઇ ગયો હતો.

પરંતુ વધારે અગત્યનું કામ તો દેશભરમાં થનાર પ્રાન્તિક ચુંટણીઓના પ્રચારમાં કરવામાં આવ્યું હતું. મહાસભાનું અધિવેશન ખતમ થયા પછી લગભગ તરત જ પ્રાન્તોમાં ચુંટણીઓની ધમાલ શરૂ થઇ હતી. મહાસભા જે શક્તિ મેળવતી ચાલી હતી તે વસ્તુની ખાત્રી મહાસભાની બહારની વ્યક્તિઓને પણ થવા લાગી હતી. મહાસભાની મારફતે દેશની સેવા કરવાના શુદ્ધ અને પ્રામાણિક આશયથી કેટલાક બિનમહાસભાવાદીઓ મહાસભાની અંદર આવવા લાગ્યા હતા જ્યારે બીજા કેટલાકો મહાસભા સત્તાના સ્થાન પર જાય તો તેની મારફતે સત્તા પર આવવા અથવા સત્તા પર આવેલાઓની કૃપા મેળવવા મહાસભામા આવવા લાગ્યા હતા. મહાસભા એક મોટો અખતરો આદરી રહી હતી અને આ કારણે એ અખતરાની સાથે જોડાયેલા અનિષ્ઠો પણ તે સ્વીકારી રહી હતી. ખુદ મહાસભાની અંદર પણ રહી જવા પામેલા અનિષ્ઠોએ તક મળતાં દેખાવ દેવો શરૂ કર્યો હતો. મહાસભાની કારોબારી સત્તા અને સિદ્ધાન્તો તથા લડતની દોરવણી હાથમાં લઈ બેઠેલા આગેવાનો પણ

આવા અનિષ્ટોથી પર રહી શકયા ન હતા એ દુઃખની વાત છે. પ્રાન્તિક ધારાસભાઓ માટે ઉભા રહેવામાં મહાસભાવાદીઓની વચ્ચે જે પડાપડી થયેલી, અને તેથી જે કલેશમય વાતાવરણ પેદા થયેલું તેની જવાબદારી-માંથી આગેવાનોને સાવ મુક્ત રાખી શકાય તેમ નથી. અંગત વિચારો અને પૂર્વગ્રહો ઘણી ખરાબી કરી શકે તેમ છે !

મહાસભાની અંદરના આ ઝઘડાઓ વિષે વધારે ચુંથાચુંથ કરવાનો આ પ્રસંગ નથી. પોતાના તરફથી ઉમેદવારો ઉભા કરવામાં તથા બીજા શાહીવાદ વિરોધી મંડળોના ઉમેદવારો સાથે સહકાર કરવામાં મહાસભાને મુંબઇ તેમજ મધ્ય પ્રાન્તમાં ટ્રેડયુનિયન કોન્ગ્રેસ સાથે કમનસીબ ઘર્ષણમાં ઉતરવું પડયું હતું. મદ્રાસ, બંગાળ અને યુકત પ્રાન્તમાં કામદાર કિસાનોના પ્રતિનિધિઓ સાથે એકરાગ થવામાં ત્યાંના મહાસભાવાદી મંડળોએ જે કુનેહભરી રીતે કામ કર્યું હતું તેવું કામ મુંબઈ કે મધ્યપ્રાન્તના જવાબદાર આગેવાનો કરી શકયા ન હતા. ચુંટણીઓ દરમિયાન જે કંઈ સંભવિત શિસ્તભંગ થાય તેને પહોંચી વળવા માટે મહાસભાની કારોબારીને પુષ્કળ સત્તા આપી દેવામાં આવી હતી અને કારોબારીએ આ સત્તાનો મહાસભાને બેવફા નીવડનારાઓ પર ઠીકઠીક ઉપયોગ કર્યો હતો !

જુદા જુદા પ્રાન્તોની ચુંટણીઓ ફેબ્રુઆરીથી શરૂ થઇ હતી. આ ચુંટણીઓમાં ૩૫ કરોડમાંથી ૧ કરોડ મતદારોજ ભાગ લઇ શકે તેમ હતું, પરંતુ ચુંટણીઓ જે પ્રશ્નો ઉભા કરનાર હતી તે પ્રશ્નોની સાથે એથી પણ કંઇ યે વિશાળ સમુદાય જોડાયેલો હતો તેથી એ આખોય સમુદાય આ ચુંટણીઓથી જાગૃત થયો હતો. જગતના વિકાસ સામે ઘોર તંદ્રા ભોગ-વતો આખો માનવસમુદાય જાગૃત થયો હતો. આ જાગૃતિથી જેને નુકસાન જવાનું હતું તેવા શાહીવાદે પાળીપોષી જીવતા રાખેલા સ્થાપિત હિતો પણ સફાળા જાગૃત બની ગયા હતા. તેમણે માનેલું કે ચુંટણીઓમાં તેમને જ વિજય મળશે. આ વર્ગ પણ જ્યાં બળવાન હોય તેને પહેલાં જીત અપાવીને દેશની મતદાર જનતાની નૈતિક જાગૃતિને ફટકો આપવા

માટે ચુંટણીઓની પ્રાન્તવાર વ્યવસ્થા પણ આપણા માલિકોએ જુદી રીતે કરી હતી. ચુંટણીઓનું પરિણામ શાહીવાદી માલિકો અને તેના આધારે ટકેલા જમીનદારો, કોમવાદીઓ, ઠાકોરો, ખિતાબધારીઓ વગેરેને ભયંકર આઘાત લાગે તે રીતે આવ્યું. શાહીવાદેજ પસંદ કરેલા મતદારોએ શાહીવાદને જબ્બર લપડાક આપી અને મતપેટીઓ દ્વારા એકજ સપાટે કોમવાદીઓ, જમીનદારો વગેરે સ્થાપિત હિતોના પ્રતિનિધિઓને ફેંકી દીધા. મહાસભાએ સવિનયભંગની લડત લડીને દેશમાં જાગૃતિ આણી લોકોને તેમની શકિતનું જે ભાન આણેલું તેનું આ સીધું પરિણામ હતું. અત્યાર સુધી સત્તાના સ્થાન પર બેસી લોકોની લડત અને લોકોના વિકાસને બાધારૂપ નીવડનારાઓને મતદારોએ ફેંકી દીધા હતા.

બંગાળનું એકચક્ર રાજ્યકરનાર નવાબ કુટુંબને લોકોએ ફેંકી દીધું, મદ્રાસમાં મહાસભાની અવગણના કરનાર બોબીલીના રાજા, પીઠાપુરમ અને પેટ્રો કયાંય ફેંકાઇ ગયા, બિહારમાં કિસાનોને મતપેટી સુધી પહોંચતાં ગુંડાગીરીથી દબાવનાર જમીનદારો બાજુ પર ફેંકાયા, યુકત પ્રાન્તમાં પણ અમલદારશાહીની છત્રછાયા નીચે ફરનાર જમીનદારો હવામાં ઉડી ગયા.

બધાજ પ્રાન્તોમાં એક જ પ્રકારની મતવ્યવસ્થા ન હતી. એ મત-વ્યવસ્થાની ચર્ચામાં અહીં ઉતરી ન શકાય. શાહીવાદે ઘડેલી વ્યવસ્થામાં પણ તે પોતાને બચાવી ન શકયો એ નોંધવાની જરૂર છે.

**ચુંટણીઓનાં પ્રાન્તવાર પરિણામો પાછળ પરિશિષ્ટમાં આપ્યાં છે.**

ચુંટણીઓ થયા પછી દોઢ દોઢ વર્ષથી ઠેલાતો હોદ્દારવીકારનો પ્રશ્ન છેવટના નિકાલ માટે ફરી પાછો ખડો થયો. લોકશાસિત બંધારણ નીચે બહુમતી મેળવનાર પક્ષે વહીવટની જવાબદારી સ્વીકારવી જોઇએ.

ચુંટણીઓમાં અગિયારમાંથી ૭ પ્રાન્તોમાં મહાસભાએ ચોક્કસ બહુમતી મેળવી હતી. સાતમા મુંબઇ પ્રાન્તમાં તે બીજા પક્ષોની સાથે સમતુલ હોવા છતાં તે વહીવટ પુરતી ધારાસભાકીય બહુમતી મેળવી શકે તેમ હતું. બંગાળમાં તેને બહુમતી ન હતી પરંતુ એક પક્ષ તરીકે તે જ, વધારેમાં વધારે મજબૂત, સંગઠિત અને શિસ્તબદ્ધ હતો અને બીજા પક્ષોનો સહકાર મેળવે તો તેને સત્તા મળી શકે તેમ હતું. આસામમાં પણ તેજ પ્રમાણે હતું. આમ હોવાથી હવે મહાસભા હોદ્દાસ્વીકારના પ્રશ્નને ઠેલી શકે તેમ ન હતું.

નવું બંધારણ વહીવટની જવાબદારી લેનાર પ્રધાનોને લોકશાસન પ્રમાણેની સત્તા આપતું હતું નહિ એટલું જ નહિ પરંતુ જે કંઇ સત્તા આપતું હતું તેમાં પણ ડખલ કરવાનો ગવર્નરોને અધિકાર હતો.

આ દૃષ્ટિએ જોતાં મહાસભા પ્રાન્તનો કારભાર સ્વીકારે તે ઇષ્ટ નથી એવો એક મત હતો. જ્યારે બીજો મત એ હતો કે મહાસભા નવું બંધારણ પ્રત્યાઘાતી હોવા છતાં તેના મારફતે કેટલુંક રાહતનું કામ કરી શકતી હોવાથી તેવું કામ કરવાની તક તેણે જવા દેવી ન જોઇએ. દેશના બીજા વિનીત બંધારણવાદીઓ પણ મહાસભા સત્તા સ્વીકારે તેવી રજુઆત કરી રહ્યા હતા. વિનીતો એક રાજકીય પક્ષ તરીકે લગભગ શૂન્ય જેવા થઇ ગયા હતા. તેઓ બંધારણવાદને સજીવન થયેલો જોવા ઇચ્છે તે તદન સ્વાભાવિક હતું.

મહાસભાએ બંધારણને અત્યાર સુધી તદન અસંતોષી ગણ્યું હતું, તેણે તેને તોડી પાડવાનો નિશ્ચય જાહેર કર્યો હતો અને ગવર્નરોને અપાયેલી ખાસ સત્તાઓનો ખૂબ જ વિરોધ કર્યો હતો એટલે એવી પરિસ્થિતિમાં તેણે પ્રધાનપદાનો કેવી રીતે સ્વીકાર કરવો એ એક મહત્ત્વનો પણ મહાસભાના આગેવાનોને મુંઝવતો પ્રશ્ન હતો. મહાસભાની બંધારણીય પ્રવૃત્તિને દોરનારા તથા બીજા કારોબારી કેન્દ્રો પર અધિકાર ભોગવતા આગેવાનોમાં બહુમતી ભાગ હોદ્દાસ્વીકારની તરફેણમાં હતો, પરંતુ વિરોધી-

એ પણ તેમના જેટલા જ ચુસ્ત મહાસભાવાદીઓ હતા. એટલે આ પ્રશ્ન ઉપર સીધો નિર્ણય કરવો મુશ્કેલ હતું. આ પ્રશ્ન પર મહાસભાની પ્રાન્તિક તેમ જ સ્થાનિક સંસ્થાઓનો શો મત છે તે વિષે મહાસમિતિની કચેરીએ પુછાવતાં બહુમતી મત હોદ્દાસ્વીકારની તરફેણમાં આવ્યો હતો. આમ હોવાથી વચ્ચેનો તોડ કાઢવા માટે ગાંધીજી સમક્ષ આ પ્રશ્ન રજુ કરવામાં આવ્યો. મુંબઇ અધિવેશનથી મહાસભાથી છુટા પડનાર ગાંધીજી ફૈઝપુરના પ્રદર્શન મારફતે મહાસભામાં આડકતરી રીતે પ્રવેશી રહ્યા હતા. તેમણે હોદ્દાસ્વીકારના પ્રશ્ન પર પોતાનો અભિપ્રાય આપી તે અભિપ્રાયનો મહાસમિતિ મારફતે મહાસભા પાસે સ્વીકાર કરાવી મહાસભાની ત્યારપછીની બધી જ પ્રવૃત્તિનું સૂત્ર પોતાના હાથમાં લીધું. અને આ વસ્તુનો વિકાસ એટલી હદ સુધી થવા પામ્યો છે કે ગાંધીજીની યોજના પ્રમાણે નીતિનો સ્વીકાર કર્યા પછી મહાસભાએ પ્રાન્તોનો કારભાર હાથમાં લીધો છે તેમાં નાની નાની વિગતોમાં પણ તે ગાંધીજીની દોરવણી તથા સલાહ લઇ રહેલ છે. મહાસભાનું રાજકારણ અને ચર્ચા તથા નિર્ણયોનું કેન્દ્ર આસ્તેઆસ્તે ગાંધીજીમાં સ્થપાયું તેની નોંધ લેવી જોઇએ.

હોદ્દાસ્વીકારનો નિર્ણય પ્રાન્તિક ચુંટણીઓ ખલાસ થયા પછી ૧૯૩૭ ના માર્ચ માસની ૧૭ મી તથા ૧૮ મી તારીખોએ ન્યુ દિલ્હીમાં મળેલી મહાસમિતિની બેઠકોએ કરી લીધો. આ બેઠકમાં તેની ચર્ચા તથા વિચારણા માટે કારોબારીએ જે ઠરાવ ઘડી કાઢ્યો હતો તેણે મહાસભા મંડળોમાં ખૂબ જ વિરોધ અને ચકચાર ઉભાં કર્યાં હતાં. હોદ્દા-સ્વીકારની તરફેણમાં ગાંધીજીએ પોતાના જે વિચારો રજુ કર્યા હતા તે વિચારોએ મહાસભાના મંડળોમાં ખુબજ શંકા ઉભી કરી હતી. આ શંકા કારોબારીના ઠરાવના મુસદ્દાએ વધારે મજબૂત કરી હતી. મહાસમિતિની પહેલા દિવસની બેઠકમાં કારોબારીના ઠરાવ પર ખુબજ વિરોધ ઉભો થવા પામ્યો હતો અને પરિણામે કારોબારીને પોતાના ઠરાવમાં થોડાક શાબ્દિક ફેરફારો કરવાની ફરજ પડી હતી. આ ઠરાવ પર હોદ્દાસ્વીકારનો વિરોધ કરતો સુધારો મહાસભા સમાજવાદી પક્ષના સામાન્ય મંત્રી શ્રી. જયપ્રકાશ

નારાયણે રજુ કર્યો હતો. પરંતુ બધીજ ચર્ચાને અંતે સુધારા પર મત લેવાતાં તે ૧૩૫ વિરૂદ્ધ ૭૮ મતે ઉડી જવા પામ્યો હતો. બધાજ સુધારા ઉડી ગયા પછી કારોબારીનો, મહાસભાના પ્રધાનોની બંધારણીય પ્રવૃત્તિઓમાં ગવર્નરો ડખલ નહિ કરે તેવી જાતની તેમની ખાત્રી મેળવ્યા પછી હોદ્દાસ્વીકારની રજા આપતો ઠરાવ પસાર થયો હતો. ઠરાવની વિરૂદ્ધમાં મહાસમિતિના લગભગ ૩૫ ટકા સભ્યો પડ્યા હતા. નોંધવાની વાત તો એ છે કે મહાસભાને પ્રાન્તોની ચુંટણીઓમાં ફત્તેહ અપાવવામાં મતદારોના મોટા ભાગ કિસાનોમાં કામ કરનાર કાર્યકર્તાઓનો મોટો ભાગ હોદ્દા સ્વીકારના આ ૩૫ ટકા વિરોધીઓનો હતો. એ લોકોએ મહાસભાને વિજય અપાવવામાં જે ભારે જહેમત ઉઠાવી હતી તેમાં તેમને મહાસમિતિના નિર્ણયથી નિરાશા મળી હતી એમ કહી શકાય. મતદારોએ મહાસભાના સભ્યોને ચુંટીને મહાસભાને જે કામ કરવાની સત્તા આપી હતી તે સત્તાનો પણ ચુંટણીઓમાં સીધી રીતે કામ નહિ કરનાર પણ મહાસભામાં બહુમતી ભોગવનાર આગેવાનોએ દુરૂપયોગ કર્યો કહી શકાય. હોદ્દા સ્વીકારનાં જે સારાં માઠાં પરિણામો આવ્યાં છે તે વિષે કશુંજ અત્યારે અહીં ન કહી શકાય. પરંતુ હોદ્દાસ્વીકારના નિર્ણયથી મહાસભાની આખી ય નીતિ અને લડતમાં પલટો આવી ગયો છે તેની નોંધ તો લેવીજ રહી.

મહાસમિતિએ પસાર કરેલો ઠરાવ આ રહ્યોઃ

" મહાસભા પક્ષના આગેવાનને સંતોષ થાય અને ગવર્નર પોતાની ખાસ સત્તાઓનો ઉપયોગ નહિ કરે અને પ્રધાનોની બંધારણીય પ્રવૃત્તિમાં તેમની સલાહને અવગણશે નહિ એવી જાતની તે જાહેરાત કરી શકે તેમ હોય તે સિવાય પ્રધાનપદાં સ્વીકારવામાં ન આવે તે શરતે મહાસમિતિ જે પ્રાન્તોમાં મહાસભાની બહુમતી હોય ત્યાં હોદ્દાઓ સ્વીકારવાની સત્તા તથા સંમતી આપે છે. "

મહાસમિતિની બેઠક પૂરી થયા પછી તરતજ તે જ જગ્યાએ

મહાસભાવાદી ધારાસભ્યો તથા મહાસમિતિના સભ્યોનું એક રાષ્ટ્રીય સંમેલન ભરવામાં આવ્યું હતું. આ સંમેલનનો હેતુ જુદા જુદા "સ્વતંત્રતા" ભોગવતા પ્રાન્તોમાં એકધારી નીતિ વિચારી કાઢવાનો, ધારાસભ્યોનો પરિચય સાધવાનો તથા ધારાસભાની અંદર તથા બહારની મહાસભાની પ્રવૃત્તિને મહાસભાના ઠરાવો તથા ચુંટણીના જાહેરનામાના પાયા પર રચવાની વિચારણા કરવાનો હતો. સંમેલનના પ્રમુખસ્થાને મહાસભાના પ્રમુખ પં. જવાહરલાલ હતા. તેમનું ભાષણ મહાસમિતિ હોદ્દાસ્વીકારનો નિર્ણય કરે તે પહેલાં લખાયેલું હોવાથી, તથા હોદ્દાસ્વીકાર વિષે તેમના ચોકસ અભિપ્રાયો હોવાથી સ્વાભાવિક રીતે હોદ્દાસ્વીકારની વિરૂદ્ધ અને લડાયક જુસ્સાવાળું હતું. તેમણે તાજેતરમાં થઇ ગયેલી પ્રાન્તિક ચુંટણીઓ વિષે ખૂબજ પ્રેરણાત્મક વાણી ઉચ્ચારી હતી. એ ભાષણનો સાર ભાગ નીચે પ્રમાણે છે.

## દિલ્હીના રાષ્ટ્રીય સંમેલનમાં પ્રમુખ શ્રી. જવાહરલાલે આપેલું ભાષણ

"આઝાદી મેળવવાનો હિંદી જનતાનો નિશ્ચય રજુ કરતા જંગી અને અસરકારક હોય એવા મહાસભાના મેળાવડાઓથી આપણે ટેવાએલા છીએ. એ મેળાવડાની પાછળ અર્ધી સદીનો દેશનો ઇતિહાસ ઉભેલો છે અને વિકાસ, પરિવર્તન તથા નવી જરૂરિયાતો અને નવી પરિસ્થિતિને અનુકૂળ બનવાની પ્રણાલિકા વમેલી છે. પરંતુ આજે આપણે નવા સંજોગોમાં આ સંમેલન ભરીએ છીએ, આપણે પસંદ કરીએ તે સિવાય તેની પાછળ બીજી કોઇ પૂર્વભૂમિકા નથી.

મહાસમિતિ જે અંતીમ નિર્ણયો કરશે તે કેવા પ્રકારના હશે તે હું જાણતો નથી. મહાસભાએ વારંવાર પસાર કરેલા ઠરાવો દ્વારા અને ચુંટણી અંગેના જાહેરનામાદ્વારા પોતાની નીતિ સ્પષ્ટ કરી છે. આ નીતિની મર્યાદાની બહાર જવાનો પ્રયાસ કરવો તે પેલી નક્કી કરેલી

નીતિને અને મહાસભા જે મહાન હિતો માટે ઉભેલી છે તે હિતોનો દ્રોહ કરવા બરાબર છે. તમે મહાસભાના જાહેરનામાના ધોરણે જ જનતા પાસે મતની ભિક્ષા માંગી હતી અને તેથી તે ધોરણ ઉપર જ તમારે ઉભા રહેવું જોઇએ. એ નીતિ અને કાર્યક્રમમાં લાખો હિંદીઓએ પોતાની શ્રદ્ધા અને વિશ્વાસ જાહેર કર્યો છે.

મુસ્લીમ બેઠકો પુરતી આપણને જે હાર મળી છે તે બતાવી આપે છે કે ફત્તેહ હાથવેંતમાં જ છે. ઘણો વખત થયાં આપણે મુસ્લીમ જનતામાં કામ કરવાનું છોડી દીધું હતું. સમયસર આપણે તેમની પાસે જઇ ન શકયા. જ્યાં જ્યાં આપણે તેમની પાસે પહોંચી ગયા ત્યાં ત્યાં ખાસ કરીને ગ્રામ વિભાગમાં આપણને લગભગ એજ જવાબ મળ્યો કે બીજાઓમાં દેખાય છે તેજ શાહીવાદ વિરોધી જુસ્સો આ લોકોમાં પણ છે.

કોમી આગેવાનો વચ્ચે સમાધાન અને સંધિઓ થાય તેવો આપણે બહુ વખત સુધી વિચાર કર્યો અને પ્રજા પ્રત્યે દુર્લક્ષ કર્યું. કંગાલિયત, બેકારી તથા આઝાદીના પ્રશ્નો તો હિંદુ, મુસલમાન શિખ કે ખ્રિસ્તી માટે સર્વસામાન્ય છે.

મહાસભાએ હિંદુ કોમીમંડળોને કેવાં હરાવ્યાં છે એ, એ લોકો જોઇ શકયા છે. મહાસભા આમજનતાના મનમાં કેટલી વસી છે તે તેઓ સમજી શકયા છે અને તેથી તેમને જરા એકલા પડી ગયા જેવું લાગે છે.

જ્યાં જ્યાં આપણે આમવર્ગની પાસે સીધા પહોંચી ગયા ત્યાં ત્યાં આપણી ભારે જીત થઇ. જે પ્રાંતોમાં મહાસભાને પૂરેપૂરી જીત ન મળી તેનું ચોખ્ખું કારણ તો એ હતું કે તે પ્રાન્તોમાં મહાસભાનું સંગઠન માત્ર શહેરોમાં જ હતું અને કિસાન વર્ગ સાથે બહુ થોડો જ સંસર્ગ હતો. આ ત્રુટીઓ આપણે દૂર કરવી જોઇએ.

ચુંટણીમાં વિજય મેળવવો એ આપણે માટે નજીવી વાત છે, આપણે તો પ્રજાને આઝાદ બનાવવા બહાર પડયા છીએ.

જો લોકશાસનનો કંઇ પણ અર્થ હોય, જો આ ગુંચવણભર્યા અને ખર્ચાળ ચુંટણીના મંચ તેમજ મતની પાછળ કંઇ પણ ડહાપણ હોય અને એ એક બેહુદા ફારસ સમાન ન હોય તો હવે હિંદની પ્રજાએ પડકાર કર્યો છે કે તે હવે આ બંધારણને સ્વીકારશે નહિ. આ નવું બંધારણ એના બધા જ અંગ–ઉપાંગો સહીત જવું જ જોઇએ અને લોકપ્રતિનિધિ સભાને માટે ક્ષેત્ર ચોખ્ખું થવું જોઇએ. બંધારણ નષ્ટ થવું જોઇએ તે પહેલાં બાકીના બીજા બધા વિચારો નકામા છે.

આપણામાંના કેટલાકો હોદ્દાઓ તરફ મીંટ માંડી રહ્યા છે. અને તેમણે મહાસમિતિ આ પ્રશ્નોનો નિર્ણય કરે તે પહેલાં જ પ્રધાન મંડળની નામાવલિ વિષેની ચર્ચા કરીને મહાસભાના મહાન ધ્યેય અને દરજ્જા વિષે સમાધાન પણ કરી લીધું છે. કોઇ પણ સાચો મહાસભાવાદી, ધારાસભાનો ગમે તે મહાસભાવાદી સભ્ય આપણાં ધ્યેય અને આપણી સંસ્થાની શિસ્ત પ્રમાણે જ વર્તી શકશે. મહાસભાના ઠરાવો અને ચુંટણીના જાહેરનામાં પ્રમાણે જ તેઓ પ્રજામતની માગણી કરી શકયા છે. કોઇ પણ ભૂલશો નહિ કે આપણે ધારાસભાઓમાં બ્રિટિશ શાહીવાદ સાથે સહકાર કરવાને પ્રવેશ કર્યો નથી પરંતુ આ કાયદા જે આપણને ગુલામીના બંધનમાં જકડી લે છે તેની સામે લડત ચલાવી તેનો અંત આણવાને આપણે અંદર દાખલ થયા છીએ.

જો આપણે રાષ્ટ્રીય આઝાદી હાંસલ કરીએ તો એનો અર્થ એ થયો કે હિંદમાં બ્રિટિશ શાહીવાદનો અંત આવ્યો અને એનું પરિણામ એ આવે કે બ્રિટિશ શાહીવાદ પોતે જ સર્વ સમેટી લેશે. આ સ્થિતિમાં બ્રિટિશ શાહીવાદ સાથે અમારો સંબંધ ન રાખવાને કંઇ જ કારણ નથી. અમારી લડત બ્રિટન કે બ્રિટિશ પ્રજા સામે નથી. પરંતુ બ્રિટિશ શાહીવાદ સામે છે. પરંતુ જ્યારે એ રીતે આપણે વિચાર કરીએ છીએ ત્યારે એક નવીન અને મહાન વિશ્વ આપણી દષ્ટિ સમક્ષ ખડું થાય છે અને સાંસ્થાનિક સ્વરાજ તેમજ સ્ટેટ્યુટ ઓફ

વેસ્ટમીનીસ્ટર વર્તમાનમાંથી ઐતિહાસિક ભૂતકાળમાં વહી જાય છે. આ મહાન વિશ્વ બ્રિટિશ રાષ્ટ્રોના મંડળ વિષે વિચારતું નથી. પરંતુ રાજકીય અને સામાજિક સ્વાધીનતા ઉપર રચાયેલા એક વિશ્વમંડળનો વિચાર કરે છે.

બ્રિટિશ સરકારને લોકશાસન માટે કંઈ પણ માન હોય તો તેણે આ નવું બંધારણ પાછું ખેંચી લેવું જોઇએ. આ આપણી માંગણી છે. કેટલાકનું માનવું છે કે આ સંમેલન ખુદ લોકપ્રતિનિધિ સભા છે અને તે પોતાનું બંધારણ ઘડનાર છે. પરંતુ આ વાતમાં તથ્ય નથી. હિંદી લોકોની ઇચ્છા અને બળથી જે લોકપ્રતિનિધિ સભા ભરાશે તેમાં પ્રકારની સત્તાનો જરાય હ્રાસ નહિ હોય. જ્યાં સુધી આપણા શહેરી સ્વાતંત્ર્યના હક્કો પર તરાપ પડતી હોય, આપણા હજારો બંધુઓ નજરકેદીઓ તરીકે સબડતા હોય અને આપણી ઈચ્છા કે સંમતિ સિવાય આપણી પર નવું બંધારણ લદાતું હોય ત્યાં સુધી લોકપ્રતિનિધિ સભાને સ્થાન નથી.

લોકશાસનવાળા બંધારણમાં સાધારણ રીતે બહુમતી એટલે પ્રધાનમંડળની જવાબદારીનો સ્વીકાર થાય છે. એવી જવાબદારી અને સત્તા જ્યારે આપણને લોકશાસનમાંથી મળતાં હોય ત્યારે તેનો અસ્વીકાર કરવો એ અયોગ્ય અને તર્કહીન છે. પરંતુ આ બંધારણમાં આપણને નથી પ્રજાસત્તાક કે નથી કંઇ સત્તા. માટે આપણા બધા પ્રયત્નો આ નવા બંધારણને લડત આપવાના અને અસહકારની ભાવનાના જ હોવા જોઇએ.

રાહત થોડી વિચિત્ર વ્યક્તિઓ માટે નહિ પરંતુ લાખો માટે હોવી જોઇએ. અને જો એ લાખોનો આપણે ખ્યાલ કરીએ તો નવા બંધારણથી આપણને શું રાહત મળે છે? નવા બંધારણની કલમે કલમ મેં ઉથલાવી છે અને બંધારણ રચનારાઓના દમામ પર વિસ્મય થયો છું. તેમાં જેને રક્ષણની જરૂર નથી એને રક્ષણ આપવામાં આવે છે. હિંદની આમજનતાને ગરીબાઈના ઊંડા કાદવમાં ફેંકી દે છે. જ્યાંસુધી આપણી આસપાસ રહીને ખાસ હકકો અને સ્થાપિત હિતો આપણને ગુંગળાવતાં

હોય ત્યાંસુધી આપણે નવું સામાજિક ચણતર ચણી શકીએ ન
જ્યારે આપણા હાથમાં કારોબારી એજન્સી, સીવીલ સર્વીસ
રેવન્યુનો મોટો ભાગ ન હોય ત્યારે આપણે કંઈ પણ રાજકીય, આર્થિ
સામાજિક, કે કેળવણી વિષયક કોઇપણ નીતિને અમલમાં લાવી શકીએ
નહિ. ગવર્નરો અને ગવર્નરોની ખાસ સત્તા અને જવાબદારીઓને બા
કરીએ તો ય કોઇપણ પ્રધાનને અસમર્થ કરવા નવું બંધારણ જોઇએ
કરતાં વધારે શકિતમાન છે. પણ આપણે બીજી ચીજો કરી શકીએ
આપણે શાહી ચણતરને જાળવી રાખવાની જવાબદારીનો બોજો આપણ
માથા પર લઇએ અને આપણા બંધુઓને કચડવામાં આડકતરી રીતે
સહાય કરીએ. પરંતુ આવી પરિસ્થિતિ મહાસભાના માનસને માફક
આવે તેમ નથી અને પ્રજા તેને તેમ કરવા દેશે નહિ."

* * *

રાષ્ટ્રીય સંમેલનમાં હાજર રહેલા સભ્યોની પાસે જે પ્રતિજ્ઞા લેવડાવવામાં આવેલી તે પ્રતિજ્ઞા નીચે પ્રમાણે છેઃ

"હું અખીલ હિંદ સંમેલનનો સભ્ય હિંદની સેવા કરવા, ધારાસભાની અંદર અને બહાર હિંદના સ્વાતંત્ર્ય માટે અને હિંદના લોકોનાં શોષણ અને નિર્ધનતાનો અંત આણવા માટે અને તેનાં કરોડો પુત્ર પુત્રીઓના ભારને હળવો કરવા માટે મહાસભાએ જે આદર્શો અને ધ્યેય નક્કી કર્યા છે તે આદર્શો અને ધ્યેયની પ્રાપ્તિ માટે મહાસભાની શિસ્તનું પાલન કરીશ."

મહાસમિતિના હોદ્દાસ્વીકારના નિર્ણય પછી તરત જ બંધારણ અમલમાં આવનાર હોવાથી પ્રાંતોના ગવર્નરોએ મહાસભામાં જ્યાં બહુમતીમાં હતી ત્યાં ત્યાંની ધારાસભાના તેના આગેવાનોને પ્રધાનમંડળ રચવાના હેતુથી ચર્ચા ચલાવવા બોલાવ્યા પરંતુ ખાસ આગેવાનોએ મહાસમિતિના ઠરાવ અનુસાર માગેલી ખાત્રી આપવા સંબંધમાં તેમણે સામાન્ય સહકાર અને ભલી લાગણી સિવાય પાર્લામેંટે આપેલા અધિકારમાંથી કશું જ પણ જતું

કરવાની તૈયારી દર્શાવી નહિ. આથી મહાસભાના કોઇપણ પ્રાન્તમાં મહાસભા હોદ્દા સ્વીકારી ન શકી. અને આમ હોવાથી કામચલાઉ વચગાળાનાં પ્રધાનમંડળોની ગવર્નરોએ નિમણુંક કરી, ચુંટણીમાં જે પક્ષોએ મહાસભાના હાથે સખત માર ખાધેલો અને જેમની પાસે બંધારણીય સરકારને બળ આપતી ધારાસભાકીય બહુમતી પણ ન હતી તેવાઓને પ્રાન્તોનો કારભાર સોંપાવ્યો. પ્રાન્તોના તાત્કાલિક વહીવટના ચુંટાયેલા પ્રશ્નો પર આધાર રાખવો ન પડે માટે છ મહિના સુધીના અંદાજપત્રને અગાઉથી તૈયાર કરી રાખ્યું હતું એટલે વચગાળાના આ પ્રધાનમંડળોને ખાસ કશું જ કરવાનું ન હતું. એક વસ્તુ જણાવી લઇએ. ૧ લી એપ્રિલે બંધારણ અમલમાં આવ્યું ત્યારે ફૈઝપુરની મહાસભાના ઠરાવ અનુસાર દેશભરમાં શાંત પણ પ્રચંડ હડતાલ પડી હતી.

છ મહિના ખતમ થતાં પ્રધાનમંડળે નવું અંદાજપત્ર ઘડીને ધારાસભા સમક્ષ રજુ કરવું જ પડે, અને ત્યારે ધારાસભાને બોલાવવી જ પડે એવી પરિસ્થિતિ હતી. વચગાળાના પ્રધાનમંડળોનું આયુષ્ય આ કારણે છ મહિના પુરતું જ આંકવામાં આવ્યું હતું. આ પ્રધાનમંડળોએ લોકપ્રિય બનવા માટે મહાસભાના કાર્યક્રમના વાંદરવેડા કરવાનો લાગ જતો કર્યો ન હતો. પરંતુ આથી તેઓ લોકોનો વિશ્વાસ મેળવી શક્યા ન હતા.

મહાસભાએ હોદ્દા સ્વીકારવા માટે જે શરત મૂકી હતી અને જે શરતને કારણે તે બહુમતી પ્રાન્તોમાં હોદ્દા સ્વીકારી શકી ન હતી તેથી વિનીત બંધારણવાદીઓને આઘાત લાગ્યો હતો. મહાસભા આવી ખાત્રી માગી શકે કે નહિ અને ગવર્નરો માંગેલી ખાત્રી આપી શકે કે નહિ એવી આ પછી ચર્ચા શરૂ થઈ. આ ચર્ચામાં દેશના સૌ પક્ષના આગેવાનો ઉતર્યા. તેના પડઘા છેક વિલાયતનાં રાજકીય મંડળ સુધી પડયા. મજુરપક્ષના માજી આગેવાન મિ. લેન્સબરી, લોર્ડ લોધિયન વગેરે મહાસભા તરફ સહાનુભૂતિભર્યું

વલણ દેખાડવા લાગ્યા અને તેમણે મહાસભાને આવી ખાત્રીઓની ગણ કર્યા વિના પોતાને મળેલી બહુમતીના અધિકારે સત્તા લેવા આગ્રહ કર્યો અહીંના પ્રાન્તિક ગવર્નરોએ પોતાના પ્રધાન મંડળને જોઇતો બધો સહકાર તથા ભલી લાગણી આપવાની પોતાની તૈયારીની અનેકવ જાહેરાત કરી પરંતુ તેઓએ પાર્લામેંટે આપેલા લઘુમતીઓના રક્ષણ વિષે ખાસ અધિકારો જતા કરવા અશક્તિ જાહેર કરી નામ૦ વાઇસરોય અ બધીજ ચર્ચા દરમિયાન તદ્દન શાંતજ હતા સામા પક્ષ તરફથી નીતિની જાહેરાત હિંદી વજીર લોર્ડ ઝેટલેંડે આમની સભામાં બે ત્રણવાર કરેલી તેમની જાહેરાતમાં તેમણે મહાસભા અને ગાંધીજી પર આક્ષેપો કરવા જતું કર્યું ન હતું. હિંદમાં સર તેજબહાદુર સપ્રુ, શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી ડૉ આંબેડકર વગેરેએ મહાસભાની વલણનો વિરોધ કરેલો છ મહિના પૂરા થયા વિના આ પરિસ્થિતિનો ઉકેલ આવે તેમ ન હતું બંધારણની ૯૩ મી કલમ પ્રમાણે પ્રાન્તોનો કારભાર ગવર્નરો લે તેમ મનતુ અટકાવવાની ઘણાની ઇચ્છા હતી

આ વચગાળાના સમય દરમિયાન મદ્રાસના પ્રધાન મંડળે કોટ્ટાપટ્ટમના અભ્યાસવર્ગ પર લાઠીમાર ચલાવી, તેના સંચાલકોને ગિરફતાર કરીને ભારે ઇતરાજી વહોરી લીધેલી, મુંબઇના પ્રધાનમંડળે બેરી. સાવરકર જેવાને છોડીને સહેજ પ્રશંસા મેળવી લીધેલી

પરંતુ છ મહિના પૂરા થાય તે પહેલાં મહાસભાને મનાવવાના દોરી સંચાર શરૂ થયા મદ્રાસમાં રાજાજીએ ત્યાંના ગવર્નરની ખાનગી મેળે મુલાકાત લીધી, યુક્તપ્રાન્તમાં પં ગોવિંદ વલ્લભ પંતે વચગાળાના પ્રધાન મંડળના વડાની મુલાકાત લીધી અને મધ્યપ્રાન્તમાં ડૉ ખરે ત્યાંના ગવર્નરને મળ્યા આ સૌ કરતા ગાંધીજીએ ટાઇમ્સ ઓફ ઇન્ડિયાના ખબરપત્રીને જે મુલાકાત આપેલી તથા તેમણે 'હરિજન'માં જે લેખો લખવા માંડેલા તેથી પરિસ્થિતિ વધારે ઝડપથી વિકાસ પામવા લાગી મહાસમિતિ પાસે શરતી હોદ્દાસ્વીકારનો ઠરાવ પસાર કરાવવામાં મુખ્યત્વે

ગાંધીજી જવાબદાર હોવાથી તેમણે એ ઠરાવ પાછળ રહેલા હેતુઓનું નિરૂપણ શરૂ કર્યું.

મહાસમિતિ પાસે મૂકવામાં આવેલી યોજના વિષે તેમણે નીચે પ્રમાણે જણાવ્યું: " મારી યોજનાનો સ્વીકાર કરવામાં આવ્યો હોત તો કટોકટિની પરિસ્થિતિ ટાળી શકાઇ હોત અને પરિણામે નોકરશાહીના હાથમાંથી દુનિયાના મોટામાં મોટા લોકશાસનના હાથમાં, વ્યવસ્થિત રીતે અને શાંતિપૂર્વક સત્તાની ફેરબદલી કરી શકાઇ હોત." ગાંધીજીના જણાવ્યા પ્રમાણે તેમનો ઇરાદો ક્રાંતિ અને સવિનય ભંગની લડતની પરિસ્થિતિને ટાળવાનો હતો અને એટલા માટે જ તેમણે મહાસભાને હોદ્દાસ્વીકારવાની ભલામણ કરી હતી.

ગાંધીજીના આ બધા નિવેદનોથી તંગ વાતાવરણમાં આશા આવી અને આક્રમણની દિશા જડ બેઠેલી નોકરશાહી તરફ બદલાઇ. ત્રણ મહિનાની આખરે નામ. વાઇસરોયે નિવેદન કર્યું. આ નિવેદન મહાસભાએ માંગેલી ખાત્રીઓ આપતું ન હતું પરંતુ તેમાં પહેલાના વલણ કરતાં ઘણો મહત્વનો ફેર પડયો હતો. આ પછી વર્ધામાં મળેલી કારોબારીએ સંતોષ પામીને હોદ્દાઓ સ્વીકારવાની ભલામણ કરી, પરિણામે વચગાળાના પ્રધાન મંડળો જેઓને તિરસ્કારનાં પૂતળાં પ્રધાનમંડળો તરીકે ગણવામાં આવેલાં તેમણે રાજીનામાં આપ્યાં અને મહાસભા ૭ પ્રાન્તોમાં વહીવટી સૂત્ર લઇ શકી.

વચમાં એક મહત્વની ઘટના બની ગઇ તેનો ઉલ્લેખ કરી લેવો જોઇએ. વચગાળાનાં પ્રધાનમંડળો ધારાસભાની બેઠકનો સામનો કરી શકે તેમ ન હતું અને તેમનો કારભાર ધારાસભાની સંમતી વિનાનો હોવાથી, તેમની સરકાર તરફ ઠપકો દર્શાવવાના હેતુથી દરેક પ્રાન્તમાં ધારાસભા બોલાવવાની ચળવળ શરૂ થઇ. અને આને માટે પ્રાન્તોના મહાસભા પક્ષના આગેવાનોએ ત્યાંના ગવર્નરોને ધારાસભા બોલાવવા પત્રો લખ્યા, પરંતુ તેનો જવાબ નકારમાં મળ્યો. ગવર્નરોની રજા નહિ આવવા છતાં

પ્રાન્તોની ધારાસભા બોલાવવાનો અને સ્વતંત્ર રીતે કારભાર કરવાનો પણ વિચાર ફેંકાયો. ક્રાંતિકારી લડતના વિકાસ માટે આવો વિચાર ખૂબ જ અગત્યનો ગણાવો જોઇએ. યુક્ત પ્રાન્તે તો આવી ધારાસભા બોલાવી તેની મારફતે આખી પ્રવૃત્તિ રચવાની પણ સૂચના કરી પરંતુ આ વિચારનો જોઇએ તેટલો દરેક પ્રાન્તમાં અમલ ન થયો. ક્રાંતિકારી લડતની કલ્પના કરનારને આથી આઘાત લાગે અને હાથમાં આવેલી ઐતિહાસિક તક વેડફી નાંખનાર તરફ ચીડ ચડે તે સ્વાભાવિક છે. પરંતુ આ પ્રકારની લડત ચલાવવાનો આગેવાનોનો નિશ્ચય ન હતો તે સહેજે સમજી શકાય તેમ છે.

બાકીના પ્રાન્તોની સહેજ નોંધ લેવી ઘટે. બંગાળમાં મહાસભાની આડકતરી મદદથી ત્યાંના સત્તાધીશ નવાબ કુટુમ્બ અને તેના મંડળને હાર આપીને પ્રજાપક્ષે ઠીકઠીક વિજય મેળવ્યો હતો. મહાસભા સત્તા લેનાર નહિ હોવાથી તેના હાથમાં સત્તા જાય તેવો સંભવ ઉભો થયો પરંતુ સત્તા હાથ લેવા માટે તેને બીજા પક્ષો સાથે સહકાર કરવો પડે તેમ હતું. આ સહકાર સધાયો. અને પ્રજાપક્ષના આગેવાન શ્રી. ફઝલુલ હકની આગેવાની નીચે એક સંયુક્ત પ્રધાન મંડળ રચાયું. પ્રજાસંઘે ચુંટણીમાં જે કાર્યક્રમ બહાર પાડેલો અને જે નીતિ જાહેર કરેલી તે નીતિની તદ્દન વિરૂદ્ધજ આ પ્રધાનમંડળ ચાલ્યું છે અને રાજદ્વારી કેદીઓની મુક્તિ તેમજ ત્યાંના મજુર ઝઘડા વિષે તેણે તદ્દન પ્રત્યાઘાતી વલણ અખત્યાર કર્યું છે. આ કારણે તેના તરફ પ્રજાપક્ષનો વિશ્વાસ ઓછો થતો ચાલ્યો છે.

બિનમહાસભાવાદી પરંતુ બહુમતીપક્ષનું સંપૂર્ણ રીતે નવા બંધારણ પ્રમાણેનું પ્રધાનમંડળ પંજાબનું ગણી શકાય. હિંદના સૌ પ્રાન્તોમાં નવા બંધારણ પ્રમાણે આજ પ્રધાન મંડળ હસ્તીમાં આવેલું. બંગાળમાં પ્રધાન મંડળનું સ્વરૂપ જેવું કોમીવાદી છે તેવું આ પ્રધાનમંડળ વિષે ન કહી શકાય, પરંતુ તેથી તેને મહાસભાની હરોળમાં ન મુકી શકાય પંજાબમાં મહાસભા બીજા પ્રાન્તોની જેમ



શ્રી. સુભાષચંદ્ર બોઝ

૧૯૩૮ ના ફેબ્રુઆરીની હરીપુરાની
૫૧ મી રાષ્ટ્રીય મહાસભાના
પ્રમુખ

કામ કરી શકી નહતી. ત્યાંના જમીનદારો તથા સ્થાપિત હિતોના સંગઠિત કાર્યને આ ચુંટણીએ ઠીક બદલો આપ્યો હતો અને બિન કોમી સિદ્ધાન્ત પર રચાયેલા યુનિયનીસ્ટ પક્ષને તેણે બહુમતીમાં મોકલી આપ્યો હતો. આ પક્ષની સરકારે પોતાની રચનામાં પંજાબના લઘુમતી હિંદુઓ તથા શીખોને ઠીક પ્રમાણમાં પ્રતિનિધિત્વ આપ્યું છે તેની નોંધ લીધા વિના રહી ન શકાય. ઉપરાંત તેણે સત્તા હાથ આવ્યા પછી બીજા બિન મહાસભાવાદી પ્રાન્તોના પ્રમાણમાં કંઇક સારૂં કાર્ય કર્યું છે. રાજદ્વારીઓની મુકિતમાં તેણે જ પહેલ કરી છે.

બાકી રહેલા સિંધ અને આસામમાં ત્યાંના સ્થાપિત હિતના હાથમાં સત્તા છે, સરહદ પ્રાન્તમાં સર અબ્દુલ કય્યુમની સરકારે અવિશ્વાસના કારણે રાજીનામુ આપતાં મહાસભા પક્ષે ડેમોક્રેટીક પક્ષની મદદથી પ્રધાન-મંડળ રચ્યું છે અને મહાસભાવાદી સરકારોવાળા પ્રાન્તોમાં સાતમો પ્રાન્ત ઉમેર્યો છે.

મહાસભાને પોતાના પ્રધાન મંડળોની રચના કરવામાં મુસ્લીમ પ્રધાનની વરણીમાં ખૂબ જ મુશ્કેલી પડી છે. ચુંટણી દરમિયાન તેના ધાર્યા પ્રમાણમાં મુસ્લીમ ઉમેદવારો ફત્તેહ પામ્યા ન હતા. અને તે કોમવાદી સંસ્થા સાથે સહકાર બાંધવા તૈયાર હતી તેથી તેને આ કાર્યમાં ખૂબ જ મુશ્કેલી નડેલી. ઉપરાંત વર્ષ દરમિયાન મહાસભા તેમજ મુસ્લીમ લીગ વચ્ચે જે ભારે વિવાદ ઉભો થયો છે તેણે પણ આ કાર્યમાં મુશ્કેલી નાંખી હતી. આ આખીયે ચર્ચા અહીં કરી શકાય તેમ નથી. ચુંટણીનો અનુભવ મેળવ્યાથી મહાસભાને લાગ્યું હતું કે તેણે મુસ્લિમ આમજનતામાં જોઇએ તેવું કામ કર્યું નહિ હોવાથી તે તેમનો વિશ્વાસ મેળવી શકી ન હતી. આથી રાષ્ટ્રપતિ પં. જવાહરની સૂચનાથી મહાસભાએ મુસ્લીમ આમસંપર્કનું કામ ઉપાડી લીધું. મુસ્લીમ કોમને આંતરવા માગતા કોમવાદી આગેવાનોને આથી આઘાત લાગ્યો અને તેમણે મહાસભા તથા તેના આગેવાનો વિરૂદ્ધ બખાળા

શરૂ કર્યા. ચુંટણી દરમિયાનના પ્રચારમાં મહાસભા અને સરકાર વચ્ચે ત્રીજો કોઇ પક્ષ ન હોય તેવા પં. જવાહરના નિવેદનથી મુસ્લીમ લીગના આગેવાન મિ. ઝીન્હા છંછેડાઇ પડયા અને આ પછી તો ત્રીજા પક્ષ વિષે બન્ને આગેવાનો વચ્ચે કામની અને નહિ કામની ઘણી જ ચર્ચા ચાલી. મુસ્લીમ લીગની વલણની પડખે કોમવાદી પ્રત્યાઘાતી આગેવાનો ભેગા મળ્યા અને મહાસભા સામે વ્યવસ્થિત ઝુંબેશ શરૂ થઇ. આ ઝુંબેશના આઘાતો યુકતપ્રાન્તની મુસ્લીમ વિભાગની પેટા ચુંટણીઓમાં પડયા અને બન્ને પક્ષો મતદારોને પોતાની તરફેણમાં ખેંચવા લાગ્યા. આ વિવાદનાં પાણી ઠંડાં પડતાં અત્યારે બન્ને કોમ વચ્ચે સમાધાનની વાતો શરૂ થઇ છે. અગાઉ બાબુ ગજેન્દ્રપ્રસાદ સાથે કોમી સમાધાનની શ્રી. ઝીન્હાને જે વાતો થયેલી તે વાતો ઉખેલવામાં આવી હતી. આ બધા વિવાદમાં પં. જવાહરે હમણાંજ સમાધાન માટે મહાસભા તૈયાર છે એવું નિવેદન પ્રગટ કરી કંઇક શાંતિનું વાતાવરણ સ્થાપ્યું છે. લઘુમતીને નામે રાષ્ટ્રહિતને જોખમ આપીને કોમવાદીઓ પોતાનું કામ કરવા જવા તૈયાર થાય તે સમજી શકાય તેમ છે. આ વિવાદ દરમિયાન લખનૌ મુકામે મળેલી મુસ્લીમ લીગની બેઠકે મહાસભા સાથે સમૂળગુ તોડી નાંખેલ તે જણાવી લેવાની જરૂર છે. ૧૯૧૭ની સાલમાં મુસ્લીમ લીગ અને મહાસભા વચ્ચે જે સમાધાન થયેલું અને જેને લઇને મુસ્લીમો મહાસભામાં આવવા લાગેલા તે વસ્તુને નહેરૂ અહેવાલની ભલામણોએ આઘાત આપેલો, અને પરિણામે મુસ્લીમ કોમવાદીઓને મહાસભાથી અલગ કરવાની શરૂઆત કરેલી તેને લખનૌની મુસ્લીમ લીગે છેવટનું સીલ માર્યું. લીગે પૂર્ણ સ્વતંત્રતાનું ધ્યેય સ્વીકાર્યું, પરંતુ તેને તદ્દન વિસંવાદી એવી કોમી વાતો કરી. તેણે કોમી ચિહ્નવાળો ધ્વજ સ્વીકાર્યો અને વંદેમાતરમનો રાષ્ટ્રગીત તરીકે વિરોધ કર્યો. ૧૯૧૭ માં લખનૌએ જે સાંધેલું તે ૧૯૩૭ માં વીસ વર્ષ પછી લખનૌએ તોડયું. આ પરિષદમાં મહાસભાના પ્રાગતિક બળનો વિરોધ

કરનારા બીજા સૌ કોમવાદી મુસ્લીમ ઉપલા હિતો ભેગા મળ્યા,-બંગાળનો ફેઝલુલ પક્ષ અને પંજાબનો સર સીકંદર હયાતનો પક્ષ મુસ્લીમ લીગમાં જોડાયા. ફેઝલુલ હકે તો માઝા મૂકી પોતાના જવાબદાર દરજ્જા છતાં કોમવાદને વહેતો મૂકયો.

હોદ્દાસ્વીકાર અને તેની આસપાસ વિંટાયેલી પરિસ્થિતિને આના કરતાં વધારે વિગતમાં આપી ન શકાય.

બીજા બનેલા અગત્યના બનાવોની અહીં અતિશય ટૂંકી રૂપરેખા આપીને આ પ્રકરણ બંધ કરીશું.

તાજેતરમાં કામદારોની જે જાગૃતિ આવતી હતી અને તેને જે પ્રોત્સાહન મળતું હતું તેના પડઘા પણ કામદાર રાજકારણમાં પડવા લાગ્યા હતા. કામદારો માલિકોના તથા તેમની વ્યવસ્થાપક સંસ્થાઓના આક્રમણ સામે પોતાનું સંગઠિત બળ અજમાવતા હતા. પાછલાં છેલ્લાં કેટલાક વર્ષોમાં કામદારોની લડાયક જાગૃતિને માલીકો અને સત્તાધીશોના પ્રયત્નથી દાબી દેવામાં આવેલી તેના પ્રમાણમાં હમણાં હમણાંથી કામદારોએ જે સંગઠિત બળ અજમાવવા માંડયું હતું તે ખાસ ધ્યાન ખેંચે તેમ છે. કામદારોની હડતાલો આ વર્ષનું ખાસ અંગ ગણી શકાય.

ફૈઝપુરના અધિવેશન દરમિયાન પણ બંગાળ નાગપુર રેલ્વેના કામદારોની હડતાલ ચાલુ હતી. આ હડતાલમાં કામદારો છેવટ સુધી મક્કમ રહ્યા હતા અને રેલ્વે સત્તાવાળાઓને નમવું પડયું હતું. પરંતુ હડતાલ સમેટી લેવાયા પછી રેલ્વે સત્તાવાળાઓએ કામદારો પર પ્રહાર કર્યો હતો અને તેમની યુનિયનનો સ્વીકાર પાછો ખેંચી લીધો હતો. ફૈઝપુરની મહાસભાએ બંગાળ નાગપુર રેલ્વેના હડતાલ પર ગયેલા કામદારો પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી.

પરંતુ વર્ષ દરમિયાનની મોટામાં મોટી હડતાલ તો કલકત્તાના જ્યુટ ઉદ્યોગના કામદારોની હતી. આ હડતાલે નવી સ્થપાયેલી બંગાળની પ્રજાકીય સરકારની કસોટી કરી હતી. આ કસોટીમાંથી આ સરકાર બંગાળના

સ્થાપિત યુરોપીયન હિતોના જ પક્ષમાં ભરાઇ હતી અને હડતાલને ઉતારી પાડવા નોકરશાહી ઢબના મન ફાવે તેવા આક્ષેપો કરવામાં તે પાછી પડી નં હતી. આ હડતાલમાં આશરે ૩૦ હજાર કામદારો રોકાયા હતા. તે લાંબી ચાલવા છતાં તેમના નિશ્ચયમાં ઢિલાસ આવી ન હતી અને આ નિશ્ચયે જ તેમની લડતને વિજયી ઠરાવી હતી. બધી હડતાલો સમેટી લેવાયા પછી સત્તાવાળાઓ જે કિન્નાખોરી અજમાવી લે છે તેવું અહીં પણ બનેલું.

આ ઉપરાંત છુટક છુટક કાનપુર અને અમદાવાદના મિલઉદ્યોગોમાં જે હડતાલો પડેલી તેનો અહીં માત્ર નિર્દેશ જ કરી લઇએ છીએ. કાનપુરના કામદારોના ઝઘડાએ ત્યાંની મહાસભાવાદી સરકારને મુંઝવણમાં મૂકી દીધી હતી, અમદાવાદની હડતાલોથી વધારે પડતી ગભરાઇ જઇને મહાસભાવાદી સરકારે મહાસભાએ ધિક્કારેલા ક્રીમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ તથા ૧૪૪ મી કલમની જાહેરાત કરેલી. તે સામે ઠીક ઠીક વિરોધ અને રોષની લાગણી ફેલાઇ હતી. આવી હડતાલોમાં શાહીવાદી એંગ્લો ઇન્ડિયન હિતો વધારે પડતા ભયની ભૂંસગણું કરી મૂકીને ન્યાય અને વ્યવસ્થા જાળવતા મહાસભાવાદી પ્રધાનમંડળોને સખ્ત હાથે કામ લેવા ઉશ્કેરી એક પ્રકારની કડવાશ ઊભી કરી રહ્યાં હતાં.

મહાસભાવાદી સરકારોએ સાત પ્રાન્તોમાં વહીવટ હાથ ધર્યા પછી નાગરિક સ્વાતંત્ર્યનો વિસ્તાર વધવા પામ્યો છે. જો કે મહાસભાના જાહેરનામામાં નાગરિક સ્વાતંત્ર્યની જેટલી માંગણી કરી છે તેટલું નાગરિક સ્વાતંત્ર્ય હજુ મળ્યું નથી, આમાં હિંદી કાયદાની મર્યાદા તથા મહાસભાવાદી પ્રધાનમંડળોની વધારે પડતી બીક તથા પૂર્વગ્રહો જવાબદાર છે. નાગરિક સ્વાતંત્ર્યના લોકશાસિત અધિકારોની જાહેરાત કરવામાં મહાસભાનાં પ્રધાનમંડળો ગાંધીજીની પ્રેરણાથી સત્ય અને અહિંસાની કેટલીક નહિ સમજાય તેવી વાતો કરી રહ્યાં છે.

આ વસ્તુ અગાઉની નોકરશાહી સરકારોમાં મહાસભા નાગરિક

સ્વાતંત્ર્યની જે વાતો કરી રહી હતી તેની સાથે બરાબર રીતે બંધ બેસતી આવે તેમ નથી. છતાં અગાઉની સરકારો કરતાં નાગરિક સ્વાતંત્ર્યનો પ્રદેશ મોટો બન્યો છે એનો સ્વીકાર કરી જ લેવો જોઇએ. સવિનયભંગ દરમિયાન નાગરિક જીવન પર જે મોટા મોટા અને વિસ્તૃત અંકુશો મૂકવામાં આવ્યા હતા તેને આસ્તે આસ્તે મહાસભાવાદી સરકારોએ દૂર કરવા માંડયા છે. સવિનયભંગના તંગ વાતાવરણની દૃષ્ટિએ મહાસભાવાદી સરકારોનું આ પગલું જરૂર રાહત આપે છે પરંતુ લોકશાસનની શુદ્ધ દૃષ્ટિએ નાગરિક સ્વાતંત્ર્યની વાત ધ્યાનમાં લઇએ તો હજી ઘણું વધારે બાકી રહ્યું છે. મહાસભાએ વિસ્તારેલા નાગરિક સ્વાતંત્ર્યમાં વર્તમાનપત્રો પરના અંકુશો દૂર કરવામાં આવ્યા છે, છાપાઓ પાસેથી લેવામાં આવતી જામીનગીરીઓ પાછી આપવામાં આવી છે, રાજદ્વારી વિચારો ધરાવનારા પરના અટકાયત તથા હદપારીના હુકમો દૂર કરવામાં આવ્યા છે, કેટલાક રાજદ્વારી કેદીઓની મુક્તિ કરવામાં આવી છે. ( આમાં યુક્તપ્રાન્તના કાકોરી કેદીઓની મુક્તિ ખાસ ધ્યાન ખેંચે છે ) છુપી પોલિસની કનડગત ઓછી થવા પામી છે વગેરે.

મહાસભાએ નાગરિક સ્વાતંત્ર્યનો વિસ્તાર કરવામાં જે પગલુ ભર્યું છે તેની અસર બીજા બીનમહાસભાવાદી પ્રાન્તોમાં પણ પડી છે તેમાંય ખાસ કરીને બંગાળ જે દસકાઓ થયા ભયંકર રાજદ્વારી અંકુશ નીચે શ્વાસ લઇ રહ્યું છે તેમાં નાગરિક સ્વાતંત્ર્યની માગણીએ જબ્બર સ્વરૂપ પકડયું છે, ત્યાંના પ્રજાપક્ષે રાજદ્વારીઓની બિનશરતી મુક્તિની વાતને પોતાના ચુંટણીના પ્રચારમાં એક અંગ બનાવી હતી એ પક્ષના આગેવાને અનેક મંચ પરથી આ મુક્તિની ઘોષણા કરી હતી પરંતુ સત્તા હાથ આવ્યા પછી પ્રજાપક્ષના આ અગ્રણીઓ બંગાળનાં દમન માટે જવાબદાર ત્યાંની નોકરશાહીની અસર નીચે આવી ગયેલા. આવી વલણથી બંગાળમાં ખૂબજ રોષ પ્રગટેલો. બંગાળના હજારો જુવાન સ્ત્રી પુરુષો વિના તપાસે અને વિના આરોપે અટકાયતની છાવણીઓ કે પોતાના ઘરમાં

પુરાઈ રહ્યાં હતાં તેમની મુક્તિ માટે જબ્બરદસ્ત આંદોલન ઉભું થયું હતું. અગાઉની નોકરશાહી સરકાર પ્રજાને બિલકુલે જવાબદાર ન હતી અને તેને દૂર કરવા માટે પ્રજાના હાથમાં કોઇ બંધારણીય ઉપાય હતો નહિ પરંતુ નવા રાજકીય પરિવર્તનમાં કંઇક અંશે આ પરિસ્થિતિ ફેરવાઇ છે અને મર્યાદિત રીતે સરકાર પર અવાજ પહોંચાડવાની અને પ્રાન્તનો વહીવટ નક્કી કરવાની પ્રજાને સત્તા આપવામાં આવી છે. આ પરિસ્થિતિની અસર અગાઉની સરકારોને હિંસાના કૃત્યથી ફેરવવા માગનાર રાજદ્વારીઓ પર ચોકસ રીતે પડી અને તેઓ સરકારના સ્વરૂપને ફેરવવા માટે પ્રજાને મળેલી સત્તાનો ઉપયોગ કરવામાં માનતા થયા. આમ હોવાથી રાજકીય પરિવર્તન સાધવા માટેની વ્યક્તિગત હિંસાની નીતિની નિરર્થકતા તેમણે સ્વીકારી. બંગાળના રાજદ્વારી કેદીઓ તથા નજરકેદીઓનો મોટો ભાગ હિંસાના કૃત્ય કે તેવાં કૃત્યની ઉશ્કેરણીની શંકા પુરવાર થયેલા કે પુરવાર નહિ થયેલા આરોપ માટે સ્વાતંત્ર્ય ગુમાવી બેઠો હતો. સ્વાતંત્ર્ય સંગ્રામના આ જુવાન સૈનિકો એમની રાજદ્વારી કાર્યરીતિમાંથી શ્રદ્ધા ગુમાવી બેઠા હતા અને આ કારણે તેઓ નવા રાજકીય પરિવર્તનમાં દેશના રાજકીય ભાવીને ઘડવાના કાર્યમાં પોતાનો હિસ્સો આપવાના હેતુસર નાગરિક સ્વાતંત્ર્ય ઇચ્છી રહ્યા હતા. ઉપરાંત નવી આવેલી સરકાર પ્રજાએ ચુંટેલી હતી, એટલે પ્રજાની સ્વતંત્રતા માટે જુની સ્વતંત્રતા ગુમાવેલા આ જુવાનો તેમની પાસેથી છુટકારાની આશા રાખી રહ્યા હતા. સત્તાની વિકસિત ફેરબદલીમાં તે ફેરબદલીને વધારે સફળ બનાવવી હોય તો એ જરૂરી છે કે અગાઉની સત્તાએ પોતાને અડચણ કરતા પરંતુ વિકાસ માગી રહેલા શહેરીઓને અંકુશમાં મુકયા હોય તેમને આ અંકુશમાંથી મુક્ત કરવા. લોકશાસનના તંદુરસ્ત વિકાસમાં તો આ વસ્તુની વધારે જરૂર છે.

પરંતુ બંગાળની ચુંટાયેલી સરકારે તેના કમનસીબે નોકરશાહીની અસર છોડી નહિ અને નવા ફેરવાયેલા સંજોગોની જરૂર સ્વીકારી નહિ. પરંતુ બંગાળની સરકાર આ વસ્તુનો સ્વીકાર કરે અને રાજદ્વારીઓને તે

મુક્ત કરે ત્યાં સુધી રાજદ્વારીઓ રાહ જોઇ શકે તેમ ન હતું. પરિસ્થિતિનો નિકાલ લાવવાનું તેમણે જ પોતાના હાથમાં લીધું.

બંગાળના રાજદ્વારીઓમાં ખાસ કરીને આંદામાન મોકલાવામાં આવેલા રાજદ્વારીઓનો પ્રશ્ન ખાસ ધ્યાન ખેંચે તેવો હતો. આંદામાનની જેલ માનવ વસવાટને માટેજ નાલાયક છે એમ હિંદી સરકારી સમિતિએ એકવાર નક્કી કરેલું અને હિંદી સરકારે તેને બંધ કરવાનો પણ નિશ્ચય કરેલો, પરંતુ રાજદ્વારી આંદોલનને પહોંચી વળવા તેણે પોતાના નિશ્ચયને ફેરવીને તેને ફરીથી ખુલ્લી કરેલી અને તેમાં હિંદભરના ક્રાંતિકારી જુવાનોને રાજદ્વારી ગુન્હાના આરોપ સર પૂરી રાખ્યા હતા. મહાસભા તેમજ બીજા રાજદ્વારી પક્ષોએ આંદામાનના ટાપુઓ બંધ કરવાની માંગણી કરી હતી. પંજાબના વડી ધારાસભાના એક સભ્ય રાયજાદા હંસરાજે આંદામાનની મુલાકાત લીધા પછી તેને બંધ કરવાની પ્રાન્તિક સરકારોને અરજ કરેલી. મહાસભાવાદી સરકારોએ આંદામાનમાં પડેલા પોતાના રાજદ્વારી કેદીઓને પાછા બોલાવી મંગાવવા માટે હિંદી સરકાર પર દબાણ આણ્યું હતું. પરંતુ બંગાળની સરકાર તો રાજદ્વારીઓની મુકિત કે આંદામાન બંધ કરવા સંબંધી ઢંકુ જ વલણ લઇ બેઠી હતી. આ બધાની અસર આંદામાનના રાજદ્વારી કેદીઓ પર થઈ અને તેમણે યોગ્ય સૂચના આપી એ પરિસ્થિતિમાંથી મુકત થવાના ઉપવાસ આદર્યા. ઉપવાસ આદરતાં તેમણે હિંસામાંથી ઉઠી ગયેલા પોતાના વિશ્વાસનો એકરાર જાહેર કરી દીધો હોવાથી તેમના તરફ દેશભરની સહાનુભૂતિ દોરાઇ; વડી:સરકાર વતી નામ. વાઇસરોયે નિવેદન કરી ધમકીના જોરે કશું જ કરવાની ના પાડી પરંતુ આંદામાન બંધ કરવા માટેની જવાબદારી પ્રાંતિક સરકારો પર છોડી. મહાત્મા ગાંધીજીએ આ બાબતમાં દરમિયાનગીરી કરી અને તેમણે બંગાળના માજી ગવર્નર અને બંગાળના બેનમૂન દમન માટે જવાબદાર સર જોન એન્ડરસન સાથે મુલાકાતો લીધી. આ મુલાકાતોને પરિણામે નજરકેદીઓને મુકત કરવાનું નક્કી કરવામાં આવ્યું અને આસ્તેઆસ્તે

આંદામાનથી રાજદ્વારીઓને પાછા બોલાવી લાવવાનું ઠર્યું. મહાત્મા ગાંધીએ બંગાળના રાજદ્વારીઓની મુકિત માટે પોતાના શરીરના જોખમે કામ કર્યું હતું પરંતુ એમની સાથેની વાટાઘાટે સજા પામેલા રાજદ્વારીઓની મુકિતને સરળ બનાવી નહિ; આમ છતાં આ પ્રશ્ને રાજદ્વારી કેદીઓની મુકિતના પ્રશ્નને સૌ પ્રશ્નોની મોખરે મૂકી દીધો છે.

આ સૌ પ્રયત્નોને અંતે અત્યારે આંદામાનમાંથી રાજદ્વારી કેદીઓ પાછા બોલાવી લેવામાં આવ્યા છે. પરંતુ અહીંની પ્રાન્તિક જેલોમાં તેમના તરફ સારું વર્તન ચલાવવામાં નથી આવતું તેવી ફરિયાદ છે અને પરિણામે ફરીને રાજદ્વારીઓની મુકિતનો પ્રશ્ન ઊભો થયો છે. આ લખવામાં આવે છે ત્યારે પંજાબના આંદામાનથી પાછા લાવવામાં આવેલા કેદીઓ ઉપવાસ પર ગયાના ખબર મળે છે અને ઉપવાસના લીધે તેમાંના એક શ્રી. હરેન્દ્ર મુનશીનું અવસાન થયું છે.

નવા પ્રાંતિક વહીવટી પરિવર્તન અને તેમાં ય મહાસભાએ સ્વીકારેલા હોદ્દાઓને પરિણામે ત્રાસવાદ લગભગ મરી ગયો છે અને એ રીતે રાજકીય દૃષ્ટિએ આપણું રાજકારણ વધારે ઉપલી કક્ષામાં મુકાયું છે, પરંતુ મહાસભાના રાજકારણ કરતાં પણ વધારે ઉદ્દામ, એવા સમાજવાદી કે સામ્યવાદી રાજકારણ તરફ પહેલાંના જેટલી નહિ તો પણ નાગરિક સ્વાતંત્ર્યની દૃષ્ટિએ મહત્વની શંકા ચાલુ જ છે. મહાસભાવાદી પ્રાન્તો આ બાબતમાં અપવાદ મેળવી શકે તેમ નથી. હજી ય સામ્યવાદી પક્ષ ગેરકાયદે છે. અને ઉદ્દામવાદી રાજકીય વિચારના મહાસભાની સરકારોને નહિ ગમતા પ્રચારમાં સામ્યવાદની બીકને આગળ ધરવામાં આવે છે. મદ્રાસની મહાસભાવાદી સરકારે મહાસભા સમાજવાદી પક્ષના કાર્યકર્તા એક શ્રી. સોરાબ બાટલીવાળાની ધરપકડ કરીને આ વસ્તુને વધારે પ્રગટ સ્વરૂપમાં મૂકી છે. મહાસભાવાદી સરકારોની આ રીત મહાસભાના ચુંટણીના જાહેરનામા પ્રમાણે મહાસભાએ આપેલી ખાત્રીઓ વિષે શંકા ઉભી કરે છે.

મહાસભાના પ્રધાન મંડળો જે કંઇ કરી રહ્યાં છે તેને માટે તેઓ

મતદારો, મહાસભા, મહાસભાના આગેવાનો વગેરેમાંથી કોઇ જવાબદાર છે તે વસ્તુ વધારે અગત્યની બની છે, મહાસભાવાદી પ્રધાનોનાં જાહેરનામાને અસંગત એવા કેટલાંક કાર્યોએ લોકોમાં એક પ્રકારની શંકા ઉભી કરી હતી, અને પરિણામે આ કૃત્યો સામે ટીકાઓ પણ થવા લાગેલી. પ્રધાન મંડળોનાં કૃત્યો માટે પ્રજાને ટીકા કરવાનો અધિકાર છે કે નહિ તે વિષે પણ ચર્ચા ઉભી થઇ હતી. આ ચર્ચામાં પાર્લામેંટરી કમીટીના પ્રમુખ સરદાર વલ્લભભાઇ પટેલ, મહાત્મા ગાંધી તમજ મહાસભાના પ્રમુખ પં. જવાહરલાલે જુદા જુદા દૃષ્ટિબિંદુઓ રજુ કર્યા હતા. એ બધા દૃષ્ટિબિંદુઓ અહીં આપી શકાય નહિ. આ બધા યં દૃષ્ટિબિંદુઓના આગલી શાહીવાદી નોકરશાહી સરકારોને આધારે ટકેલા એંગ્લો ઇન્ડિયન અને સ્થાપિત હિતોના દૃષ્ટિબિંદુ તરફ પણ ધ્યાન દેવાની જરૂર છે. મહાસભાની કારોબારીની બેઠકો વારંવાર મળીને મહાસભાવાદી પ્રધાનમંડળોની કાર્યદિશા નકકી કરતાં આ વિષયની ચર્ચા કરે છે પરંતુ તે તેમને જાહેરમાં ઠપકો આપી શકે તેમ નહિ હોવાથી તેમનાં કૃત્યોને બહાલી આપવાનું જ તેને રહે છે. દેશમાં લોકશાસનના સિદ્ધાન્ત પર રચાયેલા રાજકીય જીવનનો અત્યારે જ્યારે વિકાસ થઇ રહેલો છે ત્યારે તેને યોગ્ય દિશા આપવાની અતિશય મહત્વની જવાબદારી મહાસભાના આગેવાનોના હાથમાં છે. લોકોએ ચુંટેલી સરકાર લોકોને જ જવાબદાર રહે તેમ કરવામાં બીજું કોઇ પણ માધ્યમ આડું આવવું ન જોઇએ. સત્તાનો દુરુપયોગ કે સત્તાને થોડાના હાથમાં સંઘરી રાખી બાકીના બીજા બધાયને તેનાથી દૂર રાખવાની રીત લોકશાસનના સ્વયંવિકાસને બાધારૂપ છે. મહાસભા જે મહાન આદર્શો માટે લડી રહી છે અને જે આદર્શો હજુ હવે મેળવવાના છે અને તેમને માટે તેણે જબ્બર પ્રજાકીય લડત આપવાની જરૂર છે. આ વસ્તુને ધ્યાનમાં રાખવામાં આવશે તો આ કામચલાઉ સત્તાની ક્ષણભંગુરતાને વધારે પડતી આંકવામાં નહિ આવે અને તેનાથી જે કંઈ મર્યાદિત પણ લાભ મળે છે તેનો ઉપયોગ લોકશાસન વધારે સરળ બનાવવા માટે કરવામાં આવશે.

મહાસભાએ સત્તા હાથ લીધા પછી અગત્યના રાહતના કાર્યો શરૂ કર્યાં હતાં તથા મોટે ભાગે ખેડુતોના મત પર સત્તા પર આવેલી હોવાથી તેમની સ્થિતિ સુધારવાના કાર્યો તરફ તેનું લક્ષ ગયું છે છેલ્લા બે ત્રણ વર્ષમાં કિસાનોમા જે અસાધારણ જાગૃતિ આવી હતી એ જાગૃતિને મહાસભાના ચુંટણીના જાહેરનામા, મહાસભાના ઠરાવો તથા ચુંટણીના પ્રચારે જબ્બર વેગ આપ્યો હતો ચુંટણીઓએ ખેડુતોના ખભા પર બેઠેલા સ્થાપિત હિતોને ફેંકી દઇને આ જાગૃતિને વધારે લડાયક બનાવી હતી આમ હોવાથી મહાસભાની સરકારો પાસેથી કિસાનો જાહેરનામાના ખેડુત કાર્યક્રમનો સંપૂર્ણ અમલ કરાવવા મથી રહ્યા હતા પરંતુ મહાસભાના સત્તા પર આવવાથી ભડકેલા જમીનદારોએ સ્વબચાવમા ભયંકર ઉહાપોહ મચાવી મૂકી હતી બીહાર અને યુક્તપ્રાન્તમા આ જમીનદારોએ તો વ્યવસ્થિત પ્રચાર શરૂ કરી દીધો હતો અને એ પ્રચારને એંગ્લો ઇન્ડિયન છાપાઓએ પ્રોત્સાહન આપ્યુ છે જમીનદારશાહીનો નાશ કરવાની આ બે પ્રાન્તોના મહાસભાવાદી મંડળોમા પણ વાતો ચર્ચાઇ હતી પરંતુ સત્તા પર બેઠેલા મહાસભાવાદીઓ પોતાને બન્ને વર્ગોના પ્રતિનિધિઓ માનતા હોવાથી જાગૃત બનેલા કિસાનોને જાહેરનામા પ્રમાણે પણ બધુ આપી શકયા ન હતા આથી કિસાનોમા અસંતોષ પ્રગટયો હતો અને મહાસભાના મંડળો ને પોતે ઉભી કરેલી સરકારના બચાવમા કિસાન પ્રવૃત્તિને ચગાવતા કાર્યકરો સામે પ્રતિબંધ મૂકયો છે કિસાનપ્રવૃત્તિ અને મહાસભા મંડળોનુ ઘર્ષણ બિહારમા ખૂબજ થવા પામ્યુ છે મહાસભાના અગ્રણીઓના આ વલણથી નાખુશ થઇને મહાસભા સમાજવાદી પક્ષના સામાન્ય મંત્રી શ્રી. જયપ્રકાશ નારાયણે પોતાનો રોષ વ્યક્ત કરતું એક નિવેદન તાજેતરમા પ્રગટ કર્યું હતુ જમીનદારો કિસાનો પર ખૂબજ જુલમ કરી રહ્યા હોય તેવી સ્થિતિમા કિસાન કાર્યકરો કિસાનોના હિતની રક્ષા કરવા મથે અને મહાસભાને મળેલી સત્તાના બળે કિસાનોનુ કાયમી સારૂં કરવા માગે તે સમજી શકાય તેમ

છે. સૈકાઓ થયા ભયંકર જુલમ અને શોષણનો ભોગ બનેલો હિંદનો કિસાન અધિરો બને તે સ્વાભાવિક છે. મહાસભાના અગ્રણીઓ તેમના વિના સ્વરાજની લડત આગળ વધારી શકે તેમ નથી.

પ્રજાકીય બીજી જાગૃતિમાં શહેરમાં વસતા ઔદ્યોગિક કામદારો ઉપરાંતના ગુમાસ્તા તેમજ ભાડુઆત વર્ગની જાગૃતિ ધ્યાન ખેંચે છે.

વડીધારાસભાની પ્રવૃત્તિમાં નોંધવા જેવું તો પ્રાન્તિક ચુંટણીઓ દરમિયાનની તેમાં મહાસભાવાદી પક્ષની ગેરહાજરી, ફીનાન્સ બિલને ઉડાડી મૂકવાની વસ્તુ અને વીમા ખરડાની વાત છે. અત્યારે મુખ્યત્વે પ્રાન્તિક ધારાસભાઓ જે કંઇ કરી રહી છે તે તરફ દેશનું વધારે ધ્યાન છે. મહાસભાના ઠરાવ અનુસાર મહાસભાવાદી પ્રાન્તોમાં હિંદી કાયદાનો, તેમાં સૂચવેલા સમવાય તંત્રનો અસ્વીકાર કરતા તથા લોકપ્રતિનિધિ સભાની માંગણી કરતા ઠરાવો પસાર થયા છે.

મહાસભાવાદી સરકારોએ સવિનય ભંગની લડત દરમિયાન જ્યાં જ્યાં સત્યાગ્રહી ખેડુતોએ જમીન વગેરે ગુમાવેલા તે પાછી આપવાનું ઠરાવવામાં આવેલું છે તથા જાહેર નોકરો તેમજ બીજી વ્યકિતઓ પર જે અંકુશો મૂકવામાં આવેલા તે દૂર કરવામાં આવ્યા છે.

વર્ષ દરમિયાન વિદ્યાર્થીઓની ચળવળે પણ ઠીકઠીક પ્રગતિ કરી હતી. લખનૌ, લાહોર અને મદ્રાસ મુકામે અખિલ હિંદ વિદ્યાર્થી પરિષદની બેઠકો મળી હતી. ઉપરાંત પ્રાન્તિક વિદ્યાર્થી પરિષદો પણ ભરાઇ ગઇ છે. શ્રી. જીન્હા જેવા આગેવાનોએ વિદ્યાર્થીઓમાં મુસ્લીમ વિભાગ પાડીને આખી રાષ્ટ્રિય હિલચાલમાં પણ પ્રત્યાઘાતી દરમિયાનગીરી કરી હતી તેની નોંધ લઇ લઇએ.

વર્ષ દરમિયાનના બીજા બનાવોમાં બ્રિટન સાથેના વેપારી કરારોમાં જે મંદ ગતિથી કામ ચાલી રહ્યું છે તેની નોંધ લઈ લઇએઃ આ કરારોમાં હિંદી સરકાર જોઇએ તેટલી મક્કમતાથી કામ કરી રહી નથી અને બ્રિટિશ હિતોની બૂમરાણમાં તે હિંદી હિતોની જોઇએ તેવી રજુઆત નથી કરી રહી.

હિંદી કાયદાના પ્રાન્તિક વિભાગનો અમલ ચાલી રહ્યો છે અને તેમાં બીજું કોઇ વિઘ્ન અત્યાર સુધી આવી નડયું નથી. એટલે હવે એ કાયદાના પાછલા ભાગ સમવાય તંત્રનો વેળાસર અમલ કરવાની વાતો શરૂ થઇ ગઇ છે. પ્રાન્તિક ભાગનો વિરોધ કર્યા પછી મહાસભાએ પ્રાન્તિક કારભાર હાથમાં ધરેલો હોવાથી માની લેવામાં આવે છે કે તે સમવાયતંત્રનો વિરોધ કરવા છતાં તેનો સ્વીકાર કરી લેશે. હરિપુરાની મહાસભાએ આ પ્રશ્ન પર છેવટનો નિકાલ કરવો પડવાનો છે. મહાસભા આ સમવાયતંત્રનો વિરોધ કેવી રીતે સરળતાપૂર્વક કરવો તેની યોજના વિચારી કાઢશે એ ખરૂં પરંતુ મહાસભાએ બંધારણવાદ તરફ જે ઝડપથી ગતિ કરવા માંડી છે તેથી તેના વલણને છેલ્લી ઘડીએ બદલી નાંખવામાં આવે એવી ઉદ્દામવાદીઓને શંકા ઉભી થવા લાગી છે. આ પ્રશ્ન તદ્દન તાજો છે અને તેના પર હરિપુરાને નિર્ણય કરવાનો હોવાથી તેની ચર્ચામાં ઉતરવું ઠીક નથી. આ લખાઇ રહ્યું છે ત્યારે લોર્ડ લોધિયન હિંદી આગેવાનોને મળી લઇને નામ. વાઇસરોયની મુલાકાત લેવા જઇ રહ્યા છે. નિત્યનિત્ય જે પ્રશ્ન નવા ને નવા પલટા લે છે તે પ્રશ્ન પર તેના ભાવીની આગાહી કરી અભિપ્રાય આપવાનું અમને ઠીક નથી લાગતું.

વર્ષ દરમિયાન રાજસ્થાનોમાં નાગરિક સ્વાતંત્ર્ય પર અંકુશ મૂકતાં અનેક પ્રકારનાં દમન ચાલ્યાં હતાં. બ્રિટિશ હિંદમાં એક બાજુપર નાગરિક સ્વાતંત્ર્ય વિકાસ પામતું ચાલ્યું છે ત્યારે બીજી બાજુપર રાજસ્થાનોનાં નાગરિક સ્વાતંત્ર્ય પર અંકુશ મુકાઇ રહ્યો છે. સાત પ્રાંતોમાં કાયદેસર રીતે સત્તા ચલાવતી મહાસભા જેવી સંસ્થા પર પણ ત્યાં અંકુશ મુકાઇ રહ્યો છે. રાજસ્થાનોના આ આંતરિક જુલમમાં મહાસભાની બિનદરમિયાનગીરીની નીતિ કેટલેક અંશે જવાબદાર છે. મહાસભાનો એક જબ્બર પક્ષ માને છે કે મહાસભાએ રાજસ્થાનો વિષેની બિનદરમિયાનગીરીની નીતિને છોડવી જોઇએ પરંતુ આ વસ્તુનો સ્વીકાર થયો નથી.

મ્હૈસુર જેવા રાજ્યમાં તાજેતરમાં જે જુલમ ચલાવવામાં આવેલ. તેથી કલકત્તાની મહાસમિતિએ તેના તરફ પોતાનો વિરોધ ઠરાવદ્વારા વ્યક્ત કરેલો પરંતુ ગાંધીજીએ બિનદરમિયાનગીરીની નીતિના બહાને એ ઠરાવને કાનુન બહાર જાહેર કરેલો. ગાંધીજીની આ રીતે રાજસ્થાની કાર્યકરોમાં ભયંકર રોષ પ્રગટાવ્યો છે. સમવાય તંત્રનો મહાસભા વિરોધ કરવા માંગતી હોય અને સમસ્ત હિંદ માટે તે એક પ્રકારનું લોકશાસિત તંત્ર સ્થાપવા માગતી હોય તો તેણે રાજસ્થાનીઓની વધારે નજીક આવવું જોઈએ. પરંતુ આ પ્રમાણે કરવા માટે મહાસભાના આગેવાનો તૈયાર નથી. મ્હૈસુરના પ્રશ્ને રાજસ્થાનીઓનો પ્રશ્ન વધારે તીવ્ર બનાવ્યો છે. અને સંભવ છે કે હરિપુરાની બેઠક દરમિયાન આ પ્રશ્ન પર છેવટનો નિકાલ કરવામાં આવે.

વાર્ષિક રાજકારણની આના કરતાં વધારે નોંધ ન લઈ શકાય. હરિપુરાની મહાસભા એ પહેલીજ મહાસભા છે જેમાં હિંદનો કારભાર કરતી મહાસભાને ભાવી લડતના વ્યૂહનો વિચાર કરવો પડવાનો છે. છેલ્લી બે બેઠકો દરમિયાન પ્રમુખપદનો ભારે બોજ વહ્યા પછી પં. જવાહરલાલ તે બોજ શ્રી. સુભાષચંદ્ર બોઝના શિર પર નાંખે છે. પં. જવાહરે દેશના રાજકારણને જાગૃત કરવામાં જે આગેવાની આપી છે તે આગેવાની શ્રી. સુભાષ બાબુ પણ આપશે એવો દેશને વિશ્વાસ છે.

———s———

# પરિશિષ્ટ ૧



## ગાંધીજીના ૧૧ મુદ્દાઓ

૧. સંપૂર્ણ દારૂનિષેધ.

૨. હુંડિયામણના ૧૬ પેનીના ભાવની પુનઃ સ્થાપના.

૩. જમીન મહેસુલમાં ૫૦ ટકાનો ઘટાડો.

૪. મીઠાવેરાની નાબુદી.

૫. પ્રારંભથી જ લશ્કરી ખર્ચમાં ½ ઘટાડો.

૬. ઉંચી પદવીના અમલદારોના પગારમાં ૫૦ ટકા જેટલો એકદમ ઘટાડો, જેથી આવક કમી થવાને લીધે મુશ્કેલી ન નડે.

૭. પરદેશી કાપડ પર રક્ષક જકાત.

૮. દેશી વહાણવટા માટે જ હિંદના કિનારાનો વેપાર રાખવાનો કાયદો.

૯. ખૂન કે ખૂન જેવા ગુન્હા માટે સાધારણ અદાલતોમાં ગુન્હેગાર ઠરી ચુકેલા સિવાયના તમામ રાજદ્વારી કેદીઓની બિનશરતે મુક્તિ. રાજદ્વારી ચળવળ માટે આરોપી ઠરેલા તમામ સામેથી આરોપ પાછા ખેંચી લઈ મુકદ્દમા બંધ કરવા, હિંદી ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ રદ કરવી; ૧૮૧૮ અને તેના જેવા બીજા કાયદાઓ રદ કરવા: અને દેશપાર કરેલા તમામ હિંદીઓને ફરીથી દેશમાં આવવાની પરવાનગી આપવી.

૧૦. છુપી પોલિસ રદ કરવી અથવા તેને પ્રજાકીય કાબુ નીચે આણવી.

૧૧ પ્રજાકીય અંકુશ હેઠળ આત્મરક્ષણ માટે બંદૂક વગેરે હથિયારો રાખવા માટે છુટથી પરવાના આપવા.

# પરિશિષ્ટ ૨

---

## સ્લોકોમ્બના ૪ મુદ્દા

લંડનના ડેઇલી હેરલ્ડના ખબરપત્રી શ્રી. જયોર્જ સ્લોકોમ્બને યરોડા જેલમાં ગાંધીજીએ સમાધાન માટે આપેલા ૪ મુદ્દાઓ:

૧. ગોળમેજીના કાર્યપ્રદેશમાં હિંદને સાચું સ્વાતંત્ર્ય અર્પતું બંધારણ ઘડવાનો સમાવેશ કરવો.

૨. મીઠાનો કાયદો રદ કરવાની, દારૂ બંધીની અને પરદેશી કાપડની બંધીની માંગણીઓનો સંતોષકારક ઉકેલ આણવો.

૩. સવિનયભંગ બંધ પડતા વેંત રાજદ્વારી કેદીઓની મુક્તિ.

૪. વાઇસરૉયના પત્રમાં ગાંધીજીએ ઉપસ્થિત કરેલા મુદ્દાઓ પૈકી સાત મુદ્દાઓની ચર્ચા ભવિષ્ય પર મુલતવી રાખવી.

---o---

# પરિશિષ્ટ ૩



## ગાંધી–અરવીન કરારનામું

૧. વાઇસરોય અને ગાંધીજી વચ્ચે જે વાતચીતો થઇ છે તેના પરિણામે એમ નક્કી કરવામાં આવ્યું છે કે, સવિનયભંગની હિલચાલ બંધ કરવામાં આવે, અને નામદાર શહેનશાહની સરકારની મંજુરી લઇને હિંદી સરકાર તેમજ પ્રાન્તિક સરકારો અમુક પગલાં લે.

૨. બંધારણના સવાલોની બાબતમાં નામ. શહેનશાહની સરકારની સંમતિથી એમ કહેવામાં આવ્યું છે કે હવે પછીની ચર્ચા ગોળમેજી પરિષદમાં ચર્ચાયેલી હિંદી સરકારના બંધારણની યોજનાનો વિચાર આગળ ચલાવવાના હેતુથી કરવામાં આવશે. જે યોજનાની રૂપરેખા ત્યાં આંકવામાં આવી છે તેનું સમુદ્દતંત્ર એ એક અનિવાર્ય અંગ છે. એ જ પ્રમાણે હિંદીઓની જવાબદારી, તથા હિંદુસ્તાનના હિતને માટે કેટલીક બાબતોમાં, દા. ત. રક્ષણ, બહારના સંબંધો, લઘુમતીવાળી કોમોની સ્થિતિ, હિંદની નાણાં સબંધની શાખ, અને કરજોની ભરપાઇ વગેરેની સલામતીઓ એ પણ એનાં અનિવાર્ય અંગો છે.

૩. વડાપ્રધાને ૧૯ મી જાન્યુઆરી ૧૯૩૧ ના તેમના ભાષણોમાં કહેલું તે પ્રમાણે બંધારણના સુધારાની યોજના વિષે હવે પછી જે જે ચર્ચાઓ થવાની છે તેમાં મહાસભાના પ્રતિનિધિઓ ભાગ લે તે માટે પગલાં લેવામાં આવશે.

૪. આ સમાધાની સવિનયભંગ સાથે સીધો સંબંધ ધરાવનારી પ્રવૃતિઓ વિષે છે.

૫. સવિનય ભંગ અસરકારક રીતે બંધ કરવામાં આવશે, અને તેના જવાબ તરીકે સરકાર પગલાં લેશે. સવિનય ભંગની હિલચાલ અસરકારક રીતે બંધ કરવાનો અર્થ એ છે કે, અમે તે પદ્ધતિ અને ખાસ કરીને નીચેની પદ્ધતિથી એ હિલચાલને આગળ વધારનારી તમારી પ્રવૃત્તિઓ બંધ કરવી:

( क ) કોઇ પણ કાયદાની કલમોનો સામુદાયિક ભંગ.

( ख ) જમીન મહેસુલ અને બીજાં કાયદેસર દેવાં ન આપવાની હિલચાલ.

( ग ) સવિનય ભંગની ચળવળને મદદ કરનારાં વર્તમાનપત્રોનું પ્રકાશન.

( घ ) મુલકી અને લશ્કરી નોકરોને કે પટેલ તલાટીઓને સરકાર સામે થવા પ્રેરનારા કે રાજીનામા આપવા સમજાવવાના પ્રયત્નો.

૬. પરદેશી માલના બહિષ્કારની બાબતમાં બે મુદ્દાઓ સમાયેલા છે; ( ૧ ) બહિષ્કારનું સ્વરૂપ અને ( ૨ ) તેને સફળ કરવા વપરાતાં સાધનો. આમાં સરકારની સ્થિતિ આ પ્રમાણે છે. હિંદની આર્થિક સ્થિતિ સુધારવા માટેની આર્થિક અને ઔદ્યોગિક હિલચાલના અંગ તરીકે હિંદી ઉદ્યોગોને ઉત્તેજન આપવા વિષે તેની સંમતિ છે, અને આ ઉદ્દેશથી વાપરેલાં પ્રચાર, સમજાવટ અને જાહેરાતનાં સાધનો, જે વ્યક્તિઓના સ્વાતંત્ર્યની આડે ન આવતાં હોય અથવા કાયદા અને વ્યવસ્થાના અમલમાં વિઘ્નરૂપ ન હોય, તેમને રોકવાની સરકારની જરા ય ઇચ્છા નથી. પણ હિંદ બહારના માલનો બહિષ્કાર ( સિવાય કે કાપડ, જેનો બહિષ્કાર બધાં પરદેશી કાપડને વિષે કરવામાં આવેલો છે ) સવિનય ભંગની હિલચાલ દરમિયાન સર્વાંશે નહિ તો મુખ્યત્વે બ્રિટિશ માલ સામે તાકવામાં આવ્યો છે, અને એને વિષે પણ એ રાજદ્વારી હેતુથી દબાણ લાવવાના હેતુથી બહિષ્કાર કરવામાં આવેલો છે એમ કબુલ પણ કરવામાં આવેલું છે.

હવે આ સમાધાનીના ઉદ્દેશ અનુસાર બ્રિટિશ હિંદ, રાજસ્થાનો અને નામદાર શહેનશાહની સરકાર તથા ઇગ્લેંડના રાજદ્વારી પક્ષોના પ્રતિનિધિઓ સાથે મહાસભાના પ્રતિનિધિઓ બંધારણના સવાલોની નિખાલસ અને મિત્રાચારી ભરી ચર્ચા માટે ભેગા થાય એની જોડે આ જાતનો અને આવા ઉદ્દેશથી ભરેલો બહિષ્કાર બંધ ન બેસે એ કબુલ કરવામાં આવ્યું છે. તેથી એમ ઠરાવવામાં આવે છે કે બ્રિટિશ માલના બહિષ્કારનો રાજદ્વારી હથિયાર તરીકેનો ઉપયોગ ચોકસપણે બંધ કરવો, અને તેથી જેમણે રાજદ્વારી આવેશના કાળમાં બ્રિટિશ માલ વેચવો કે ખરીદવો બંધ કર્યો હોય તેઓ જો ઇચ્છતા હોય તો તેમને પોતાનું વલણ બદલવાની કોઇ પણ જાતના અંકુશ વિનાની છૂટ આપવી જોઇએ.

૭. હિંદ બહારના માલને બદલે હિંદી માલની વાપરની અથવા દારૂ અને કેફી ચીજોના વાપર સામેની પ્રવૃત્તિને આગળ ધપાવવાનાં સાધનોની બાબ-

તમાં, સામાન્ય કાયદાએ છૂટ આપેલી મર્યાદાની બહાર ચોકીમાં ગણાય એવા સાધનોનો આશ્રય લેવામાં નહિ આવે, એવી ચોકી શાંત હશે અને એમાં બળજબરી, ધમકી, રોકાણ, વિરોધી દેખાવો, પ્રજાવર્ગને નડતર, અથવા સામાન્ય કાયદા પ્રમાણેના કોઇ પણ ગુનાનો સમાવેશ નહિ થાય. કોઇ પણ સ્થળે જ્યારે આવાં સાધનોનો ઉપયોગ થાય ત્યારે ત્યાં ચોકીનું કામ મોકુફ રાખવામાં આવશે.

૮. ગાંધીજીએ પોલિસની વર્તણુંક સામેના ચોક્સ આરોપો તરફ સરકારનું ધ્યાન ખેંચ્યું છે. આજના સંજોગોમાં સરકાર આ પગલાંમાં ચારે તરફેલી રહેલી જુએ છે અને માને છે કે એથી સામસામા આક્ષેપો થયા વિના રહે જ નહિ. આ વસ્તુનો વિચાર કરીને ગાંધીજીએ આ બાબતનો આગ્રહ ન રાખવાનું કબુલ કર્યું છે.

૯. સવિનય ભંગની હિલચાલ બંધ થતાં સરકાર જે પગલાં લેશે તે નીચેની કલમોમાં જણાવવામાં આવ્યાં છે.

૧૦. સવિનય ભંગની હિલચાલના સંબંધમા કાઢેલા ઓર્ડીનન્સો પાછા ખેંચી લેવામાં આવશે.

૧૯૩૧ ના હિંસક હિલચાલને લગતા ઓર્ડીનન્સ નં. ૧ નો આ કલમમાં સમાવેશ થતો નથી.

૧૧. ૧૯૦૮ ના ક્રીમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટની રૂએ મંડળોને ગેરકાયદેસર જાહેર કરનારાં જાહેરનામાં, જે સવિનય ભંગની હિલચાલને અંગે કાઢવામાં આવ્યાં હોય તે ખેંચી લેવામાં આવશે.

બ્રહ્મદેશની સરકારે થોડા જ વખત પર ક્રીમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટની રૂએ કાઢેલાં જાહેરનામાનો આ કલમમાં સમાવેશ થતો નથી.

૧૨. ( ૧ ) અધુરા રહેલા મુકદ્દમા જે સવિનય ભંગની હિલચાલને અંગે નોંધાયા હોય અને જેમાં કાયદાના શબ્દાર્થ પ્રમાણેની હિંસા સિવાયની હિંસાનો અથવા એવી હિંસાની ઉશ્કેરણીનો આરોપ ન હોય તે પાછા ખેંચી લેવામાં આવશે.

( ૨ ) એ જ સિદ્ધાન્ત ક્રિમિનલ પ્રોસીજર કોડની જામીનગીરીને લગતી કલમો પ્રમાણેના મુદ્દાને લાગુ પડશે.

( ૩ ) જ્યાં કોઇ સ્થાનિક સરકારે સવિનય ભંગની હિલચાલ સંબંધમાં વકીલોના વર્તન વિષે હાઇકોર્ટનો ચુકાદો માગ્યો હશે અથવા વકીલાતના કાયદાની

રૂએ મુકદ્દમો માંડયો હશે, ત્યાં જો તે માણસોના વર્તનને હિંસા અથવા હિંસાની ઉશ્કેરણી સાથે સંબંધ નહિ હોય તો, તે સરકાર એવો મુકદ્દમો પાછો ખેંચી લેવા માટે અદાલતને અરજી કરશે.

( ૪ ) સોલ્જરો અને પોલિસોની સામે હુકમના ભંગને સારૂ જો મુકદ્દમા મંડાયા હશે તો તેનો આ કલમમાં સમાવેશ થશે નહિ.

૧૩. ( ૧ ) સવિનય ભંગની હિલચાલના સંબંધમાં કાયદાના શબ્દાર્થ પ્રમાણેની હિંસા કે એવી હિંસાની ઉશ્કેરણી જેમાં નહિ હોય એવા ગુનાઓ માટે જેઓ કેદ ભોગવતા હોય તેમને છોડી મૂકવામાં આવશે.

( ૨ ) જો ઉપરના ( ૧ ) માં આવતા કેદીઓને કાયદાના શબ્દાર્થ પ્રમાણેની હિંસા સિવાયની હિંસા અથવા તેવી હિંસાની ઉશ્કેરણી જેમાં નહિ હોય એવા તેમના ગુનાસર વધારાની સજા થઇ હશે તો એ પાછલી સજા રદ થશે, અથવા એવા કેદી સામે આ જાતના ગુનાને સારૂ મુકદ્દમો ચાલતો હશે તો તે ખેંચી લેવામાં આવશે.

( ૩ ) હુકમોના ભંગના જે થોડાક જ કિસ્સા બન્યા છે તેમાં–આરોપસર સજા પામેલા સોલ્જરો અને પોલિસોનો આ માફીમાં સમાવેશ થશે નહિ.

૧૪. જે દંડ વસુલ થયા નથી તે માફ કરવામાં આવશે. એ જ પ્રમાણે જ્યાં ક્રીમીનલ પ્રોસીજર કોડની જામીનગીરીની કલમો પ્રમાણે જામીનગીરી જપ્ત કરવાનો હુકમ થયો હોય છતાં જામીનગીરી વસુલ ન થઇ હોય, ત્યાં તે માફ કરવામાં આવશે.

કોઇ પણ કાયદાની રૂએ થયેલા જે દંડ વસુલ થયા હશે અને જામીનગીરી જપ્ત થઇને વસુલ થઇ હશે તે દંડ અને જામીનગીરી પાછાં આપવામાં નહિ આવે.

૧૫. સવિનય ભંગની હિલચાલના સંબંધમાં કોઇ ખાસ સ્થળના રહીશોને ખર્ચે વધારાની પોલિસ મૂકવામાં આવી હશે તે સ્થાનિક સરકારોની સ્વેચ્છાએ ઉઠાવી લેવામાં આવશે. ખર્ચાયેલી રકમ કરતાં વધુ નહિ એવી કોઇ પણ રકમ જે વસુલ થઇ હશે તે સ્થાનિક સરકારો પાછી નહિ આપે, પણ જે રકમ વસુલ નહિ થઇ હોય તે માફ કરશે.

૧૬ ( ક ) જે જગમ મિલકત ગેરકાયદે મેળવેલી નહિ હોય અને જે સવિનય ભગની હિલચાલના સબધમા ઓર્ડિનન્સોની રૂએ કે ક્રીમીનલ લૉની કલમોની રૂએ જપ્ત કરવામા આવી હશે, તે જો હજુ સરકારના કબજામા હશે તો પાછી આપવામા આવશે

( ખ ) જમીન મહેસુલની કે બીજા કોઇ દેવાની વસુલાતના સબધમા ખાલસા કે જપ્ત થયેલી જગમ મિલકત પાછી આપવામા આવશે, સિવાય કે જિલ્લા કલેકટરને એમ માનવાને કારણ હોય કે કર ન આપનાર માણસ તેની પાસેથી લેવાનુ લેણુ યોગ્ય મુદતમા આપવાની ના પાડશે યોગ્ય મુદત કેટલી તે નક્કી કરવામા કર ન ભરનારા જે લોકોને પૈસા ભરવાની મરજી છતા તે માટે ખરેખર મુદતની જરૂર હશે તેવાઓને વિષે ખાસ વિચાર કરવામા આવશે, અને જરૂર હશે તો જમીન મહેસુલના વહીવટના સામાન્ય ધારાધોરણ પ્રમાણે મહેસુલ મુલતવી રાખવામા આવશે

( ગ ) બગાડને માટે વળતર આપવામા નહિ આવે

( ઘ ) જ્યા જગમ મિલકતને સરકારે વેચી દીધી હશે કે બીજી રીતે છેવટનો નિકાલ કર્યો હશે ત્યા વળતર નહિ આપવામા આવે તેમજ વેચાણની ઉપજ પાછી આપવામા નહિ આવે, સિવાય કે જે કારણસર લેણાને માટે તે મિલકત વેચવામા આવી હોય તેના કરતા તે ઉપજેલી રકમ વધારે હોય

( ડ ) મિલકતની જપ્તી કાયદેસર નથી થઇ એ મુદ્દાસર કોઇ પણ માણસને કાયદેસર ઇલાજ લેવા હોય તો તે લેવાની છૂટ રહેશે

૧૭ ( ક ) ૧૯૩૦ ના ઓર્ડીનન્સની રૂએ જે સ્થાવર મિલકતનો કબજો લેવામા આવ્યો હશે તે ઓર્ડીનન્સની કલમો પ્રમાણે પાછો આપવામા આવશે

( ખ ) જમીન મહેસુલની કે બીજા કોઇ દેવાની વસુલાતના સબધમા ખાલસા કે જપ્ત થયેલી જમીન અને બીજી સ્થાવર મિલકત જે સરકારના કબજામા હશે તે પાછી આપવામા આવશે સિવાય કે જિલ્લાના કલેકટરને એમ માનવાને કારણ હોય કે કર ન આપનાર માણસ તેની પાસેથી લેવાનુ લેણું યોગ્ય મુદતમા આપવાની આદરપૂર્વક ના પાડશે યોગ્ય મુદત કેટલી તે નક્કી કરવામા, કર ન ભરનારા જે લોકોને પૈસા ભરવાની મરજી છતા તે માટે ખરેખર મુદતની જરૂર હશે તેવાઓને વિષે ભરવાની મરજી છતા તે માટે ખરેખર મુદતની જરૂર હશે તેવાઓને વિષે, ખાસ વિચાર કરવામા આવશે, અને જરૂર હશે તો જમીન મહેસુલના વહીવટના સામાન્ય ધારાધોરણ પ્રમાણે મહેસુલ મુલતવી રાખવામા આવશે.

(ગ) જ્યાં સ્થાવર મિલકત ત્રીજા પક્ષને વેચી દેવામાં આવી છે ત્યાં સરકારને સંબંધ છે ત્યાં સુધી સોદો છેવટનો ગણાવો જોઇએ.

નોંધ—ગાંધીજીએ સરકારને જણાવ્યું છે કે પોતાની માહિતી અને માન્યતા પ્રમાણે કેટલાંક વેચાણ તો ગેરકાયદે અને ગેરવાજબી રીતે થયેલાં છે. સરકાર પોતાને મળેલી ખબર પરથી આ વાંધો સ્વીકારી શકે તેમ નથી.

(ઘ) મિલકતની જપ્તી કાયદેસર નથી થઇ તે મુદ્દાસર કોઇ પણ માણસને કાયદેસર ઇલાજ લેવો હોય તો તે લેવાની છૂટ રહેશે.

૧૮. સરકાર માને છે કે બહુ જ જૂજ કિસ્સા એવા હશે જ્યાં લેણાની વસુલાત કાયદાની કલમો પ્રમાણે ન થઇ હોય. એવા કિસ્સા હોય તો તેને પહોંચી વળવા સારૂ સ્થાનિક સરકારો જિલ્લા અમલદારોને આ જાતની કંઇ ખાસ ફરિયાદ હોય તેની તાકીદે તપાસ કરવાની અને જ્યાં ગેરકાયદેસરપણું સાબીત થાય ત્યાં મિનાવિલંબે ન્યાય આપવાની સૂચનાઓ મોકલશે.

૧૯. જ્યાં રાજીનામાથી ખાલી પડેલી જગ્યાઓ કાયમની પુરાઇ ગઇ હશે ત્યાં સરકાર પહેલાંના હોદ્દેદારોને ફરી તે જગ્યાઓએ લઇ નહિ શકે. બીજાં રાજીનામાંની બાબતમાં સ્થાનિક સરકારો તે પ્રત્યેના ગુણદોષનો વિચાર કરશે. જે સરકારી નોકરો કે પટેલ તલાટીઓ ફરી નોકરી મેળવવાને માટે અરજી કરશે તેમને ફરી નીમવાની બાબતમાં સ્થાનિક સરકારો ઉદારનીતિ રાખશે.

૨૦. મીઠાના વહીવટને લગતા અત્યારે હસ્તી ધરાવતા કાયદાના ભંગ વિષે સરકાર ઉપેક્ષા કરી શકે તેમ નથી; તેમજ દેશની આજની આર્થિક સ્થિતિમાં મીઠાના કાયદામાં તે મહત્ત્વના ફેરફાર પણ કરી શકે તેમ નથી.

છતાં કેટલાક ગરીબ વર્ગોને રાહત આપવા સારૂ, તે આજે કેટલીક જગાએ ચાલતા રિવાજ પ્રમાણે, પોતાની વહીવટી કલમોને વિશાળ બનાવવા તૈયાર છે. જેથી મીઠું ભેગું થઇ શકે કે પકવી શકાય એવા ક્ષેત્રોની નજીકજોડ આવેલાં ગામડાંઓના રહીશોને બહારના લોકોને વેચવા માટે કે વેપાર કરવા માટે નહિ પણ ગામડાંની અંદર જ ઘરના વાપરને સારૂં મીઠું ભેગું કરવાની કે પકવવાની છૂટ રહેશે.

૨૧. મહાસભા આ સમાધાનીની શરતોનો પૂરો અમલ કરવાનું ચુકશે તો પરિણામે સરકાર પ્રજા અને વ્યક્તિઓના રક્ષણને સારૂ અને કાયદા અને વ્યવસ્થાના યોગ્ય પાલનને સારૂં જરૂરી લાગશે તેવાં પગલાં લેશે.

———o———

ભણેલા લોકોને પણ લાગુ પડયો છે અને પીડી રહ્યો છે. આપણા કરોડો દેશબાંધવોને માટે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનો પ્રશ્ન બહુ ઉત્કટ બન્યો છે. કારણ આપણા અર્થ-પ્રકરણી અને સામાજિક પ્રશ્નોનો ઉકેલ લાવવાની તથા આપણી જનતાનું જે શોષણ ચાલી રહ્યું છે તેનો અંત આણવાની સત્તા, કેવળ સ્વાતંત્ર્યથી જ આપણને મળી શકે એમ છે.

આપણી રાષ્ટ્રીય ચળવળ વધી અને અર્થપ્રકરણી સ્થિતિ વિષમ બનતી ગઇ, તેને પરિણામે આપણા ઉપર ઉગ્ર દમન ચાલ્યું છે તથા પ્રજાની કાયદેસર છૂટો ઉપર પણ તરાપ મારવામાં આવી છે. હિંદુસ્તાનને જકડી નાખનારાં સામ્રાજ્યનાં બંધનો બહુ સજ્જડ કરવાનો તથા હિંદી લોકોનું શોષણ તથા તેમના ઉપરનું આધિપત્ય વધુ કાયમી કરવાનો પ્રયત્ન સને ૧૯૩૫ નો ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એકટ પસાર કરીને સરકારે કરવા માંડયો છે.

આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ જોતાં જણાય છે કે મામલો વધુ ને વધુ બારીક થતો જાય છે. ક્ષિતિજ ઉપર વિશ્વયુદ્ધનાં વાદળ ઘેરાતાં દેખાય છે. આપણા દેશમાં તેમજ દુનિયામાં ઊભી થયેલી આ ગંભીર પરિસ્થિતિ પ્રત્યે લાખનૌની મહાસભાએ રાષ્ટ્રનું ધ્યાન ખેંચ્યું છે; અને સામ્રાજ્ય તત્ત્વના પોષણને માટે જે યુદ્ધ થાય તેમાં હિંદુસ્તાનને સંડોવવા સામે પોતાનો વિરોધ જાહેર કર્યો છે; તથા હિંદુસ્તાનનો સ્વાતંત્ર્યસંગ્રામ ચાલુ રાખવાનો પોતાનો સંકલ્પ વધુ દૃઢ કર્યો છે.

નવા કાયદાથી જે બંધારણ આપણા દેશ ઉપર ઠોકી બેસાડવામાં આવ્યું છે તે આખું જ મહાસભાને નામંજુર છે. તેણે તો જાહેર કર્યું છે કે બાહ્ય સત્તાએ લાદેલું કોઇ પણ બંધારણ, જે બંધારણ હિંદી લોકોની સર્વોપરી સત્તા ઉપર કાપ મુકતું હોય અને પોતાનું રાજદ્વારી તથા આર્થિક ભવિષ્ય ઘડવાના તથા તેના ઉપર સંપૂર્ણ કાબુ ધરાવવાના તેમના હકનો અસ્વીકાર કરતું હોય, તે સ્વીકારી શકાય નહિ. હિંદુસ્તાનના બંધારણનું મંડાણ તો હિંદના રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય ઉપર જ હોવું જોઇએ. એવું બંધારણ લોકપ્રતિનિધિ સભા (કોન્સ્ટિટ્યુઅન્ટ એસેમ્બલી) મારફત ઘડી શકાય.

લોકોની શક્તિ વધે અને પોતાની ઇચ્છાનો અમલ કરવાની સત્તા તેમની પાસે હોય, એ વસ્તુ ઉપર મહાસભાએ હરહંમેશ ભાર મુકયો છે. આ હેતુ લક્ષમાં રાખીને

ધારાસભાઓની બહાર પોતાની પ્રવૃત્તિઓ તેણે ચલાવી છે. મહાસભા માને છે કે લોકોની સેવા કરીને તથા તેમને સંગઠિત કરીનેજ સાચી શકિત ઉત્પન્ન કરી શકાય,

આવા ધ્યેય તથા ધોરણને માન્ય રાખવા છતાં, વર્તમાન પરિસ્થિતિનો વિચાર કરીને તથા પરદેશી આધિપત્ય અને શોષણને મજબુત કરનારાં બળોનું કાર્ય અટકાવવાને માટે, પ્રાન્તિક ધારાસભાઓની આગામી ચૂંટણીમાં મહાસભાવાદી ઉમેદવારોને ઊભા રાખવાનું મહાસભાએ નક્કી કર્યું છે. જો કે નવા કાયદા મુજબ સ્થાપેલી ધારાસભાઓમાં મહાસભાવાદીઓને મોકલવાનો ઉદ્દેશ એ તો નથી જ કે કોઇ પણ રીતે આ કાયદા સાથે સહકાર કરવો. મહાસભાનો ઉદ્દેશ તો નવા બંધારણનો વિરોધ કરવાનો અને તેને ઉડાડી દેવાનો જ છે. આ બંધારણનો, અસ્વીકાર કરવાના મહાસભાના ધોરણનો શકય તેટલો અમલ કરવાનો, અને હિંદ ઉપરના પોતાના કાબુને મજબૂત કરવાના તથા હિંદીઓનું શોષણ કરવાના બ્રિટિશ સામ્રાજ્યના પ્રયત્નનો વિરોધ કરવાનો અમારો કાર્યક્રમ છે. મહાસભાનો અભિપ્રાય એવો છે કે ધારાસભાઓમાં એવી પ્રવૃત્તિઓ ચલાવવી જેથી લોકોને સંગઠિત કરવાના ધારાસભાની બહારના કામને મદદ મળે અને સ્વાતંત્ર્યને અર્થે જે લોકસત્તા અનિવાર્ય છે તેનો વિકાસ થાય.

બ્રિટિશ તથા બીજાં સ્થાપિત હિતસંબંધોના રક્ષણને અર્થે જે જરૂરની એવી ખાસ સત્તાઓ અને સલામતીઓથી જકડાઇ બંધાયેલી નવી ધારાસભાઓથી દેશને કશો નક્કર લાભ થાય એમ નથી. ગરીબાઇ તથા બેકારીના પ્રશ્નો આપણા દેશને માટે જીવનમરણના પ્રશ્નો છે. તેનો ઉકેલ આણવા સારૂ તો ધારાસભાઓ તદ્દન અસમર્થ છે. પરંતુ પ્રજાની કાયદેસર છૂટોની સ્થાપનાને માટે, સજા પામેલા તેમજ અટકમાં રાખેલા એવા રાજદ્વારી કેદીઓને છોડાવવા માટે, તથા રાષ્ટ્રીય લડત દરમ્યાન ખેડૂતોને તથા સાર્વજનિક સંસ્થાઓને થયેલા અન્યાયોને સુધરાવવા માટે તેઓ મહેનત કરશે.

આ ધારાસભાઓ મારફત સ્વાતંત્ર્ય ન મેળવી શકાય, તેમ ગરીબાઇ અને બેકારીના પણ અસરકારક ઇલાજ ન કરી શકાય, એ મહાસભા બરાબર સમજે છે. છતાં મહાસભા અહીં પોતાનો મુખ્ય કાર્યક્રમ જાહેર કરે છે, જેથી મહાસભા શાને માટે લડે છે તથા પોતાના હાથમાં સત્તા આવે ત્યારે તે શું શું કરવા ધારે છે તે લોકો બરાબર જાણી શકે.

સને ૧૯૩૧ ની કરાંચીની બેઠકમાં મહાસભાના મુખ્ય ધ્યેયની વ્યાખ્યા પ્રજાના મૂળ હક્કોવાળા ઠરાવમાં કરવામાં આવી હતી. તે વ્યાખ્યાને મહાસભા હજી વળગી રહેલી છે. પરંતુ છેલ્લાં પાંચ વરસમાં પરિસ્થિતિ વધુ વિષમ બની છે તેથી ગરીબાઇ બેકારી તથા બીજા આર્થિક પ્રશ્નોની વિશેષ વિચારણા આવશ્યક થઇ પડી છે. એટલા જ માટે લખનૌની મહાસભાએ એ વસ્તુ ઉપર ખાસ ભાર મૂકયો કે, "દેશનો અત્યંત મહત્વનો અને તત્કાળ ઇલાજ કરવા જેવો પ્રશ્ન ખેડુતોની ભયંકર ગરીબાઇ, બેકારી અને દેવાદારીનો છે. તેનું મૂળ કારણ જમીનના ભોગવટાની તથા જમાબંધીની જરીપુરાણી અને જુલમી રીતો છે. તેમાં વળી ખેતીના ઉત્પન્નના ભાવમાં છેલ્લાં કેટલાંક વરસોથી આવેલી મંદીને કારણે આ પ્રશ્ન સવિશેષ ઉગ્ર બન્યો છે." ખેડુતો માટેનો સંપૂર્ણ કાર્યક્રમ ઘડી કાઢવા મહાસભાએ પ્રાન્તિક સમિતિઓને સૂચના કરી છે. પ્રાન્તિક કાર્યક્રમોને આધારે મહાસમિતિ ખેડુતોના પ્રશ્નનો કાર્યક્રમ ઘડી કાઢશે અને તે પાછળથી બહાર પાડવામાં આવશે.

વધારે સંપૂર્ણ કાર્યક્રમ ઘડી કાઢવામાં આવે ત્યાં સુધી મહાસભા કરાંચી મુકામે કરેલા જાહેરનામાની પુનઃ ઘોષણા કરે છે કેઃ મહેસૂલની અને ગણોતની પદ્ધતિમાં સુધારો કરવાની, જમીનના ભોગવટાની તેમજ ખેતી ઉપયોગી જમીન ઉપરના બોજાની ન્યાયપુરઃસર વ્યવસ્થા કરવાની, તથા નાના ખેડુતો અત્યારે જે મહેસૂલ તથા ગણોત ભરે છે તેમાં સારી પેઠે ઘટાડો કરીને તથા જે જમીનનાં ખાતાં આર્થિક દૃષ્ટિએ પોસાય એવાં નથી તેમને ગણોત તથા મહેસૂલ ભરવામાંથી સાવ મુકત કરીને, તેમને રાહત આપવાની મહાસભા હિમાયત કરે છે.

દેવાદારીના પ્રશ્નની પણ તત્કાળ વિચારણા થવાની જરૂર છે. તેને માટે એવી યોજના ઘડી કાઢવાની જરૂર છે, જેમાં અમુક મુદ્દત સુધી દેવાં વસૂલ કરવાનું મુલતવી રાખવાની જાહેરાત હોય, જેમાં દેવાની તપાસ કરી તેના આંકડામાં ઘટાડો કરવાની સત્તા હોય તથા રાજ્ય તરફથી હળવા વ્યાજના દરે નાણાં ધીરવાની વ્યવસ્થા હોય. આ જાતની રાહત ગણોતિયા ખેડુતોને, માલિક ખેડુતોને, તેના જમીનદારોને તથા નાના દુકાનદારોને આપવામાં આવે.

મીલો તથા કારખાનાંના કામદારોની બાબતમાં મહાસભાનું ધોરણ એવું છે કે સુધરૂ જીવન ગાળી શકાય એટલી રોજી તેમને મળવી જોઇએ. તેમના કામના કલાક તથા કામની શરતો, આપણા દેશની આર્થિક પરિસ્થિતિને લક્ષમાં રાખી,

બની શકે તેટલે દરજ્જે બીજા દેશોના ધોરણો સાથે મેળમા આવે તેવા હોવા જોઇએ, માલિકો અને મજૂરો વચ્ચેના ઝઘડાના નિકાલ કરવાની યોગ્ય વ્યવસ્થા હોય, ઘડપણ માદગી અને બેકારી વખતે બોજાથી રક્ષણ મળે એમ હોય, તથા પોતાના હિતના રક્ષણને અર્થે સંઘો બાધવાનો તથા હડતાલ પાડવાનો મજૂરોને હક હોય

મહાસભાએ જાહેર કરી જ દીધુ છે કે કાયદામા, સમાજમા અથવા સાર્વજનિક પ્રવૃત્તિના કોઇ પણ ક્ષેત્રમા સ્ત્રીઓની જે અધિકારહીનતાઓ હોય તે તમામ દૂર થવી જોઇએ. સ્ત્રી મજૂરોને પ્રસૂતિ વખતે ખાસ સગવડો મળે અને બીજા સંરક્ષણો મળે એ આવશ્યક છે ગયા મુક્તિસંગ્રામમા આપણી બહેનોએ સારો ભાગ લીધો છે અને સ્વતંત્ર હિંદમા અધિકારો અને જવાબદારીઓ ભોગવવામા તેમનો હિસ્સો બરાબર પુરુષોના જેટલો જ હશે એવી મહાસભા આશા રાખે છે

અસ્પૃશ્યતાનિવારણ માટેનો તથા હરિજનો અને બીજી દલિત કોમોના સામાજિક અને આર્થિક ઉદ્ધાર માટેનો મહાસભાનો આગ્રહ સુવિદિત છે મહાસભા માને છે કે તમામ પ્રજાકીય બાબતોમા તેમને સરખા હક હોવા જોઇએ અને રાષ્ટ્રમા તેમનો દરજ્જો સૌની સાથે સમાનપણાનો હોવો જોઇએ,

ખાદી તથા ગ્રામઉદ્યોગોને ઉત્તેજન આપવુ એ પણ ઘણા વર્ષોથી મહાસભાના કાર્યક્રમમા એક મુખ્ય વસ્તુ રહેલી છે, યંત્રોદ્યોગને પણ સંરક્ષણ આપવાની જરૂર છે પરંતુ તેમ કરતા કામદારોના તથા કાચો માલ ઉત્પન્ન કરનારાના હકો સાચવવા જોઇએ અને ગ્રામઉદ્યોગો પ્રત્યે પૂરતુ લક્ષ આપવુ જોઇએ.

આપણા દેશમા રાજદ્વારી કેદીઓ પ્રત્યેના વર્તનનો પ્રશ્ન ઘણા વરસોથી લોકનિંદાનો એક વિષય થઇ પડયો છે એ વર્તનમા સુધારો કરાવવા અને તેને માનવતાભર્યું કરાવવા માટે શક્ય તેટલા પ્રયત્નો કરવામા આવશે વળી બીજા સૌ કેદીઓ પ્રત્યે પણ માનવતાભર્યું અને વિવેકયુક્ત વર્તન હોય એટલા માટે જેલ વ્યવસ્થાનુ આખુ સ્વરૂપ બદલવુ એ પણ એટલુ જ જરૂરનુ છે

કોમી ચુકાદો જે નવા બંધારણનો એક ભાગ છે, તેણે ભારે ચર્ચા ઉભી કરી છે તેના સબંધમા મહાસભાના વલણ વિષે કેટલાક લોકોમા ગેરસમજ થયેલી છે મહાસભા આખા બંધારણનો અસ્વીકાર કરે છે એટલે અનિવાર્ય રીતે કોમી

ચુકાદાનો અસ્વીકાર તેમાં આવી જ જાય છે. પરંતુ આખા બંધારણને બાજુ પર : રાખીએ તો પણ કોમીચુકાદો મહાસભાને બિલકુલ માન્ય નથી; કારણ પ્રજાતંત્રના સિદ્ધાન્તો સાથે અને દેશની સ્વાતંત્ર્યસાધના સાથે તેનો મેળ ખાય તેમ નથી. અંદર અંદર ફાટફૂટ અને ભંગાણ પડાવનારી વૃત્તિઓને કોમી ચુકાદો ઉત્તેજન આપે છે, આર્થિક તથા સામાજિક પ્રશ્નોની વિચારણામાં અને તેના સ્વાભાવિક વિકાસમાં એ અંતરાય નાખે છે, રાષ્ટ્રીય પ્રગતિમાં તે આડરૂપ છે અને હિંદી એકતાના મૂળમાં તે ઘા કરે છે. ખરી રીતે તો એથી હિંદુસ્તાનની કોઇ પણ કોમ કે જાતિને લાભ થતો નથીઃ કારણ તેનાથી સૌ કોઇને જે મોટું નુકસાન થાય છે તે, કેટલાકને થનારા નાના નાના લાભોને નિરર્થક કરી નાખે છે. છેવટ સરવાળે જોઇએ તો તો, કદાચ જેમના લાભને માટે તે યોજાયો છે તેમને જ કદાચ તે વધારેમાં વધારે નુકસાન પહોંચાડે છે, તેનાથી એક જ પક્ષને—આપણા ઉપર રાજ્ય કરનાર અને આપણને ચૂસનાર ત્રીજા પક્ષને—લાભ થાય છે.

એટલે કોમી ચુકાદા વિષે મહાસભાનું વલણ ઉપેક્ષાનું કે તાટસ્થ્યનું નથી. એ ચુકાદા પ્રત્યે એની સખત નાપસંદગી છે, તેને રદ કરવાનું તે ઇચ્છે છે. પરંતુ મહાસભાએ વખતોવખત એ વસ્તુ ઉપર ભાર મૂકયો છે કે કોમી પ્રશ્નનું સંતોષકારક નિરાકરણ તો મોટી મોટી કોમોના પરસ્પર સહકાર અને સદ્‌ભાવથી જ આવી શકે એમ છે. બીજી કોમના હિતના ભોગે પોતાની કોમને માટે સરકાર પાસેથી કાંઇ પણ લાભ મેળવવા એક કોમ પ્રયત્ન કરે છે તેનું પરિણામ એ આવે છે કે કોમી લાગણી વધુ તીવ્ર થાય છે. અને બન્ને પક્ષને ચૂસવાનું સરકારને ફાવતું જડે છે. આમ કરવું આપણી રાષ્ટ્રભાવનાના ગૌરવને બિલકુલ છાજતું નથી; સ્વતંત્રતાની આપણી લડતને તેથી ધકકો પહોંચે છે; લાંબે ગાળે એકકે કોમને તેથી ફાયદો થતો નથી; અને આપણો મુખ્ય પ્રશ્ન બાજુ ઉપર રહી જાય છે.

તેથી મહાસભા માને છે કે કોમી ચુકાદાથી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિને પહોંચી વળવાનો સાચો માર્ગ એ છે કે સ્વાતંત્ર્ય માટેની લડતને વધુ ઉગ્ર બનાવવી, અને તેની સાથે સાથે હિંદના ઐકયને દૃઢ કરવામાં મદદગાર થાય એવા સર્વસંમત નિરાકરણને માટે સર્વમાન્ય થાય તેવું ધોરણ શોધી કાઢવું. એક કોમ આ ચુકાદો ફેરવવા પ્રયત્ન કરે અને બીજી કોમ તેનો વિરોધ કરે તેનું પરિણામ એ જ આવવાનું કે એ ચુકાદાને બહાલી મળવાની અને તે બહુ સજ્જડ થવાનો.

કારણ બેની તકરારમાંથી ત્રીજા પક્ષને એ ચુકાદાનો અમલ કરવા માટે જે તક જોઇએ તે બરાબર મળી રહે છે તેથી મહાસભાનો અભિપ્રાય એવો છે કે આવી એકપક્ષી ચળવળનું કશું પરિણામ આવે નહિ

વળી એ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે આખો કોમી પ્રશ્ન ગમે તેટલા મહત્ત્વનો હોય તો પણ આપણા દેશના મુખ્ય પ્રશ્નો—ગરીબાઇ અને બહુવ્યાપી બેકારી—એની સાથે એને કશી લેવાદેવા નથી એ ધાર્મિક પ્રશ્ન પણ નથી ટોચ ઉપરના મુઠ્ઠીભર લોકોને જ તે સ્પર્શે છે તમામ કોમના ખેડૂતો, કામદારો દુકાનદારો, વેપારીઓ અને ગરીબ મધ્યમ વર્ગ તેનાથી અસ્પૃશ્ય જ રહે છે અને તેમના ઉપરના બોજા એવા ને એવા જ ટકા રહે છે

નવી ધારાસભાઓમાં પ્રધાનપદો સ્વીકારવા કે કેમ એ પ્રશ્ન લખનૌની મહાસભાએ મુલતવી રાખ્યો હતો મહાસમિતિનો અભિપ્રાય એવો છે કે ચૂંટણીઓ થઇ ગયા પછી એ વિષે નિર્ણય કરવાનું વધુ ઠીક પડશે આ વિષે નિર્ણય ગમે તે થાય તો પણ એટલું તો યાદ રાખવાનું જ છે કે અમે તે થઓ મહાસભા નવા બંધારણને ઉડાડી દેવાની અને તેનો અમલ કરવામાં સહકાર નહિ આપવાના પથની છે લક્ષ્ય એક જ રાખવાનું છે નવા બંધારણને ઉડાડી દેવું આ લક્ષ્યની સિદ્ધિને અર્થે, નવા બંધારણમાં સમવાયતંત્રની જે યોજના છે તે દાખલ થતી અને અમલમાં આવતી અટકાવવા માટે શક્ય તેટલા પ્રયત્ન કરવામાં આવશે. સમવાયતંત્રનો હેતુ એ છે કે તેથી કરીને સામ્રાજ્ય તત્ત્વનું અને દેશી રાજ્યોની ઠાકોરશાહીનું આખા દેશ ઉપર આધિપત્ય કાયમ રહે અને સ્વાતંત્ર્ય પ્રત્યેની તમામ પ્રગતિ અટકી પડે એ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે નવી પ્રાન્તિક ધારાસભાઓ જ મધ્યવર્તી સમવાયી ધારાસભાનું મતદારમંડળ બનવાની છે એટલે પ્રાન્તિક ધારાસભાઓમાં કેવા સભ્યો ચૂંટાઇને આવે છે તેના ઉપર સમવાયી બંધારણના ભવિષ્યનો ઘણો આધાર રહેશે

એટલે આવતી ચૂંટણીઓમાં મહાસભાને દરેક પ્રકારે મદદ કરવાની અમે દેશને અપીલ કરીએ છીએ. એમાં રાષ્ટ્રનું હિત સમાયેલું છે રાષ્ટ્ર તમારી પાસે એ માગણી કરે છે આપણા મુક્તિસંગ્રામની દૃષ્ટિએ પણ એ આવશ્યક છે ધારાસભાઓમાં મહાસભાના સભ્યો કેટલું અસરકારક કામ કરી શકશે તેનો આધાર તેમની સંખ્યા ઉપર, તેમની શિસ્ત ઉપર તથા દેશ તેમને કેટલી મદદ અને કેટલો ટેકો

આપે છે તેના ઉપર રહેશે. તેમની જો ચોખ્ખી બહુમતી થાય તો તેઓ બંધારણ સામે લડત ચલાવી શકશે અને એ રીતે આપણા મુક્તિ-સંગ્રામમાં અસરકારક મદદ કરી શકશે. જે પક્ષ અથવા મંડળ, જાણ્યેઅજાણ્યે, મહાસભાના તંત્રથી અળગું રહેશે, તે રાષ્ટ્રને માટે નબળાઇનું કારણ અને સામા પક્ષને માટે બળનું કારણ થઇ પડશે. મુક્તિ સંગ્રામ માટે સંયુક્ત પ્રતિકાર આવશ્યક છે. મહાસભા જ એક એવી સંસ્થા છે, જેમાં બધા વર્ગો અને બધી કોમો આવી જાય છે, અને જેમાં દેશને મુક્ત કરવાની અને પ્રજાને પારકાઓના શોષણમાંથી છોડાવવાની તમન્નાથી તથા આમવર્ગના કલ્યાણ ઉપર મંડાયેલા એવા બળવાન, સુખી અને સંયુક્ત રાષ્ટ્રના ઘડતરની અભિલાષાથી લોકો એકઠા થયેલા છે. એટલે તેની મારફત જ સંયુક્ત રાષ્ટ્રીય પ્રતિકાર કરી શકાય એમ છે.

આવા મહાન અને પ્રેરણાદાયી ધ્યેયને માટે મહાસભાના વાવટા નીચે રહીને કેટલાંયે સ્ત્રીપુરુષોએ દુઃખો વેઠયાં છે અને સર્વસ્વનું બલિદાન આપ્યું છે. આજે પણ એને માટે આપણા હજારો દેશબાંધવો વીરોચિત સહિષ્ણુતાથી અનેક દુઃખો ચુપચાપ વેઠી રહ્યા છે. તે ધ્યેયને દૃષ્ટિ સમીપ રાખીને, પૂરી આશા અને વિશ્વાસથી, મહાસભાના, દેશના અને સ્વાતંત્ર્યના કાર્ય માટે સંગઠિત થઇ બહાર પડવાને અમે આપણાં ભાઇબહેનોને આમંત્રણ આપીએ છીએ



# પરિશિષ્ટ ૫

—▭—

## પ્રાન્તિક ચુંટણીઓનું પૃથક્કરણ

નીચેના કોષ્ટક દ્વારા જુદા જુદા પ્રાન્તોની નીચલી ધારાસભામાં મહાસભાએ કેટલી બેઠકો મેળવી અને કુલ બેઠકોના કેટલા ટકા તેના ફાળે ગયા તે જણાવવામાં આવેલું છે:

| પ્રાન્ત | કુલ બેઠકો | મહાસભાએ મેળવેલી બેઠકો | કુલના પ્રમાણમાં ટકા | મહાસભાએ મેળવેલ મતના ટકા |
|---|---|---|---|---|
| ૧ મદ્રાસ | ૨૧૫ | ૧૫૯ | ૭૪ | ૬૫ |
| ૨ બિહાર | ૧૫૨ | ૯૮ | ૬૫ | ૭૫ |
| ૩ બંગાળ | ૨૫૦ | ૫૪ | ૨૨ | ૨૫ |
| ૪ મધ્ય પ્રાન્ત | ૧૧૨ | ૭૦ | ૬૨·૫ | ૬૧ |
| ૫ મુંબઇ | ૧૭૫ | ૮૬ | ૪૯ | ૫૬ |
| ૬ યુક્ત પ્રાન્ત | ૨૨૮ | ૧૩૪ | ૫૯ | ૬૫ |
| ૭ પંજાબ | ૧૭૫ | ૧૮ | ૧૦·૫ | ૧૩ |
| ૮ સરહદ પ્રાન્ત | ૫૦ | ૧૯ | ૩૮ | — |
| ૯ સિંધ | ૬૦ | ૭ | ૧૧·૫ | ૧૨ |
| ૧૦ આસામ | ૧૦૮ | ૩૩ | ૩૧ | — |
| ૧૧ ઓરિસ્સા | ૬૦ | ૩૬ | ૬૦ | — |

ધારાસભાની ચુંટણીઓ પછી પાછળથી મહાસભામાં જોડાનાર સ્વતંત્ર સભ્યોનો આમાં સમાવેશ કરવામાં આવેલો નથી.

**મુસ્લિમ બેઠકો** ·

હિન્દના બધા જ પ્રાન્તોની નીચલી ધારાસભામાં મુસ્લિમોની કુલ ૪૮૨ બેઠકો છે. આ બેઠકો માટે મહાસભાએ કુલ ૫૮ ઉમેદવારો ચુંટણીમાં ઉભા રાખેલા પરંતુ આ પૈકી ૨૬ ફત્તેહમંદ થયેલા એટલે મહાસભાએ મુસ્લિમ બેઠકોમાં ૪૫ ટકા જ બેઠકો મેળવી છે. આ આંકડામાં પ્રધાન મંડળ રચાતાં પાછળથી સ્વતંત્ર મુસ્લિમ સભ્યો મહાસભા પક્ષમાં જોડાયેલા તેનો સમાવેશ કરવામાં આવતો નથી.

મજુર બેઠકો :

હિંદના બધા જ પ્રાન્તોમાંની નીચલી ધારાસભામાં મજુરો માટેની કુલ બેઠકો ૩૮ છે. આ બેઠકો માટે મહાસભાએ બધા મળીને ૨૦ ઉમેદવારો ઉભા રાખેલા. આ પૈકી ૧૮ ફત્તેહમંદ થયેલા. એટલે મજુર બેઠકો મેળવવામાં મહાસભાને ૯૦ ટકા ફત્તેહ મળી છે.

જમીનદારોની બેઠકો :

હિંદના બધા પ્રાન્તોમાં નીચલી ધારાસભા માટે જમીનદારો માટે કુલ બેઠકો ૩૮ છે. આમાંથી મહાસભાએ ૮ માટે હરીફાઇ કરેલી, જે પૈકી તે ૪ માં ફત્તેહ પામેલી.

વ્યાપાર અને ઉદ્યોગની બેઠકો :

હિંદના બધા પ્રાન્તોમાંની નીચલી ધારાસભા માટે વ્યાપાર અને ઉદ્યોગ માટે કુલ ૫૬ બેઠકો છે. આમાં મહાસભાએ ૮ માટે હરીફાઇ કરેલી જે પૈકી તેને ૩ જ બેઠકો મળી છે.

ઉપલી ધારાસભાનાં પરિણામ

નીચેના કોષ્ટક દ્વારા જુદા જુદા પ્રાન્તોની ઉપલી ધારાસભામાં મહાસભાએ કેટલી બેઠકો મેળવી તે જણાવવામાં આવેલું છે.

| પ્રાન્ત | કુલબેઠકો | મહાસભાએ કેટલા માટે હરીફાઇ કરી | મહાસભાએ મેળવેલી બેઠકો |
|---|---|---|---|
| મદ્રાસ | ૪૬ | ૩૩ | ૨૬ |
| બિહાર | ૨૬ | ૧૨ | ૮ |
| મુંબઇ | ૨૬ | ૧૫ | ૧૩ |
| યુક્તપ્રાન્ત | ૫૨ | ૧૯ | ૮ |
| બંગાળ | ૫૭ | ૧૨ | ૯ |
| આસામ | ૨૨ | ૧ | — |
| | ૨૨૯ | ૯૨ | ૬૪ |

ઉપલી ધારાસભાની ચુંટણીનું પૃથક્કરણ કરતાં માલમ પડે છે કે કુલ ૨૨૯ બેઠકોમાંથી મહાસભાએ ૯૨ માટે હરીફાઇ કરેલી, જે પૈકી તેને ૬૪ બેઠકો મળી. એટલે તેણે હરીફાઇની બેઠકોના પ્રમાણમાં ૬૦ ટકા જીત મેળવી જ્યારે કુલ બેઠકોના પ્રમાણમાં ૨૮ ટકા બેઠકો મેળવી.

## પ્રાન્તવાર પૃથક્કરણ

### ( ૧ ) મદ્રાસ

| કુલ બેઠકો | | મહાસભાએ હરીફાઇ કરેલી બેઠકો | બિનહરીફ જીત | મહાસભાએ મેળવેલી બેઠકો |
|---|---|---|---|---|
| ૧ સામાન્ય મતવિભાગ (શહેર ને ગ્રામવિસ્તાર) | ૧૧૬ | ૧૧૪ | | ૧૧૧ |
| ૨ શેડ્યુલ્ડ ,, | ૩૦ | ૨૬ | | ૨૬ |
| ૩ મુસ્લિમ ,, (શહેર ને ગ્રામ) | ૨૮ | ૯ | | ૪ |
| ૪ શ્રીમંત ,, | ૮ | ૭ | | ૭ |
| ૫ હિંદીખ્રિસ્તી ,, | ૮ | ૭ | | ૫ |
| ૬ એંગ્લોઇન્ડિયન,, | ૨ | — | | — |
| ૭ યુરોપીઅન ,, | ૩ | — | | — |
| ૮ પછાત વર્ગ ,, | ૧ | ૧ | | ૧ |
| ૯ વ્યાપારઉદ્યોગ ,, | ૬ | ૪ | | — |
| ૧૦ જમીનદાર ,, | ૬ | ૪ | | — |
| ૧૧ મજૂર ,, | ૬ | ૬ | | ૬ |
| ૧૨ યુનીવર્સીટી ,, | ૧ | ૧ | | ૧ |
| કુલ | ૨૧૫ | ૧૭૩ | ૭ | ૧૫૯ |

### પક્ષવાર બળ

| | | | | |
|---|---|---|---|---|
| મહાસભા | પક્ષ | ૧૫૯ | યુરોપીઅન કોમર્સ | ૩ |
| જસ્ટીસ | ,, | ૧૭ | યુરોપીઅન સામાન્ય | ૩ |
| સ્વતંત્ર | ,, | ૧૫ | મદ્રાસ પ્લાન્ટર્સ | ૧ |
| પીપલ્સ | ,, | ૧ | નટ્ટુ કોટાઇ નગર થરો એસોસિએશન | ૧ |
| મુસ્લિમ લીગ | ,, | ૧૧ | એંગ્લો ઇન્ડિયન | ૨ |
| મુસ્લિમ પ્રગતિકારક | ,, | ૧ | ચેમ્બર ઓફ કોમર્સ | ૧ |
| | | | કુલ | ૨૧૫ |

મદ્રાસ કાઉન્સીલ ( ઉપલી ધારાસભા )ની સામાન્ય મતવિભાગની કુલ ૩૫ માંથી મહાસભાએ ૩૩ માટે હરીફાઇ કરેલી ને તેમાં તે સંપૂર્ણ ફત્તેહ પામેલી.

## ( ૨ ) બિહાર

| મત વિભાગ | કુલ | હરીફાઇ કરેલી | બિનહરીફ | મેળવેલી |
|---|---|---|---|---|
| ૧ સામાન્ય ( શહેર ) | ૫ | ૫ | — | ૫ |
| ૨ સામાન્ય ( ગ્રામ ) | ૭૩ | ૭૨ | ૨ | ૬૮ |
| ૩ શેડ્યુલ્ડ | ૧૫ | ૧૫ | ૯ | ૧૪ |
| ૪ મુસ્લિમ ( શહેર ગ્રામ ) | ૩૯ | ૭ | ૧ | ૫ |
| ૫ સ્ત્રી | ૪ | ૩ | ૧ | ૩ |
| ૬ એંગ્લોઇન્ડિયન | ૧ | — | — | — |
| ૭ યુરોપીઅન | ૨ | — | — | — |
| ૮ હિંદી ખ્રિસ્તી | ૧ | — | — | — |
| ૯ ઉદ્યોગ વ્યાપાર | ૪ | — | — | — |
| ૧૦ મજુર | ૩ | ૩ | ૧ | ૨ |
| ૧૧ યુનીવર્સીટી | ૧ | ૧ | — | — |
| કુલ | ૧૫૨ | ૧૦૭ | ૧૪ | ૯૭ |

પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| મહાસભા | ૯૮ | એંગ્લોઇન્ડિયન | ૧ |
| મુસ્લીમ સ્વતંત્ર | ૧૫ | હિંદી ખ્રિસ્તી | ૧ |
| મુસ્લીમ યુનાઇટેડ | ૬ | વફાદાર | ૧ |
| યુરોપીઅન | ૨ | અહરાર | ૩ |
| કોન્સ્ટીટ્યુશનલ | ૨ | પક્ષ વિનાના | ૨૪ |
| | | | ૧૫૨ |

બિહાર કાઉન્સીલમાં મહાસભાએ ૬ બેઠકો માટે ઉમેદવારી કરેલી પરંતુ તેમાં તે સંપૂર્ણ રીતે નિષ્ફળ ગયેલી.

## ( ૩ ) મુંબઇ

| મતવિભાગ | કુલ બેઠકો | હરીફાઇ કરી | બિનહરીફ | મળેલી બેઠકો |
|---|---|---|---|---|
| ૧ સામાન્ય (શહેર ગ્રામ વિસ્તાર) | ૯૨ | ૮૪ | ૩ | ૬૯ |
| ૨ મુસ્લીમ | ૨૯ | ૨ | — | — |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ મરાઠા | ૭ | ૬ | — | ૪ |
| ૪ શેડયુલ્ડ | ૧૫ | ૮ | ૧ | ૪ |
| ૫ પછાત | ૧ | — | — | — |
| ૬ હિંદી ખ્રિસ્તી | ૩ | ૧ | — | — |
| ૭ ઍંગ્લોઇન્ડિયન | ૨ | — | — | — |
| ૮ વ્યાપાર ઉદ્યોગ | ૭ | ૧ | ૧ | ૧ |
| ૯ મજુર | ૭ | ૧ | ૧ | ૧ |
| ૧૦ જમીનદાર | ૨ | — | — | — |
| ૧૧ સ્ત્રી ( સામાન્ય ) | ૫ | ૫ | ૨ | ૫ |
| ૧૨ ,, ( મુસ્લીમ ) | ૧ | — | — | — |
| ૧૩ યુનીવર્સીટી | ૧ | ૧ | — | ૧ |
| કુલ | ૧૭૫ | ૧૧૦ | ૯ | ૮૬ |

પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| મહાસભા | ૮૬ | સ્વતંત્ર ( આંબેડકર અને અગ્રા-ણ્ય પક્ષો સમેત | ૪૧ |
| મુસ્લીમ લીગ | ૨૦ | મજુર | ૫ |
| સ્વતંત્ર મુસ્લીમ | ૧૦ | રાષ્ટ્રવાદી | ૧ |
| ડેમોક્રેટીક સ્વરાજ પક્ષ | ૫ | | |
| યુરોપીઅન, ઍંગ્લોઇન્ડિયન અને હિંદી ખ્રિસ્તી | ૭ | કુલ | ૧૭૫ |

મુંબાઇ કાંઉસીલ ( ઉપલી ધારાસભા )માં પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| મહાસભા | ૧૩ | મુસ્લીમ લીગ | ૨ |
| સ્વતંત્ર | ૧ | વિનીત | ૧ |
| ડેમોક્રેટીક સ્વરાજ પક્ષ | ૨ | યુરોપીઅન | ૧ |
| | | કુલ | ૨૬ |

## ( ૪ ) યુક્ત પ્રાન્ત

| મત વિભાગ | કુલ બેઠકો | હરીફાઇ | બિનહરીફ | મેળવેલી બેઠકો |
|---|---|---|---|---|
| ૧ સામાન્ય ( શહેર સ્ત્રી સમેત ) | ૧૪ | ૧૪ | ૧ | ૧૪ |
| ૨ સામાન્ય ગ્રામ સ્ત્રી સમેત | ૧૧૦ | ૧૦૯ | ૨ | ૧૦૦ |
| ૩ શેડયુલ્ડ ( શહેર ) | ૪ | ૪ | — | ૪ |
| ૪ શેડયુલ્ડ ( ગ્રામ ) | ૧૬ | ૧૩ | ૨ | ૧૨ |
| ૫ મુસ્લીમ ( શહેર ) | ૧૩ | ૨ | — | — |
| ૬ ,, ( ગ્રામ ) | ૫૩ | ૭ | — | — |
| ૭ મજુર | ૩ | ૩ | — | ૩ |
| ૮ જમીનદાર | ૬ | — | — | — |
| ૯ હિંદી ખ્રિસ્તી | ૨ | — | — | — |
| ૧૦ એંગ્લોઇન્ડિયન | ૧ | — | — | — |
| ૧૧ યુરોપીઅન | ૨ | — | — | — |
| ૧૨ યુરોપીઅન ( ઉદ્યોગ ) | ૨ | — | — | — |
| ૧૩ હિંદી ( ઉદ્યોગ ) | ૧ | — | — | — |
| ૧૪ યુનીવર્સીટી | ૧ | ૧ | — | ૧ |
| કુલ | ૨૨૮ | ૧૫૩ | ૫ | ૧૩૪ |

### પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| મહાસભા | ૧૩૪ | સ્વતંત્ર મુસ્લીમ | ૩૦ |
| મુસ્લીમ લીગ | ૨૭ | સ્વતંત્ર હિંદુ | ૧૦ |
| નેશનલ એગ્રીકલચરીસ્ટ પક્ષ | ૧૬ | બાકી | ૧૧ |
| | | કુલ | ૨૨૮ |

### યુક્ત પ્રાન્ત કાઉન્સીલ ( ઉપલી ધારાસભા )માં પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| મહાસભા | ૮ | (હિંદુ મુસ્લીમ) નેશનલ એગ્રીકલ્ચરીસ્ટ પક્ષ | ૪ |
| સ્વતંત્ર | ૩૯ | યુરોપીઅન | ૧ |
| | | | ૫૨ |

## ( ૫ ) બંગાળ

| મતવિભાગ | કુલ બેઠકો | હરીફાઇ | બિનહરીફ | મેળવેલ બેઠકો |
|---|---|---|---|---|
| ૧ સામાન્ય | ૪૮ | ૪૮ | — | ૪૩ |
| ૨ રીઝર્વ્ડ | ૩૦ | ૧૭ | — | ૬ |
| ૩ મુસ્લીમ | ૧૧૭ | — | — | — |
| ૪ એંગ્લો ઇન્ડિયન | ૩ | — | — | — |
| ૫ યુરોપીઅન | ૧૧ | — | — | — |
| ૬ હિંદી ખ્રિસ્તી | ૨ | — | — | — |
| ૭ ઉદ્યોગ | ૧૯ | — | — | — |
| ૮ જમીનદાર | ૫ | — | — | — |
| ૯ મજુર | ૯ | ૫ | — | ૫ |
| ૧૦ યુનીવર્સીટી | ૨ | — | — | — |
| ૧૧ સ્ત્રી | ૫ | — | — | — |
| કુલ | ૨૫૦ | ૭૦ | | ૫૪ |

બંગાળ કાઉન્સીલ ( ઉપલી ધારાસભા )માં ૫૭ માંથી મહાસભાએ ૯ બેઠકો મેળવી છે.

## ( ૬ ) મધ્ય પ્રાન્ત

| મતવિભાગ | કુલ બેઠકો | હરીફાઇ કરી | મેળવેલી બેઠકો |
|---|---|---|---|
| ૧ સામાન્ય ( શહેર ) | ૯ | ૯ | ૯ |
| ૨ સામાન્ય ( ગ્રામ ) | ૫૬ | ૫૫ | ૪૯ |
| ૩ મુસ્લીમ ( શહેર ) | ૨ | — | — |
| ૪ ,, ( ગ્રામ ) | ૧૨ | ૨ | — |
| ૫ જમીનદાર | ૩ | ૨ | ૨ |
| ૬ મજુર | ૨ | ૨ | ૧ |
| ૭ વ્યાપાર | ૨ | ૨ | ૧ |
| ૮ સ્ત્રી | ૩ | ૩ | ૩ |

| | | | |
|---|---|---|---|
| ૯ પછાત કોમ | ૧ | — | — |
| ૧૦ યુરોપીઅન | ૧ | — | — |
| ૧૧ એંગ્લો ઇન્ડિયન | ૧ | — | — |
| ૧૨ યુનીવર્સીટી | ૧ | ૧ | — |
| કુલ | ૧૧૨ | ૮૫ | ૭૦ |

પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| મહાસભા | ૭૦ | આંબેડકર પક્ષ | ૪ |
| મુસલમાન | ૭૪ | રાષ્ટ્રવાદી | ૨ |
| અબ્રાહ્મણ | ૩ | બીજા | ૧૯ |
| | | | કુલ ૧૭૨ |

## ( ૭ ) પંજાબ

મહાસભાએ પંજાબમાં સામાન્ય મત વિભાગની ૪૨ બેઠકોમાંથી ૧૦, શીખની ૩૧ માંથી ૪, મુસ્લીમ ૮૪ માંથી ૨ અને સ્રીની ૪ માંથી ૨ બેઠકો મેળવી છે, મહાસભાને ૧૩ ટકા જ મત મળેલા.

## ( ૮ ) સરહદ પ્રાન્ત

| મત વિભાગ | કુલ બેઠકો | હરીફાઇ કરેલી | મેળવેલી બેઠકો |
|---|---|---|---|
| ૧ મુસ્લીમ | ૩૬ | ૨૯ | ૧૫ |
| ૨ શિખ | ૩ | ૮ | ૪ |
| ૩ સામાન્ય | ૯ | — | — |
| ૪ જમીનદાર | ૨ | — | — |
| | ૫૦ | ૩૭ | ૧૯ |

પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| મહાસભા | ૧૯ | સ્વતંત્ર મુસ્લીમ | ૨૧ |
| હિંદુ રાષ્ટ્રવાદી | ૭ | સ્વતંત્ર હિંદુ | ૧ |
| મુસ્લીમ સ્વતંત્ર્ય પક્ષ | ૨ | | |
| | | | કુલ ૫૦ |

## ( ૯ ) ઓરિસ્સા

કુલ બેઠકો ૬૦ માંથી મહાસભાએ ૪૩ માટે હરીફાઇ કરી જેમાંથી તેણે ૩૬ મેળવી.

### પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| મહાસભા | ૩૬ | સ્વતંત્ર | ૧૧ |
| યુનાઇટેડ પક્ષ | ૫ | નીમાયેલા | ૪ |
| રાષ્ટ્રવાદી પક્ષ | ૪ | | |
| | | | કુલ ૬૦ |

## ( ૧૦ ) આસામ

### પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| મહાસભા | ૩૩ | યુરોપીઅન | ૯ |
| સ્વતંત્ર હિન્દુ | ૧૦ | પછાત કોમ | ૪ |
| મુસ્લીમ પ્રજા પક્ષ | ૧ | મજુર | ૪ |
| યુનાઇટેડ પીપલ્સ પક્ષ | ૩ | સ્વતંત્ર મુસ્લીમ | ૧૪ |
| આસામ વેલી મુસ્લીમ | ૫ | બીજા | ૨૦ |
| સર્મા વેલી મુસ્લીમ | ૫ | | |
| | | | કુલ ૧૦૮ |

## ( ૧૧ ) સિંધ

### પક્ષવાર બળ

| | | | |
|---|---|---|---|
| યુનાઇટેડ પક્ષ | ૨૩ | હિંદુ સભા | ૪ |
| મહાસભા | ૭ | સ્વતંત્ર | ૧૭ |
| આઝાદ પક્ષ | ૩ | યુરોપીઅન | ૧૩ |
| મુસ્લીમ | ૩ | | |
| | | | કુલ ૭૦ |

# ગર્ભવિદ્યા

લેખકઃ રા. પ્રાણલાલ પ્રભાશંકર બક્ષી
બી. એસ. સી.

**કીંમત રૂા. ૦-૧૨-૦**

ગર્ભવિદ્યા જનસમાજ માટે એટલી બધી ઉપયોગી અને હમેશાં મનન કરવા લાયક છે કે અન્ય કોઇ વિષય ભાગ્યેજ તેની બરોબરી કરી શકે. આ વિદ્યા ન જાણવાથી અનેક ગેરફાયદાઓ મનુષ્યને પોતાના જીવનમાં ભોગવવા પડે છે. ઉમર લાયક થયેલા પ્રત્યેક માણસોએ બને તો ગૃહસંસારમાં પ્રવેશ કરતાં અગાઉ અગર તો પછી પણ આ વિદ્યાનો અભ્યાસ કરવો જ જોઇએ. તેથી ખૂબ ફાયદાઓ થશે.

✠ 卐 ✠

# સૂર્ય.

કીં. રૂા. ૦-૧૨-૦

ભાષાંતર કર્તા : **રા. બળવંતરાય હરરાય વોરા,** બી. એસ. સી.

સૂર્ય એ નામ બે અક્ષરનું છે પણ એ સૂર્ય કેટલો ઉપયોગી છે એ દરેક સમજી શકે છે. આ સૂર્ય વિશેની વિગતવાર માહિતી વિજ્ઞાનની દષ્ટિએ આ ગ્રંથમાં આપવામાં આવી છે. તે ખાસ અભ્યાસ કરવા લાયક છે.

# નૌકાબળ

લેખકઃ રા. મહેશ નટવરરાય મહેતા
બી. એસ. સી.

## મૂલ્ય રૂ. ૦-૧૨-૦

નૌકાબળ એ વિષય ખાસ જાણવા જેવો છે. આ જમાનામાં નૌકાબળ એ બહુ જ ઉપયોગી થઇ પડયું છે. જે પ્રગતિ કરી છે ઇંગ્લાંડ અને અમેરિકાએ તે આ નૌકાબળના જ પ્રતાપે. મનુષ્યે તેમજ માલને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવામાં, નૌકાબળ બીજા તમામ સાધનો કરતાં ઓછા ખર્ચવાળું દરેક સુખ સગવડવાળું તેમજ વેપારથી જ્યાં ઉજાસ થઇ હશે ત્યાં આ નૌકાબળે જ મહત્વનો ભાગ ભજવ્યો છે. સમયનો બચાવ કરનારૂં છે. એ તો જગજાણીતી વાત છે. પણ મોટાં મોટાં રાજ્યોને પોતાના રાજ્યની ઉન્નતિ કરવામાં પણ નૌકાબળે મહત્વનો ભાગ ભજવ્યો છે. લશ્કરને, લડાઇનાં મોટાં યંત્રોને એક જગાએથી બીજી જગાએ જલદીથી અને સહેલાઇથી લઇ જવામાં નૌકાબળે મહત્વનો ભાગ ભજવ્યો છે. આ નોકાબળ વિષે ઉપયોગી માહિતીથી દરેકે માહિતગાર થવું જોઇએ. તે તમારી ઉન્નતિ માટે પણ જરૂરનું થઇ પડશે.

ઈંગ્લાંડના પ્રખ્યાત નૌકાસૈનિક

# નેલ્સનનું જીવનચરિત્ર

લેખકઃ સ્વ. શ્રી. હીરાલાલ હ. ગણાત્રા
બી. એ. એલ. એલ. બી. સોલીસીટર.

મૂલ્ય રૂ. ૧-૦-૦

આ નેલ્સન કોણ હતો. તે કેવી રીતે ઉન્નતિના શિખરે પહોંચ્યો દુનિયાની મહાન વ્યકિત તરીકે ગણાયો તે આ પુસ્તકમાંથી જાણવા મળશે.

૧૯ વર્ષની ઉમ્મરે લેફ્ટેનન્ટની પદવી મેળવી—લડાયક બારકસ ઉપર પોતાની ફરજ બજાવવા ચઢી ચૂકયો હતો—તેની જીંદગીનું એક પણ વર્ષ એવું નહીં ગયું હોય કે જેમાં તેણે કાંઇ અસાધારણ શૌર્ય ન બતાવ્યું હોય. ભૂમધ્ય સમુદ્રનાં તેનાં પરાક્રમો-પ્રખ્યાત લડાયક નેપોલીયન બોનાપાર્ટની સામેની તેની શૂરવીરતા તથા ઇજીપ્ત માંની તેની સફર-નાઇલ નદીનો સંગ્રામ-ઇટલીમાં તેણે મેળવેલ વિજય-ફ્રેન્ચોના કરેલો પરાજય-ટ્રફાલ્ગરનું યુદ્ધમાં તેણે બતાવેલ અપૂર્વ વીરતા-વિગેરે વિગેરે ખાસ વાંચવા લાયક છે.

દરેક વિદ્યાર્થી અને યુવાને આ જીવન વાંચી જવું જોઇએ. તેમાંથી જરૂર કાંઇ નવું જાણવાનું તથા શીખવાનું તેમને મળશે.